શ્રી.



# પ્રસ્તાવના.

પ્રવાસ વર્ણનના આવા પુસ્તકને પ્રસ્તાવનાની ખાસ જરૂર હોય એમ મને લાગતું નથી; પણ હાલમાં છેક ચાર પાંચ પાનાના ચોપાનીયાથી માંડીને ઠેઠ પાંચસો સાતસો પાનાના મોટા ગ્રન્થને "ગ્રન્થ કર્તાની પ્રસ્તાવના" લગાડવાનો એક રીવાજજ પડી ગયો છે. તેટલા માટે સરસ્વતી મંદીરમાં મારા આ પ્રથમ પ્રવેશના પ્રસંગે આ શિષ્ટાચારનો અનાદર કરી ગ્રન્થકાર બંધુઓનો રોષ વ્હોરી લેવાનું મને યોગ્ય જણાતું નથી.

વરોદર નરેશ શ્રીમંત શ્રી સયાજીરાવ મહારાજ પોતાની પ્રજાની નૈતિક બૌદ્ધિક, સામાજીક અને આર્થિક ઉન્નતિ કરવા માટે કેટલી ખંતથી અનેક મોટા પ્રયાસો ચલાવે છે, એ વાતથી ભાગ્યે ગુજરાતમાં એક પણ માણસ અજાણ્યો હશે. પોતે, અનેકવાર પૃથ્વી પર્યટન કરી જુદા જુદા દેશની રીત રીવાજ અને રાજ્ય પદ્ધતિનું સૂક્ષ્મ અવલોકન કરી, પોતાના રાજ્યમાં જે અનેક સુધારા દાખલ કર્યા છે તેમાં પોતાના રાજ્યના વરણ અમલદારો પૈકી કેટલાકને પરદેશ મોકલી તેમનું એક દેશીય જ્ઞાન વિસ્તૃત કરવાનો ક્રમ, ખાસ છે. વિશ્વ વિદ્યાલયમાં અભ્યાસ પુરો કરી, કોઈપણ ધંધામાં જોડાવા પહેલાં, જુદા જુદા દેશના રીતરીવાજ અને લોક સ્વભાવ વિગેરેનો પ્રત્યક્ષ અનુભવ મેળવવા માટે પરદેશમાં પર્યટન કરવા જવાનો રીવાજ યુરોપમાં ઘણો પ્રચલિત છે. આપણા દેશની ગરીબ સ્થીતીને લીધે આ રીવાજ અહીં સામાન્ય થવાનું બની શકે તેમ નથી. આ વાત ધ્યાનમાં લઇ શ્રીમંત મહારાજ સાહેબે દર સાલ પોતાના રાજ્યના બે અમલદારોને પરદેશમાં પ્રવાસ કરવા મોકલવાની ગોઠવણ કરી છે. આ ધોરણને અનુસરી સન ૧૯૧૩

માં મને અને રા. રા. રામચંદ્ર સર્વજ્ઞ પવારને યુરોપનો પ્રવાસ કરવાને મોકલવાની યોજના થઇ. આ પ્રવાસની રોજે રોજની હકીકત "ડાયરી" રૂપે આ પુસ્તકમાં વાચક વર્ગને સાદર કરવામાં આવી છે.

હિંદુસ્તાનમાંથી વિલાયત જનારને કપડાલત્તાની શી શી જરૂર છે તેમજ મુસાફરીમાં કઈ કઈ પરચુરણ ચીજોનો ખપ પડે છે વિગેરેની સંપુર્ણ માહિતી આ પુસ્તકમાં આપવાનો યત્ન કર્યો છે. ત્યાં ખાના પીવાની કેવી સગવડ થઈ શકે છે અને ચુષ્પાલે ચુસ્ત રીતે ધાન્યાહારી રહેવાને માટે કઈ બાબતો ખાસ ધ્યાનમાં રાખવી પડે છે વિગેરે હકીકત આમાં આપેલી છે. આગબોટના અને રેલ્વેના પ્રવાસમાં શી શી વાતો લક્ષમાં રાખવી અને, મજુર, ભાડાની ગાડી વિગેરેની ત્યાં કેવા પ્રકારની સગવડ છે, ત્યાંનો રીતરીવાજ અને લોકાચાર કેવો છે વિગેરે વિષયોની અને તેવી વિગતવાર માહિતી આપવાનો આ પુસ્તકમાં સંપુર્ણ પ્રયત્ન કર્યો છે.

યુરોપ ખંડની મુસાફરી કરી આવેલા ઘણા વિદ્વાન ગૃહસ્થોએ પ્રવાસ વર્ણનો લખેલા છે પણ તે ઘણે ભાગે અંગ્રેજીમાં લખેલા હોવાથી સામાન્યજન સમાજને તેનો જોઇએ તેવો લાભ મળી શકતો નથી. અને ગુજરાતીમાં જે થોડાં ઘણાં પ્રવાસ વર્ણનો છે તેમાં ઘણા ભાગે સ્થલ વર્ણનપર વિશેષ લક્ષ આપેલું હોય છે એટલે અંગ્રેજી નહિ જાણનારને માટે, પોતાના યુવાન છોકરાઓને વિલાયત મોકલવાની ઇચ્છા હોવા છતાં, તે દેશમાં પડતી અડચણો કેવી રીતે દુર થઈ શકે છે તેની માહીતી આપનાર એકે પુસ્તક મારી સમજ પ્રમાણે આપણી ભાષામાં નથી અને આવી સામાજીક હરકતોને લઈ આપણામાં વિલાયત સબંધી ઘણી ગેર સમજુત ચાલે છે. આ ગેરસમજુત દુર થઇ પાશ્ચાત્ય જ્ઞાનના અભાવે આપણા વૃદ્ધજનો પોતાના ઉત્સાહી યુવકોને પરદેશ મોકલી તેમની સંકુચિત દ્રષ્ટિ ઉઘાડશે તો આ પુસ્તક લખવાનો ઉદ્દેશ ઘણે અંશે સફલ થયો માનીશ. આવા કારણોને લીધે આ પુસ્તક જોઇએ તે કરતાં ઘણુ મોટું થઈ ગયું છે. માટે ઉપલા પુસ્તકનો ઉદ્દેશ લક્ષમાં રાખી વાચક વર્ગ આ ગ્રન્થ વાંચતા કંટાળશે નહિ એવી આશા રાખું છું.

વાચક વર્ગ આગળ આવવાનો આ મારો પ્રથમ પ્રયત્ન હોવાથી આ પુસ્તકની ભાષામાં અને વિષય રચનામાં અનેક ભૂલો રહેવાનો સંભવ છે, તો તેને વાચક વર્ગ દરગુજર કરશે. પ્રવાસ વર્ણનો વાંચવામાં ઘણા ભાગે કંટાળો ઉત્પન્ન થાય છે તેટલા માટે આ વૃતાંત બને તેટલો મનોરંજક કરવાનો યત્ન કરવામાં આવ્યો છે. તો પણ આ સંબંધમાં જે દોષો વાચક વર્ગને માલુમ પડે તેના તરફ હંસક્ષીર ન્યાય દૃષ્ટિએ વિશેષ લક્ષ ન આપતાં માત્ર જે કંઇ થોડી ઘણી ઉપયોગી માહિતી આ પુસ્તકમાં છે તેનો યોગ્ય સત્કાર કરશે. એવી વાચક વર્ગને ખાસ સવિનય પ્રાર્થના છે.

શ્રીમત સરકાર સયાજીરાવ મહારાજ ગાયકવાડ એમની ખાસ કૃપાથી અમારો આ યુરોપનો પ્રવાસ બની આવ્યો અને તેને લીધે આ પુસ્તક રચવાનો પ્રસંગ ઉપસ્થીત થયો તેટલા માટે શ્રીમંતનો જે મોટો ઉપકાર થયો છે તેના ઋણમાંથી માત્ર તેમનો આભાર માનીનેજ છુટી શકાય તેમ નથી. તો પણ શ્રીમંત પ્રત્યે જે અનેક ફરજો મારે અદા કરવાની છે તેમાની એક ફરજ તરીકે હું આ સ્થળે શ્રીમંતનો વિનય પુર્વક આભાર માનવાની રજા લઉ છું. આ પુસ્તક લખવામાં મારા મિત્ર રા. રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ, એલ. સી. ઇ. એમણે જે મને મદદ કરી છે તે બદલ તેમનો હું મોટા ઉપકારથી આભાર માનુ છું. તેમજ બીજા કેટલાક મિત્રો જેમણે હસ્તલિખીત પ્રત તપાશી અનેક અનુકુળ સુચનાઓ કરી છે તેમનો પણ અત્રે આભાર માનવાની રજા લઉં છું છેવટે જેની કૃપાથી અમારો આ પ્રવાસ સુખરૂપ થઇ નિર્વિઘ્ન પાર પડયો તે સર્વ શક્તિમાન શ્રી સીતારાત ચંદ્રપ્રભુનું વંદન કરી આ પ્રસ્તાવના સમાપ્ત કરૂં છું.

વડોદરા,
તા. ૨૦–૧–૧૫.

દત્તાત્રય ચિંતામણ મુજુમદાર.

શ્રી.

# યુરોપનો પ્રવાસ.



# अनुक्रमणिका.



## ભાગ ૧ લો.



### પુર્વ તૈયારી.

# ભાગ ૨ જો.

# मुंबईथी एडन.

કલીઓપેત્રા બોટ.

# ભાગ ૩ જો.

# एडनथी सुएज.

## એડન.



## કલીઓપેત્રા બોટ.

# ભાગ ૪ થો.

## इजीप्त-

### સુવેજ.



### કેરો.

## ભાગ ૫ મો.

# एलेकझेंड्रीआथी ब्रिंडीझी.

### એલેકઝેંડ્રીયા.



## ભાગ ૬ ઠો.

# इटाली.

### બ્રિંડીઝી.

## નેપલ્સ.



## રોમ.



## ફ્લોરેન્સ.



## વ્હેનીસ.

## ભાગ ૭ મો.

### મિલાનથી સેંટમૉરિત્ઝ.



### સેંટ મૉરિત્ઝ.



## ભાગ ૮ મો.

# आस्ट्रीया.

### ઇન્સબ્રુક.



### વિએના.

## ભાગ ૯ મો.

# જર્મની.

### વિએનાથી બર્લીન.



## ભાગ ૧૦ મો

# ફ્રાન્સ

### કલોનથી પારિસ.

# ભાગ ૧૧ મો.

## પારિસથી લંડન.



## લંડન.

---

## ભાગ ૧૨ મો.

# इंग्लडमांना वीजा शहेरो.

### લંડનથી બર્મિંગહેમ.



### સ્ટ્રેટફર્ડ ઑન આવન.

લિવરપુલ.



ગ્રેટ ફર્ડ.



---

# ભાગ ૧૩ મો.

સ્કાટલેન્ડ.



એબરડીન.



એબરડીનથી ઈનવ્હરનેસ.



ઇનવ્હરનેસથી પર્થ.

પર્થથી ગ્લાસગો.



ગ્લાસગોથી સ્ટેનરર.



---

## ભાગ ૧૪ મો

આયર્લેન્ડ—બેલફાસ્ટ.



ડબ્લીન.



કીલાર્ની.



---

## ભાગ ૧૫ મો

# પાછા લંડનમાં.

લંડન.

## ભાગ ૧૬ મો

# फरी फान्स

### લંડનથી પારિસ.



### પારિસ.

---

## ભાગ ૧૭ મો

# बेलजियम अने हॉलंड.

### બ્રુસેલ્સ.



### ઍમસ્ટરડૅમ.



---

## ભાગ ૧૮ મો

# फरी जर्मनी

### હુમ્બર્ગ.



### બર્લિંન.



### ડ્રેસડેન.



### લેપઝીક.

---

## ભાગ ૧૯ મો.

# फरी आस्ट्रीया·

### મ્યુનીકથી ટ્રીએસ્ટ.



### ટ્રીએસ્ટ.

---

# ભાગ ૨૦ મો.

# ट्रीएस्टथी मुंबई.

ગાબ્લાંઝ.

## પરિશિષ્ટની અનુક્રમણિકા

### પરિશિષ્ટ ૧ લું.

### યુરોપનો પ્રવાસ કરતી વખતે કપડાં વિગેરે સામાન ખરીદી કર્યું તે વિષેની હકીકત.



### પરિશિષ્ટ ૨ જું



### પરિશિષ્ટ ૩ જું

પરિશિષ્ટ ૪ થું



# ચિત્રોની અનુક્રમણિકા.

---



૧ રા. દત્તાત્રય ચિંતામણ ઉર્ફે આબાસાહેબ મુજુમદાર, બી. એ; એલએલ. બી.

૨ અખંડ સૌ. લક્ષ્મીબાઈ મુજુમદાર (રા. આબાસાહેબ મુજુમદારના પત્નિ).

૩ રા. ચિંતામણરાવ નારાયણ ઉર્ફે ભાઉસાહેબ મુજુમદાર.

The Bombay Art Printing Works, Fort.

શ્રી.



# युरोपनो प्रवास.



## ભાગ ૧ લો.



### પુર્વતયારી.

રા. પવાર અને મને યુરોપના પ્રવાસે મોકલવાની શ્રીમંતે કરેલી આજ્ઞા.

તા ૩ જી મે ૧૯૧૩ ને શનીવારને રોજ શ્રીમંત સયાજીરાવ મહારાજે કૃપાનંદ થઇ આજ્ઞા ફરમાવી કે "રા. રા. દત્તાત્રય ચિંતામણ મુજુમદારને યુરોપના પ્રવાસે મોકલવા." યુરોપ જવાની ઇચ્છા મારા મનમા ઘણા વખતથી હતી તેથી આ હુકમ બહાર પડતા મને ઘણો આનંદ થયો. શ્રીમંતે યુરોપના અનેક પ્રવાસ કરેલા હોવાથી મુસાફરીમાં શી શી અડચણો આવે છે તે તેમને સંપૂર્ણ માહિતી હોવાથી તેઓ નામદારે એક બીજાને મદદ થાય એવા ઇષ્ટ હેતુથી રા. રા. રામચંદ્ર રાવજી પવારને પણ મારી સાથે યુરોપના પ્રવાસે જવા હુકમ ફરમાવ્યો.

હુકમ થયા પછી તૈયારી

આ ફરમાન થયા પછી આ લાંબા પ્રવાસ માટે શી શી તજવીજ કરવી એ સંબંધી અનેક વિચારો મનમા ઘોળાવા લાગ્યા વિલાયત જવાની મારી પુર્ણ ઇચ્છા હતી તોપણ તે બાબતનો પ્રત્યક્ષ હુકમ હાથમા પડ્યા પછી જેમ જેમ પ્રવાસે જવાનો વખત પાસે આવતો ગયો તેમ તેમ મારા મનની કંઇક ચમત્કારિક સ્થિતિ થતી ગઇ ન્હાનપણથી અત્યાર સુધી હું મ્હોટી લાંબી મુસાફરી ગયેલો નહોતો અને વળી યુરોપના પ્રવાસમા તો નામદાર સિવાય ચાલી શકવાનું નહિ

એવુ ઘણાઓને મોઢે વારવાર સાભળેલુ હોવાથી મારા જેવા વનસ્પત્યાહારીના મનમા કઇ કઇ ગભરામણ થઇ આવી તેમા કઇ નવાઇ જેવુ નથી તો પણ હિંમત ન હારતા જે લોકો વનસ્પતિ પર જ રહી વિલાયતની સફર મારી આવ્યા હતા તેમની પાસેથી આ વિષે માહિતી મેળવવા શરૂઆત કરી આમાના કેટલાએકએ તો એવુ જણાવ્યુ કે યુરોપના પ્રત્યેક મોટા શહેરમા અને કેટલાએક ગામડાઓમા પણ હવે વનસ્પત્યાહારી લોકોને અનુકુળ "હોટેલ્સ" (વિશીઓ) થયા છે, અને આવી કેટલીક હોટેલ્સની યાદી પણ મે તેમની પાસેથી કરી લીધી આ વિષયની ઘણી માહિતી રા રા શીરગાવકર તરફથી મને મળી અને પ્રથમ મારા મનમા જે શકાઓ હતી તેનુ હવે સમાધાન થયુ તો પણ મને જોઇએ તેવી શાતિ મળી નહિ આગળથી પ્રવાસક્રમ નક્કી કરવા માટે જે જે પ્રવાસ વર્ણનના પુસ્તકો અને ગાઇડ બુકો મને મળી શક્યા તે બારીકીથી વાચી જવામાં જે થોડો ઘણો વખત મને પ્રવાસ પહેલા મળ્યો તેનો ઉપયોગ કર્યો, આવી રીતે આગળથી પુસ્તકો વાચી પ્રવાસક્રમ ઠરાવી રાખ્યાથી ઘણો ફાયદો થાય છે એવો મને અનુભવ થયો મુસાફરીમા જો માત્ર ધાન્ય ઉપર રહી શકાશે નહિ તો પછી માસાહાર કરવો કે કેમ તે પ્રશ્ન મે વખત આવે નક્કી કરી લેવાનુ ઠરાવી તરત પુરતુ મનનુ સમાધાન કર્યું અને સાથે શી શી વસ્તુઓ રાખવી તે સબધી કેટલીક યાદીઓ માગ અનુભવી મિત્રોની મદદથી એકઠી કરી રાખી અને બીજી કેટલીક માહિતી અંગ્રેજી કપનીઓને પત્ર લખી મેળવી હતી

પત્નીને પણ સાથે લઇ જવાનુ ઠર્યું.

મારૂ વિલાયત જવાનુ નક્કી થયા પછી મારી પત્નીએ ઉત્સાહમા કહ્યુ કે "હુ પ્રવાસમા સાથે આવુ તો શી હરકત છે?" પારકા અને અજાણ્યા દેશમા પત્નીને સાથે લઇ જવાની અનેક તરેહની અડચણો વેઠવી પડશે એવા વિચારથી મારૂ મન આ પ્રશ્નનો ખુલાસો કરવા ઘણુ અવસ્ય બન્યુ મારા મિત્ર મડળમાનો કોઇ પણ યુરોપની મુસાફરીએ કુટુબ સહિત જઇ આવેલો નહિ હોવાથી આ બાબતમા સલાહ પણ કોની લેવી? આખરે મે દિવાન બહાદુર સમર્થ સાહેબ જેવા વયોવૃદ્ધ અને અનુભવી માણસની સલાહ લીધી અને તેમણે યુરોપ જેવા સુધરેલા દેશમા પત્નીને સાથે લઇ જવાથી કોઇપણ જાતની અડચણ આવશે નહિ અને સુખેથી સપત્નીક યુરોપ જવા સલાહ આપી મારા પીતાશ્રી બાપુસાહેબ શ્રી (ચિંતામણરાવ નારાયણ મુજુમદાર) અને સસરા શ્રી આબાસાહેબ ચીફ ઑફ મીરજ એમને આ વિષે વાત કરવા તેઓએ પણ ઘણી ખુશીથી પત્નીને સાથે પ્રવાસમા લઇ જવા આજ્ઞા આપી કેટલાક

લોકોએ પત્નીને સાથે લઈ જવાથી વખતે અનાડી ગોરા લોકો તરફથી ત્રાસ થશે એવું જણાવી મને સ્હેજ ગભરાટમાં નાંખ્યો. પણ આખરે મેં મારો વિચાર પત્નીને સાથે લઈ જવાનો નક્કી કર્યો.

**પિતાશ્રીએ પણ અમારી સાથે આવવાનું નક્કી કર્યું.**

અમે પતિપત્ની લાંબો વખત યુરોપ તરફ જતાં હોવાથી પિતાશ્રી ઘેર એકલા રહેવાના તે કરતાં તેઓ પણ સાથે આવે તો કેવું સારૂં એવો સ્હેજ મનમાં વિચાર આવ્યો અને આ વિચાર પિતાશ્રીને જણાવતાંજ તેમના આવવાથી અમને પણ સારો સંઘાથ થશે એવું ધારી તેઓએ પણ અમારી સાથે આવવાનું નક્કી કર્યું. અને મારા સસરા શ્રીમંત બાળાસાહેબ (ચિફ ઑફ મિરજ એમ ) અમારી સંઘાથ સાર રા. ગણેશ નારાયણ કાળેને મોકલવાનું ઠરાવ્યું.

**પ્રવાસમાં લાગનારી જરૂરી ચિજોની ખરીદી.**

અમારા કુટુંબના ત્રણે જણાં યુરોપની મુસાફરીએ જવાના છીએ એ વાત પહેલાં પહેલાં તો ઘણાઓએ માની નહિ. પણ જ્યારે અમે ત્રણ તો અવસ્ય જવાનાંજ છીએ એવી ખાત્રી થઇ ત્યારે ઘણાને બહુજ આશ્ચર્ય લાગ્યું. સુધરેલાઓને અમારો વિચાર પસંદ આવ્યો પણ જુના વિચારના કેટલાકોએ પિતાશ્રીએ વૃદ્ધાવસ્થામાં પરદેશ ગમન કરવું ગ્યેગ્ય નથી એમ જણાવ્યું. પ્રવાસમાં લાગનારી જરૂરી ચીજોની ખરીદી કરવા અમે મુંબઇ ગયા. મુંબઇમાં હમેશ અમે અમારા મામા ડાક્ટર મોરેશ્વર ગોપાળ દેશમુખને ત્યાંજ હમેશના રીવાજ પ્રમાણે ઉતર્યા. ડા. દેશમુખની પીછાણના ડા. બાજેકર તેમની પત્ની સહિત વિલાયત જઇ આવ્યા છે. એવી ખબર પડવાથી તેમની પાસે ગયા અને તેમની પત્નીએ મારી પત્ની સારૂ પ્રવાસ માટે શું શું કપડાં ખરીદવા તેની સંપૂર્ણ માહિતી આપી અમને ઉપકૃત કર્યા મારા બાળપણના સ્નેહી ડા. દીનકર સખારામ સરદેસાઇ થોડાજ દહાડા પહેલાં વિલાયતથી પાછા આવી મુંબઇમાં પ્રેકટીસ કરતા હતા તેમને સાથે લઇ તેમની સલાહ પ્રમાણે " એરકીય એન્ડ લાર્ડ " નામની અંગ્રેજી દુકાનમાં કાપડ ખરીદ કરી તેજ દુકાનમાં કપડાં શીવવા આપ્યાં. અને મુંબઇ બીના થોડા રોજ બીજી પરચુરણ ચીજો ખરીદીને અને વડોદરે પાછા આવ્યા.

**તા. ૧-૮-૧૩ ના રોજ ઑસ્ટ્રીઅન લોઇડ કમ્પનીની "ક્લીઓપેત્રા" બોટમાં જવાનું નક્કી થયું**

હવે કઇ કમ્પનીની આગબોટમાં યુરોપ જવું એ પ્રશ્ન ઉપસ્થિત થયો પી એન્ડ ઓ કમ્પનીની ( પેનીન્સ્યુલર એન્ડ ઑરીએન્ટલ ) આગબોટમાં સરકારી ટપાલ લઇ જવાય આવે છે અને વગુખરા શ્રીમંત લોકો આ કમ્પનીની મેલ સ્ટીમર દ્વારાજ યુરોપ જાય છે પણ આ કમ્પનીનું ભાડું બીજી કમ્પનીઓ કરતાં ઘણું વધારે હોય છે એટલે અમે આ કમ્પની સિવાય બીજી કોઇ કમ્પનીની સ્ટીમરમાં જવાનું ધાર્યું તપાસ કરતાં એવી ખબર મળી કે ઑસ્ટ્રીઅન લોઇડ કમ્પનીની આગબોટો ઘણીજ સોઇસ્કર હોય તેનું ભાડું પણ પી. એન્ડ. ઓ. કરતાં ઘણું ઓછું હોય છે આ કમ્પનીની આગબોટ પ્રત્યેક મહિનાની પહેલી તારીખે મુંબઇથી યુરોપ માટે નીકળે છે અને અમે ઑગસ્ટ મહિનાની પહેલી તારીખે નીકળનારી આગબોટમાં જવાનું નક્કી કર્યું. મુંબઇમાં ઑસ્ટ્રીઅન લોઇડ કમ્પનીની ઑફીસમાંથી આ આગબોટોની ટીકીટો મળે છે પણ મુસાફર લોકોને સર્વ રીતે અનુકુળતા કરી આપવા માટે ' થોમસ કુક એન્ડ સન " નામની એક કુમ્પની સ્થાપન થયેલી છે અને આ કુમ્પની મારફત જો ટીકીટો ખરીદવામાં આવે તો પ્રવાસમાં અનુકુળતા વિશેષ મળશે એવી ખબર થવાથી અમે અમારી ટીકીટો માટે આ કુમ્પનીને લખ્યું આ કુમ્પનીએ અમારે માટે તારીખ ૧ લી ઑગસ્ટના રોજ નિકળનારી " ક્લીઓપેત્રા ' નામની આગબોટ ઉપર બે બર્થ ( પથારી ) વાળી એક કેબીન અને તેની જોડમાંની એક બીજી કેબીનમાં એક બર્થ, એ પ્રમાણે પહેલા વર્ગની ત્રણ જગ્યાઓ રીઝર્વ કરી રાખી

**થૉમસ કુક એન્ડ સનની કુમ્પની તરફથી પ્રવાસમાં મળતી સગવડો**

' થૉમસ કુક એન્ડ સન " કુમ્પનીની શાખાઓ જગતના દરેક મોટા શહેરમાં સ્થાપેલી હોવાથી આ કુમ્પની તરફથી મુસાફરોની ઉત્તમ તજવીજ રાખવામાં આવે છે આના જેવુંજ બીજી કેટલીક કમ્પનીઓ કામ કરે છે પણ તે કમ્પનીઓનો વ્યવહાર આના જેટલો વિસ્તાર પામ્યો નથી ગમે તે દેશમાં જાય તો દરેક મોટા સ્ટેશને અને દરેક મોટા બંદરે આ કુક કમ્પનીના દુભાષીઆઓ ( ઇન્ટરપ્રીટર્સ ) મુસાફરોને મદદ કરવાને હાજરજ હોય છે તેમની મદદથી મુસાફરને ભાષા સબંધી અડચણ પડતી નથી આ કમ્પનીની મારફત પ્રવાસ કરનારને પૈસા સબંધી પણ ઝાઝી મુશ્કેલ નડતી નથી અને સાથે નાણું પણ રોકડ ફેરવવું પડતું નથી આ

કુમ્પનીની સરક્યુલર નોટો સાથે રાખવાથી ગમે તે ગામમા આ કુમ્પનીના દુકાનમાંથી જે તે દેશનું ચલની નાણું મળી શકે છે. આ કુમ્પની તરફથી અનેક જાતના નકશા અને સ્થળ વર્ણનોના નાનાં નાનાં સચિત્ર ચોપાનીઆં પણ મુસાફરને પુરાં પાડવામાં આવે છે. અને પ્રવાસક્રમ નક્કી કરવામાં તે ઘણા ઉપયોગી થઇ પડે છે. આ ઉપરાંત આ કુમ્પની, આપણો સરસામાન એક ઠેકાણેથી બીજે ઠેકાણે સહીસલામત પહોંચાડી આપે છે, આપણા સામાનનો વીમો ઉતારે છે, આપણાં નાણાં જમે રાખી આપણો ચાલુ ખાતાનો હિસાબ રાખે છે, અને વળી આ કુમ્પનીને શીરનામે આવતી આપણી ટપાલ વિગેરે ડાકનો સામાન જે તે પ્રવાસીના જણાવેલા શીરનામે પહોંચાડી આપે છે. આવાં બીજા અનેક નાના પ્રકારના કામો આપણી સગવડના, આ કુમ્પની તરફથી થાય છે. એવુ જાણી અમે અમારો પ્રવાસ આ કુમ્પની મારફતજ કરવાનું નક્કી કર્યું.

આ કુમ્પનીમાંથી દેશે દેશની હોટેલોની કુપનો (ટીકીટો) વેચાતી મળે છે.

**કુક કમ્પનીની હોટેલ કુપનો.** આ કુપનો જુદા જુદા દરજ્જાની હોય તે કીયા દેશમાં અને કઇ હોટેલોમાં તે સ્વીકારવામાં આવશે તેની સંપૂર્ણ માહિતી આ સાથે આપવામાં આવે છે.

દરેક કુમ્પનના ચાર જુદા જુદા ભાગ કરેલા હોય છે. પહેલો ભાગ સવારની શીરામણીનો, બીજો ભાગ બપોરના નાસ્તાનો, ત્રીજો ભાગ રાતના મુખ્ય જમણનો અને ચોથો ભાગ રહેવાની જગ્યાનો મુકરર કરેલો હોય છે. આ ચારે ભાગમાંના ગમે તે ભાગનો અથવા બધાએ ભાગનો ઉપયોગ ગમે તે વખતે છુટથી થઇ શકે છે. આ કુપનો ખરીદ કરવાથી નીચે પ્રમાણેના ફાયદા પ્રવાસીને થાય છે.

૧. મુસાફરીમાં કોઇપણ ગામે ગયા પછી તે ગામમાં સારૂં સગવડવાળું હોટેલ શોધી કહાડવાનો વ્યર્થ વખત કાઢવો પડતો નથી.

૨. જે હોટેલમાં આ કુપનો ચાલે છે તેમાં એકાદ પણ અંગ્રેજી જાણનારો ચાકર કે ચાકરડી હોય છેજ એટલે માત્ર અંગ્રેજી જાણનાર મુસાફરને બહુ સગવડ મળે છે.

૩. અજાણ્યા માણસને પારકા દેશની હોટેલવાળાથી વધારે દામ લુંટાઇ જવાનું બની શકતું નથી.

ઑફીસમાં માત્ર બ્રેંડીસીથી નેપલ્સ સુધીનીજ રેલ્વે ટીકીટો ખિલક હોવાથી અમને તે ટીકીટો આપવામાં આવી અને બાકીના પ્રવાસનું ભાડું અમારી પાસેથી અગાઉ લઇ નેપલ્સથી લંડન સુધીની રેલ્વે ટીકીટો અમને આપવા માટે નેપલ્સની ઑફિસ ઉપર અમને હુકમ આપ્યો. આવી રીતે યુરોપની રેલ્વે મુસાફરીની ટીકીટો અગાઉથી મુંબઇમાં ખરીદવાથી અમને લાભ થવાને બદલે ગેરલાભ થયો એવું પાછળના અનુભવપરથી જણાયું.

આયડેન્ટીટી સરટીફીકેટ.

હિંદુસ્તાનની બહાર મુસાફરી કરવી હોય છે તો પરદેશમાં આપણી કોઇ ઓળખાણ માગે તેટલા માટે અહીંયા ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ (જીલ્લાના સુબા) અગર પોલીટીકલ એજન્ટ (દેશી રાજ્યના સરકારી એજન્ટ) તરફથી આયડેન્ટીટી સરટીફીકેટ (ઓળખાણ આપનારૂં સરકારી ભલામણ પત્ર) લેવું વધારે સગવડવાળું અને જરૂરનું હોવાથી અમે તેનાં સરટીફીકેટ મેળવવાની ગોઠવણ કરી. આ પત્રમાં મુસાફર માણસની જાત, ઉમર, ધંધો, રહેઠાણ વગેરે વિગત લખી લેવામાં આવે છે; તેમજ મુસાફરી કરવાનો શો ઉદ્દેશ છે. તે પુછી વિગતવાર તપાસ થઇ આ પત્ર આપવામાં આવે છે. આવું સરટીફીકેટ મેળવવામાં અમને કોઇ પ્રકારની અડચણ આવી નહિ. પરાયા દેશોમાં જેવા કે ફ્રાન્સ, જર્મની વિગેરે દેશોમાં આપણે કોણ અને કયા દેશના છીએ તે ચોક્કસ કરવાને આ પત્રનો ઘણોજ ઉપયોગ થાય છે.

તા. ૨૫–૭–૧૩ ના રોજ વડોદરેથી ઉપડયા.

હવે પ્રવાસમાં નીકળવાનો દિવસ છેક નજીક આવી પડયો. તા. ૨૫–૭–૧૩ ના રોજ સવારની ફાસ્ટ ગાડીમાં વડોદરેથી મુંબઇ જવાનું ઠરાવ્યું. ઘરમાંથી નિકળતા પહેલાં જેની પરમ કૃપાથી આવા પ્રવાસનો સુયોગ પ્રાપ્ત થયો તે ભક્તવત્સલ દીનદયાળ કુલસ્વામી શ્રી સીતારામચન્દ્રનું દર્શન કર્યું અને આપ્તજનોને નમસ્કાર કરી સ્ટેશન ઉપર વિદાય થયા. યુરોપના પ્રવાસે જવાની પ્રબળ ઇચ્છા હોવા છતાં ઘર છોડતી વખત જે સ્વાભાવિક લાગણીઓ થઇ આવે છે. તેનો અનુભવ અમને થયા વગર રહ્યો નહિ. સ્ટેશનપર વિદાય કરવાને સ્નેહી અને મિત્રમંડળ તરફથી અમને ફુલહાર આપવામાં આવ્યા અને એ સર્વેની રજા લઇ બપોરના ૧૧॥ વાગ્યાની ગાડીથી નીકળી અમે રાત્રે સાડા આઠ વાગે મુંબઇ જઇ પહોંચ્યા.

તા ૧ લી ઑગષ્ટ ૧૯૧૩.

મુબઇમા અમે અમારા મામા ડૉ. મોરેશ્વર દેશમુખને ત્યા ઉતર્યા, અને કેટલીક પરચુરણ ચીજોની ખરીદી કરી અમારી બોટ કેટલા વાગે અને કઈ જગ્યાએથી ઉપડનાની છે તેની તપાસ કુક કમ્પનીમા કરી. અમારી બોટ " ક્લીઓપેત્રા " તા ૧ લી ઑગસ્ટના રોજ વીક્ટોરીઆ ડૉક નબર આઠ પરથી સાંજના ચાર વાગે ઉપડવાની હોવાથી આપણા દેશી રીવાજ પ્રમાણે બે કલાક વહેલા એટલે બે વાગે ધક્કા ઉપર અમે આવી પહોચ્યા, કુક કમ્પની તરફથી ખબર મળી હતી કે અમને પહોચાડવા આવનાર માણસોને બોટ પર જવા દેવામાં આવશે નહિ, તોપણ ધક્કા ઉપરથીજ અમને વિદાય કરવાને અમારા સગાવહાલા અને સ્નેહીઓ આવ્યા હતા. ત્યા ગયા પછી ખબર પડી કે બોટપર બધાને આવવાની છુટ છે. એટલે અમને પહોચાડવા આવનારાઓને પણ અમારી આગબોટ જોવાની સારી તક મળી. આ આગબોટ જોઇ તેમના મનમા સમુદ્ર પ્રવાસ માટે લાગનારી સ્વાભાવિક બીક ઘણે દરજ્જે કમી થઇ. અમારી સાથે આવનાર રા. પવાર પણ ચારે વાગે બોટ પર આવી પહોચ્યા બોટ સાંજે ૭ વાગે ઉપડવાની છે, એમ ખબર મળવાથી અમે બધા સાથે નિરાતે વાતચીત કરી આખી આગબોટ જોઇ કાઢી.

આગબોટપર જવા માટે વીક્ટોરીઆ ડૉક નબર ૮ ઉપર ગયા

વિલાયત જનારી આગબોટ મે આજ પ્રથમજ જોઇ. આ પહેલા એક વખત છે વેંગુર્લા સુધી બોટમા બેસી ગયો હતો પણ તે બોટ અને આ બોટમા તો અસમાન જમીનનો તફાવત માલુમ પડયો આ બોટ ૩૭૭ ફીટ લાબી હોઇ તે ૪૦૦૦ ટનની હતી યુરોપ જતી આગબોટોમા આ ન્હાનામા ન્હાના વર્ગની આગબોટ છે એવુ જ્યારે અમે જાણ્યુ ત્યારે અમે બહુ ચકીત થઈ ગયા. આ બોટની સ્વચ્છતા, રગરોગાન, ફરનીચર, કાચનો સુદર સામાન વિગેરે એટલા તો ઉંચા પ્રકારના હતા કે જાણે આપણે એક મોટા રાજમહેલમા રહેતા હોઇએ એમ લાગતુ. એક માળથી બીજા માળપર જવાના દાદરા એટલા તો પહોળા અને એનાતો સુદર ગલીચા જડેલા હતા કે અમેતો છક્કજ થઇ ગયા. આપણા રાજમહેલોમા આવો બપકો જ્વતેજ જોવામા આવે છે તો મુસાફરી કરવાની એક સાધારણ આગબોટમા આટલો બધો રાજવૈભવ જોઇ કોણ આશ્ચર્ય પામ્યાવિના રહે ? આપણા ગરીબ દેશમા હમેશા ગુની ખરી પડવી દીસવીવાતાં ધરેતે

ક્લીઓપેત્રા બોટ.

જાનાં તાંબાપીતળના વાસણોજ જોનારી આપણી આંખોને આ આગબોટનો સપાટો જોઇ કેવું થતું હશે તેની કલ્પના કરવાનું વાંચક વર્ગને સોંપીશું.

મુંબઇ બંદરે થયેલી વૈદકીય તપાસ.

હમો સર્વ આગબોટ જોતા હતા એવામાં ઘંટ થયો આગબોટપરના પ્રવાસીઓ સુદ્ધાંને પણ નીચે ઉતારવાનો હુકમ થયો. આનો શો અર્થ છે તે પ્રથમ અમે સમજ્યા નહિ. કદાચ આગબોટ ઉપડવાની હશે ? પણ બધાને નીચે કેમ ઉતારે છે ! આ પ્રમાણે વિચારમાળા ચાલે છે એટલામાં એક યુરોપીઅન ડૉક્ટર ઉતારૂઓની વૈદકીય તપાસ કરતો માલુમ પડ્યો. વૈદકીય તપાસ માટે કુક કમ્પનીએ અમને સુચવ્યું હતું તેજ પ્રસંગ આવી પહોંચ્યો એમ જાણ્યું. સ્ત્રીઓની તપાસ કરવા એક લેડી ડૉક્ટર આવ્યાં હતી. પ્લેગના દહાડામાં સ્ટેશનપર ડૉક્ટર તપાસતા હતા તે ઘણાના ધ્યાનમાં હશે. આ તપાસ તેના જેવીજ પણ તેટલી સખ્તાઇથી કરવામા આવતી નહોતી. એક દેશમાંથી બીજા દેશમા જનારા ઉતારૂઓમાં કોઇ ચેપી રોગથી તો પીડાતો નથી એ તપાસવાનો આ તપાસનો મુખ્ય ઉદ્દેશ હોય છે. બોટ ઉપરના ખલાશીઓ અને ત્રીજા વર્ગના ઉતારૂઓને તેમની પથારી લુગડાં વિગેરેની તપાસ કરી પછી બોટપર જવાની રજા આપવામાં આવી. બીજા અને પહેલા વર્ગના લોકોની માત્ર નાડી પરિક્ષાજ કરવામાં આવી. આવી રીતે ચેપી રોગ અટકાવવાને માટે કરેલી ગોઠવણ ઘણી સ્તુત્ય છે. આગબોટને પણ પ્રત્યેક મુસાફરી પછી સાફ ધોઇ નાંખવામાં આવે છે એટલે રોગી જંતુઓનો નાશ થઇ જાય ચેપી રોગ અટકાવવાની સાવચેતી આવી રીતે જો લેવામાં ન આવે તો પ્લેગ જેવા દુષ્ટ રોગ જગબર પ્રસરી જાય.

આગબોટ ઉપડી.

આ તપાસ પછી અમે આગબોટપર ગયા અને પહોંચાડવા આવનાર સ્નેહીઓ ધક્કાપર રહ્યા. આવી રીતે છુટા પડવાથી અમારી મનની સ્થિતિ ઘણી વિચીત્ર થઇ પડી. આગબોટના ડેક ( તુતક ) ઉપરથી અમે અમારા સ્નેહીઓ જોડે વાતચીત કરતા હતા એટલામાતો ધક્કા ઉપરથી બોટપર આવવાનો દાદરો ખસેડી લેવામાં આવ્યો. બોટ ઉપડવાની તૈયારીમા છે એમ જણાવવાને એન્જીનપરથી એક સીસોટો વાગ્યો એટલે થોડી વારે બોટ ધક્કા ઉપરથી ધીમે ધીમે છુટી પડી આગળ ચાલવા લાગી. શરૂવાતમાં તો બોટ એટલી મંદગતિથી ચાલતી હતી કે તે ચાલે છે કે નહિ તેની અમને ખબર સુદ્ધા પડી નહિ. જ્યારે

ધક્કાપરના અમારા સ્નેહીઓ દૂર જતા લાગ્યા. ત્યારે અમે જાણ્યું કે આપણી સફર શરૂ થઇ ચુકી છે. બોટ ઉપડી ત્યારે સંધ્યાનો અમલ થઈ ગયો હતો અને અંધારૂં થવા માંડયું હતું. ધક્કા ઉપરના અમારા સ્નેહીઓ જ્યાં સુધી દેખાયા કર્યા ત્યાં સુધી અમે તેમને નમસ્કાર કરવાનુંજ રાખ્યું હતું. આવી રીતે જ્યારે છેક અમે સ્નેહીઓથી છુટા પડયા અને ફરી કેટલાક મહિનાઓ સુધી તેમના દર્શન થશે નહિ એવો વિચાર જ્યારે મનમાં આવ્યો ત્યારે ખેદ થઈ આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. જ્યાં સુધી મુંબઈ બંદર દેખાયું ત્યાં સુધી અમે એકી નજરે તેની સામુ જોઈ રહ્યા અને છેવટે તેપણ અંધારાને લીધે દેખાતુ બંધ થયું રાત્રે બંદરના દીવા દેખાયા કરતા હતા. તોપણ કેટલોક સમય વીતે દેખાતા બંધ પડયા અને હવે આપણે આપણી જન્મભુમીને છોડીજ દીધી એવી ખાત્રી થઈ ત્યારે અમારે ઘણીજ વિચિત્ર લાગણીઓ અનુભવવી પડી.



# ભાગ ૨ જો.

# मुंबईथी एडन.

તા. ૧-૮-૧૩ શુક્રવાર.

પહેલી રાત્રે જમવાની અડચણ.

મુંબઇ બંદર દેખાતું બંધ થયા પછી અમે સાથે આણેલી ડેકચેઅર્સ ( તુતકપર બેસવાની ખુરશી—આ ખુરસી આપણી બંધ થતી સુગડાની આરામ ખુરશીના જેવી હોય છે ) ઉપર બેસી સમુદ્રની મજાહ જોવા લાગ્યા. આગબોટ ઉપર વીજળીની બત્તીઓ હોવાથી આખી આગબોટમાં ઝકઝકાટ પ્રકાશ પડી રહ્યો હતો. અમે પ્રથમથીજ કુક કમ્પનીમાં તપાસ કરી હતી કે આ આગબોટપર અમને ધાન્યાહાર મળી શકશે કે કેમ ? તેમણે અમને જણાવ્યું હતું કે પી. એન્ડ ઓ કમ્પનીની આગબોટો સિવાય બીજી કોઇ પણ બોટોપર ધાન્યાહારી જુદી ગોઠવણ હોતી નથી તોપણ જો તમે આગબોટના મુખ્ય રસોઇઆ જોડે કંઇક ખાનગી ગોઠવણ કરશો તો તમને ધાન્યાહાર મેળવવામાં બહુ અડચણ આવશે નહિ. આવી ગોઠવણ કરવા માટે મેં મુખ્ય રસોઇઆને મળવાનો વિચાર કર્યો પણ બોટપર અમારો પહેલોજ પ્રસંગ હોવાથી અમને બધું નવું નવું લાગતું હતું અને જોડેના બધા ઉતારૂઓ ગોરા હોઈ અમે જાણે કોઈ નવાજ સમાજમાં આવ્યા હોઇએ એવું લાગતું હતું. વળી બોટપરના તમામ લોક ઑસ્ટ્રીઆ દેશના હોઇ. તેમાંનું કોઇ અંગ્રેજી જાણતું નહોતું એટલે જો તો ખુલાસો મેળવવા પ્રથમ અમને બહુજ અડચણ પડી. બોટપરના મુખ્ય રસોયાને ( હેડસ્ટુઅર્ડ ) શોધી કાઢયો પણ તેને અંગ્રેજી બીલકુલ આવડતું નહોતું. કોઈપણ નોકર અંગ્રેજી સમજે છે કે નહિ તેની ભાળ કહાડતાં માલુમ પડયું. કે તેની હાથ નીચેના રસોયાને ( આસીસ્ટંટ સ્ટુઅર્ડ ) ને સેજસાજ બાગ્યુંતુટયું



૧ રા દત્તાત્રય ચિંતામણ ઉર્ફે આબાસાહેબ મુજુમદાર, બી. એ, એલએલ. બી

૨ અખંડ સૌ. લક્ષ્મીબાઇ મુજુમદાર (રા આબાસાહેબ મુજુમદારના પત્નિ).

૩ રા. ચિંતામણરાવ નારાયણ ઉર્ફે ભાઉસાહેબ મુજુમદાર.

*The Bombay Art Printing Works Fort*

અંગ્રેજી આવડે છે. મેં તેને અમારે કેવા પ્રકારનું ખાવાનું જોઇએ તેની સમજ પાડી અને તેણે તે પ્રમાણે ખાવાનું અમને રોજ તૈયાર કરી આપવાનું કબુલ કર્યું. પણ આજે વખત બહુ થઈ ગયો હોવાથી તેવા પદાર્થો કરવાનો વખત નથી એવું જણાવી દીલગીરી પ્રદર્શિત કરી. આવી રીતે રાત્રે જમવાની વ્યવસ્થા થઈ નહિ પણ કાલથી રીતસર જમવાનું મળશે જાણી સ્હેજ આનંદ થયો. શિવાય (ફેર ચડવાની) લાગનારી ધાસ્તી હોવાથી આજે અલ્પઆહાર કરવાનો પ્રથમ-થીજ અમારો વિચાર હતો એ વાત જ્યારે યાદ આવી ત્યારે આજે જમવાનું મળ્યું નહિ એ એક રીતે સારૂંજ થયું એમ વિચારી અમે ઇસાપનીતિમાં વર્ણવેલા શિયાળની પેઠે ઉંચા વેલાપરની દ્રાક્ષો ખાટી છે એવું માની મનનું સમાધાન કર્યું. અને રાત્રે માત્ર સાથે આણેલા ભાથા ઉપરજ નિર્વાહ કરવાનું નક્કી કર્યું; એટલામાં એક નોકર ઘંટ વગાડતો વગાડતો અમારી પાસે થઇને ગયો. જમવાની તૈયારીનો ઘંટ હશે એવું મેં અનુમાન કર્યું અને બીજા ઉતારૂઓ જમવા માટે ઉઠી ગયા.

**કેબીનમાં દીવા લગાડવાનું સાધન**

અને અમારે જમવા જવાનું નહિ હોવાથી ખુરશી પર બેસી રહ્યા. રાત્રે નવ વાગ્યા પછી અમે કેબીનમાં નાસ્તો કરવા ગયા. પણ કેબીનમાં દીવો લગાડેલો નહિ હોવાથી છેક અંધારૂં હતું. આ ઓરડીનાં દીવો લગાડવા માટે વીજળીનું બટન ક્યાં છે તેની અમને બીલકુલ ખબર હતી નહિ. એટલે પાડોશની કેબીનમાં જ્યાં દીવો લગાડેલો હતો ત્યાં જઇ તપાસ કરી અને અમારી કેબીનના ભીંતે અંધારામાં હાથ ફેરવી બટન શોધી કાઢ્યું તે બે ત્રણ વખત દબાવી જોયું પણ દીવો કાંઇ લાગ્યો નહિ એટલે બીજું બટન હશે એમ ધારી બીજું બટન દાબ્યું તો એકદમ દીવો થયો. અને પછી ભાથાની પેટી ઉઘાડી નાસ્તો કરવાની તૈયારી કરતા હતા. એટલામાં તો અમારી કેબીનનું બારણું કોઇ ઠોકવા લાગ્યું. બારણું ઉઘાડી જોયું તો એક ગોરો નોકર ઇશારતથી પુછવા લાગ્યો કે શું જોઇએ છીએ? આ નોકરે સફેદ જીનનો કોટ પાટલુન પહેરેલો હતો, પગમાં કાળા જોડા (બુટ) ચ્હડાવ્યાં હતાં. માથે ટોપી નહોતી. આ કેમ આવ્યો અને એને કોણે બોલાવ્યો એની અમને કંઇ સમજ

પડી નહિ. આવી રીતે તેની સાથે કંઈ પણ બોલ્યાં સિવાય પખત કાઢી નાખવો યોગ્ય નહિ લાગવાથી અને ગોરા નોકરને કામ પણ શું બતાવવું વિગેરે વિચારથી મુંઝવણમાં પડી ગયો. અમારે આવેલા નોકરને હુકમ બતાવી તેને દૂર કર્યો. આ આવી રીતે થયું, તેનો નિરાંતે વિચાર કરતાં અમુક ધારીને નોકરને આઇસવૉટર (બરફનું ઠંડું પાણી) લાવવા કહ્યું, હવે તેટલા અરજી ઉતારૂ સાથે સંબંધ થવાથી તે આનો અર્થ સમજી ગયો.

નોકર બોલાવવા ઘંટીનું બટન (કૉલબેલ)

આ નોકર વગર બોલાવ્યો કેવી રીતે આવ્યો તેનો વિચાર કરતાં યાદ આવ્યું કે દીવો સળગાવવા માટે કેબીનમાં પ્રથમ જે બટન બે ત્રણ વાર દબાવ્યું હતું તે નોકરને બોલાવવાની ઘંટીનું બટન તો નહિ હોય? આ વાતનો અનુભવ લેવા તે બટન ફરીથી નહિ દાબતાં બીજી પથારી પાસેનું બટન દબાવ્યું અને હવે કોઈ આવે છે કે કેમ તેની રાહ જોતા બેઠા. થોડા વખતમાં પાછું બારણું ઠોકાયું એટલે અમને હસવું આવ્યું અને બારણું ઉઘાડી જોયું તો બારણા પાસે એક ગોરી મડમ 'શું જોઈએ છીએ' એમ પૂછતી ઊભી રહેલી જોઈ એટલે અમને હવે ખાત્રી થઈ કે આ બટનો નોકર લોકોને બોલાવવાના છે. મારી પત્નીની પથારી પાસેનું બટન દાબ્યું એટલે બાઈ નોકર હાજર થઈ. તે ઉપરથી સ્ત્રીઓ માટે બાઈ નોકર રાખેલી હોવી જોઈએ એવું અનુમાન કર્યું. આ બાઈનો પોશાક મડમ જેવો હોઈ આગલા ભાગમાં કચરો વગેરે પડે નહિ માટે એક સફેદ કપડાનો કકડો ગળાથી પગ સુધી લટકાવેલો હતો. આ બાઈ પાસે પણ આઇસ વૉટર મંગાવ્યું. અમે જો પહેલેથી કેબીનમાં આવી તેમાં શું શું સગવડો છે તે જોઈ રાખી હોત તો આવો ઘોટાળો થાત નહિ. આગબોટ ઉપર શી શી સગવડો હોય છે તેની આપણને પ્રથમ માહિતી નહિ હોવાથી આવી ભુલ થવાનો સંભવ રહે છે માટે આવી માહિતી પહેલેથી મેળવી લેવાનું પ્રવાસી માટે ઘણું જરૂરનું છે એવો અમારો અનુભવ થયો.

પાયલટ બોટ.

નાસ્તો કર્યા પછી કેબીન કરતાં ડેક ઉપરની હવા ખુલ્લી હોવાથી અમે ડેક ઉપર આવ્યા. બીજા ઉતારૂઓ જમી પરવારી ડેક ઉપર ફરતા હતા અને કેટલાક પોતપોતાની ડેકચેઅર્સ (તુતકપર બેસવાની આરામ ખુરશીઓ)

પર બેઠા હતા. અમે પણ અમારી ખુરશીઓ ડેકના કઠેડા પાસે મુકી સમુદ્રનું નિરીક્ષણ કરતા બેઠા. રાતના દસ વાગ્યા પછી ઘણાખરા ઉતારૂઓ પોતાની કેબીનમાં ચાલ્યા ગયા. અત્યાર સુધી સમુદ્ર સાવ શાન્ત હતો તે હવે ધીમે ધીમે તોફાનપર આવવા માંડયો. પવન પણ જોરથી ફુંકાવા લાગ્યો. ઘોડીવાર પહેલાં સમુદ્ર શાન્ત જોઈ અમને એવો વિચાર આવ્યો કે સગળો પ્રવાસ શાંતીમાંજ પ્રસાર થશે પણ આ આશા આ ચ્હડતાં તોફાનને લઇ નષ્ટ થઈ ગઇ. હવે સમુદ્રમાં ડુંગર જેવડાં મોટાં મોજાં આવવા લાગ્યાં, અને અમારી આવડી મોટી બોટ એક ન્હાનાં હોડકાની માફક ડોલવા લાગી, રાત પણ અંધારી વાર હોવાથી અમારી બીકમાં વધારો થયો. આ પ્રમાણે હજી અમે વિચાર કરીએ છીએ એટલામાં બોટ ઉપરનો કોઈ અમલદાર મોટા અવાજે કઇ હુકમ કરતો હોય એમ જણાયું. આ અંધારી રાતે બોટ પુર જોસમાં જતી હતી તે વખતે આ શી ગડબડ ચાલે છે તે જાણવાની અમને ઉત્કંઠા થઈ. જ્યાંથી અવાજ આવતો હતો ત્યાં અમે ઉતાવળથી ગયા તો ત્યાં અમારી નજરે એક ન્હાની હોડી અમારી બોટ પાસે જણાઇ આ હોડીમાં પાંચ છ દેશી માણસો બેઠેલા હતા અને તેમની પાસે એક ફાનસ બળતું હતું. આ તોફાનમાં હોડીતો એટલી બધી ડોલતી હતી કે તે હમણાં ડુબી જશે કે શું ? એમ અમને લાગ્યું. એટલામાં એક ગોરો અમલદાર દોરડીની નીસરણી વડે અમારી બોટ ઉપરથી બહુજ સંભાળીને નીચે હોડીમાં ઉતરતો માલુમ પડયો. આ જોઇ અમારી જીજ્ઞાસા વધવા લાગી. આખરે તે અમલદાર નીચેની હોડી નજીક જઇ પહોંચ્યો પણ તેનાથી એકદમ હોડીમાં ઉતરાયું નહીં. તે હોડી મોજાં સાથે એકદમ ઉંચી નીચી થતી હતી. એટલે તે અમલદાર મહા મુસ્કેલીથી હોડીમાં ઉતર્યો. અને જોતજોતામાં તે હોડી અમારી બોટની પાછળ રહી ગઇ. અને અંધારામાં અદ્રસ્ય થઇ ગઇ. આ હોડી કોની હતી અને તેમાં બેસી કોણ ગયું વિગેરેની અમને કંઈ સમજણ પડી નહિ અમારી માફક બીજા એક બે ગોરા ઉતારૂઓ આ બનાવ જોવા આવ્યા હતા. તેમને પુછતાં જણાવ્યું કે આ "પાયલોટ બોટ" હતી. જ્યારે મુંબઇ બંદરના બારામાં કોઇ બોટ આવવાની હોય અગર જવાની હોય ત્યારે બંદરના વીકટ માર્ગમાંથી તે બોટને સુરક્ષિત રીતે લઈ જવા માટે બંદરનો એક અમલદાર સાથે આવે છે. અને

આ રીવાજ મુજબ અમારી " ક્લીઓપેટ્રા " બોટ સાથે એક અધિકારી આવેલો તેને પાછા જવા માટે સાથે એક હોડી આણેલી તેમાં બેસીને પાછો ગયો. હવે અમારી બોટ બંદરના બારામાંથી નીકળી મોટા સમુદ્રમાં પડી હતી એટલે તોફાન પણ વધારે જણાવવા લાગ્યું. મોડી રાત થઈ જવાથી અમે સૌ કેબીનમાં જઈ સુઈ ગયા.

બોટ લાગવાની શરૂવાત થઈ.

હું સવારે ઉઠયો ત્યારે ફેર આવતા હોય એવું જણાવા લાગ્યું. શરીરે પરસેવો પણ થનો હોવાથી જીવ ગભરાવા લાગ્યો સુતી વખતે દીવો ઓલવી નાંખેલો હોવાથી અંધારામાં કંઇ જણાતું નહોતું. બોટ ઉપર આ વખતે પૂર્ણ શાંતતા હોઇ એન્જીનના અવાજ સિવાય કંઇ પણ સંભળાતું નહોતું કેટલા વાગ્યા છે તે જોવા માટે દીવો લગાડી ગજવાની ઘડીયાળ જોવા ઉઠયો તો ચક્કર આવી પડી જવા જેવું લાગ્યું આ વખતે અમારી બોટ પૂરી જોસમાં ડોલતી હોય એમ જણાયું કેબીનના પોર્ટ હોલમાંથી ( કાચની ગોળ બારી ) સમુદ્રનું પાણી અંદર આવે નહિ માટે તે બારી સાંકેજ જોરથી વાસી દીધી હતી. કેબીનમાં વીજળી પંખો ચાલતો હતો પણ બહારની ચોખ્ખી હવા સિવાય ઘણોજ મુંઝારો થતો હતો. ધીમે રહીને ઉઠીને જોયું તો ત્રણ વાગ્યા હતા એવું જણાયું. એટલે ફરી સુઇ જવાનો વિચાર કર્યો.

થોડીવારે પાછો જાગ્યો. તો પોર્ટ હોલમાંથી અજવાળું દેખાયું. સ્હવાર પડી જાણી લુગડાં પ્હેરવા ઉઠવા જાઉં છું તો પેટમાં આંકડી આવ્યા જેવું લાગવાથી સુઇ ગયો. હવે બોટ લાગવા માંડી છે એવી ખાત્રી થઇ અને બોટપર લગાડેલા નવા રંગરોગાનની વાસથી આ મુઝવણમાં વધારો થયો.

પ્રાતર્વિધી માટે બ્હાર જવાની જરૂર જણાઈ રાત્રે સુતી વખત બહુ ઉકળાટ થતો હોવાથી કોટ પાટલુન કહાડી ધોતીયું પ્હેરીને સુઈ ગયો હતો બહાર જવા માટે કોટ પાટલુન ચડાવવાની જરૂર જણાયાથી હું લુગડાં પહેરવા મંડયો એટલે ફેર, ખુબજ જોરમાં આવવા લાગ્યા. તેથી પાટલુન પ્હેરી ફરી સુઈ ગયો. ફરી ઉઠીને ફરી એક કોટ પહેરી સુઈ ગયો. ફેર ચડવાથી ઉલટી થશે એવું લાગ્યું. આ

સ્થિતિ જોઇ આવો દુખ દાયક પ્રવાસ માથે લીધા બદલ મનને પશ્ચાતાપ થવા લાગ્યો ઘેર હીચકા ખાવાની અને ટેવ હોવાથી ફેર ચડવાની અને બીક ન્હોતી આખરે જેમ તેમ કરી પરાણે લુગડા પહેરી પ્રાતર્વિધી પુરી કરી

પછી પાસેની કેબીનમા પિતાશ્રીની ખબર કાઢવા ગયે તો તેમની તબીયત અમારા કરતા પણ ખરાબ જણાઇ કેબીન કરતા કદાચ ડેક ઉપર ખુલ્લી હવામા બેસવાથી કઇક આરામ થશે એમ વિચાર આવ્યાથી પિતાશ્રીને ડેક ઉપર આવવા વિનતિ કરી તો તેમનો વિચાર કેબીનમાજ સુઇ રહેવાનો જણાયો એટલે અમે એકલા ડેક ઉપર જઇ બેઠા ત્યા ખુલ્લી હવામા જરા આરામ લાગ્યો ખરો પણ ઘણા જોરથી પવન વાતો હોવાથી કેટલીક વારે તેનો પણ કટાળો આવ્યો ડેક પાસે સ્મોકીગ રૂમ હતી ત્યા જઇ બેઠા તો ત્યા અમે કેટલાક ગોરા ઉતારૂઓને સુતેલા જોયા એટલે અમે પણ એક ખાલી બાકડા પર જઈ સુતા સ્મોકીંગ રૂમ કેબીન કરતા ઉપરના મજલા ઉપર હોવાથી ત્યા હવા વધારે ખુલ્લી હતી અને પવનનો પણ ત્રાસ નહોતો એટલે રાત્રે બરોબર ઉંઘ આવેલી નહિ તેથી બાકડા ઉપર સુતાવાર ખુબ નિદ્રા આવી ગઇ બે ત્રણ કલાક સુઇ ઉઠયા પછી કઇક ભુખ લાગી હોય એમ જણાયુ પણ ઓટ લાગતી હોવાથી અન્નની કઇ રૂચી નહોતી બપોર થઈ હતી એટલે તરસ બહુ લાગી હતી પણ કેબીનમા જવાની બીલકુલ ઇચ્છા થતી નહોતી હવે કેમ કરવુ એનો વિચાર કરતા હતા એટલામા એક ગોરા ઉતારૂએ બિલપરનુ બટન દાબી નોકરને બોલાવ્યો અને પોતાનુ ખાવાનુ પીવાનુ ત્યાજ મગાવ્યુ આ જોઈ અમે પણ બટણ દાબ્યુ અને નોકરને દૂધ બીસકીટ અને બરફનુ પાણી લાવવા જણાવ્યુ વધારે દૂધ મળી શકે તેવુ નહિ હોવાથી તેમાજ બરફ નાખી આજની ભુખ જેમ તેમ કરી શમાવી. હજી પણ ફેર આવતા હોઇ ત્યાજ બાકડા ઉપર સુઇ રહ્યા બોટમાની બધી બારીઓ બધ હતી અને સ્મોકિગ રૂમ નિચેજ રસોડાની જગો હોવાથી ત્યાથી રસોઇનો વાસ આવતો હતો તે અમને બહુજ દુખદ લાગતો સાજે ગોદીરૂવાર ડેક ઉપર બેસી આવી સ્મોકિગ રૂમમા સુઈ રહ્યા ત્યા સુતેલા બીજા ઉતારૂઓ પોતાની કેબીનમા સુવા જશે ત્યારે જઇશુ એમ ધારી અમે ત્યાજ સુતા પિતાશ્રીની તબીયતની ખબર કહાડવા જવાની પણ અમારી હિમ્મત ચાલી નહિ અને બીજા ઉતારૂઓ ત્યાજ સુઈ રહેલા હોવાથી અમે પણ અહીંજ સુઈ રહ્યા

### તા. ૩-૮-૧૩ રવીવાર.

**દાદર પર ઘણી સાવચેતીથી ઉતરવું પડ્યું.**

સવારે પ્રાતર્વિધી માટે નીચે ગયા સિવાય છુટકો નહોતો. નીચે જવા માટે દાદર હતો તે ખાસો પહોળો અને મજાનો હતો પણ આગબોટ એટલા જોરથી ડોલતી હતી કે દાદરનો કઠેરો ઝાલી અમે નીચે ઉતરવા લાગ્યા. તોપણ એક બે વખત પગથીયું ચુકી પડતાં પડતાં માંડમાંડ બચી ગયા. નીચે જેમ જેમ ઉતરવા લાગ્યા તેમ તેમ ઘણીજ ખરાબ વાસ આવવા લાગી. નીચેની સાંકડી ગલીમાં બન્ને બાજુએ ઝાલવા માટે કઠેરા કરેલા હતા તેને ઝાલી અમે માંડમાંડ કેબીનમાં જઇ પહોંચ્યા. ફ્રતાજ્ઞે સવારની વિધી પુરી કરી પિતાશ્રીની તબીયત જોવા ગયા. તેમને બોટ લાગવાથી બહુજ હેરાન હતા. અને તેમનો આજે પણ કેબીનમાંજ સુઇ રહેવાનો વિચાર હતો. અમારી સાથે કેટલાક ફળ લીધા હતા એટલે તેનો ઉપયોગ અમને આ બે ચાર દિવાસમાં ઠીક થયો. બોટ ઉપર ફળ મળતાં હતાં પણ તે બહુ સારાં નહોતાં. નીચે કરતાં ઉપર ઠીક પડે છે એમ લાગવાથી અમે ઉપર સ્મોકિંગ રૂમમાં જઈ પડી રહ્યા. કાલની પેઠે આજે પણ ખાવાનું ઉપર મંગાવી આજ પણ સુતા સુતા દીવસ કાઢ્યો.

**બાર ઉપરના નોકરનું કામકાજ.**

અમને બધાને દરીઓ લાગ્યો હતો તોપણ કોઇને ઉલટી બીલકુલ થઈ નહોતી. કેટલાક અનુભવીનું માનવું એવું છે કે એક વખત ઉલટી થઈ પેટ સાફ થઈ જાય છે. તો પછી દરીઆઇ માંદગી ઝટ મટી જાય છે. પણ જો ઉલટી બીલકુલ થતી નથી તો માંદગી લાંબો વખત ભોગવવી પડે છે. દરીયો આવી રીતે જ્યારે તોફાની હોય છે. ત્યારે ઘણા ખરા ઉતારૂઓને દરીઓ લાગેલો હોઇ તેઓ આખો દિવસ ડેક ઉપર આરામ ખુરશીપર પડી રહી દહાડો કાઢે છે. તે વખતે ડેક ઉપર ઉતારૂઓને કંઈ ખાવાપીવાનું જોઇએ તો તે લાવી આપવાનું કામ બાર ( દારૂ વિગેરે પેય પદાર્થની દુકાન ) ઉપરના નોકર લોકો કરે છે. અમારી બોટ પર બારના બેજ નોકર હતા તોપણ તે બે જણા આખો દિવસ ખડાને ખડા રહી ઉતારૂઓની

સગવડ સાચવતા હતા બોટ ઘણીજ ડોલતી હોવાથી ડેક ઉપર ચાલવું પણ ઘણું મુસ્કેલ હતુ ત્યારે આ બે નોકરો અત્યંત ખંતથી કામ કરતા જોઈ અમને અત્રુજ આશ્ચર્ય લાગ્યું. આજનો પણ દિવસ પડયા પડયા કહાડવો અને રાત્રે સ્મોકીંગ રૂમમાં સુઇ રહ્યા.

તા. ૪-૮-૧૩ સોમવાર.

બેરીસ્ટર બોસ.

આજે સવારે ઉઠી નીચે પીતાશ્રીની ખબર કહાડી અને આજ કંઇ વેદના ઓછી થઇ હતી નહિ. પિતાશ્રીની ખાવા પીવાની વ્યવસ્થા શી રીતે ચાલે છે તેનો તપાસ કરતાં માલૂમ પડયુ કે બોટ પરનો કેબીનપર રાખેલો નોકર તેમને પાણી, બરફ, ફળ વગેરે લાવી આપતો હતો. તેમની કેબીનમા બેરીસ્ટર બોસ નામના એક બંગાલી ગ્રહસ્થ સાથે હતા. તેઓ પણ દરીઓ લાગવાથી કેબીનમાંજ પડી રહ્યા હતા. આ ગ્રહસ્થે વિલાયત અભ્યાસ કરેલો હોવાથી તેમણે આની ઘણી દર્યાઇ મુસાફરી કરી હતી. તેઓ મળતાવડા સ્વભાવના હોવાથી પિતાશ્રીને સારી સોબત મળી ગઇ હતી. તેઓ ફ્રેંચ ભાષાપણ જાણતા હોવાથી અને બોટપર ખાવા પીવાની સર્વ ચીજોની યાદી ફ્રેંચમાંજ હોવાથી પિતાશ્રીને જોઇતી વસ્તુ મંગાવવામા તેમની બહુ મદદ થઈ પડી હતી આજ બે દીવસથી નહવાયુ નહિ હોવાથી આજે નહાવાની ઇચ્છા થઇ પણ નહાવાની ઓરડી કેબીનની નજીકની હોઇ ત્યાંની બંધ હવામાં નહાવાની છાતી ચાલી નહિ એટલે પાછા રોજની માફક ઉપર સ્મોકીંગ રૂમમાં જઇને બેઠા એક દીવસ બે દીવસ એમ ચાલવા લાગ્યા નહાવાનુ મળે નહિ. ભોજનપણ નહિ. બેસવાની તાકાદ નહિ અને તે શિવાય ફેર ચહડવાથી જીવ ગભરાય તે જુદું જ. આવી સ્થીતિમાં વિચાર આવે કે આ મુશાફરી કરવાનો વિચાર ક્યાથી કર્યો. તેમા વળી હુ એકલોજ આવ્યો હોત તો ઠીક આતો પિતાશ્રી અને પત્નીને સાથે લઇ આવી તેમને નાહક દુઃખમા નાખ્યા પણ જે થયુ તે ખરૂ હવે કંઇ ઇલાજ નથી એવી રીતે મનવાળ્યા શિવાય છુટકો નહોતો

દરીયાઇ માંદગીમાથી સારા થયું.

હવે ઘણા ખરા ઉતારૂઓ દરીઆઇ માંદગીમાથી સારા થઇ બોટપર ફરવા ફરવા લાગ્યા હતા તોપણ હજી સુધી પાંચ છ યુરોપીઅન ઉતારૂઓ સાજા થયા નહોતા અને તેઓ સ્મોકીંગ રૂમમાં સુઇ રહેતા હતા સ્ત્રી [illegible]ના ઓને વાસ ન ગમે તે માટે બીજું

યુરોપિયન ઉતારૂઓ સ્મોકીંગ રૂમમાં બહુ બેસવા આવતા નહોતા. તેથી અમને પણ અનાયાસે ઠીક સોઇ મળી. આ માંદગીમાં આરામ થવા માટે ગોરા લોકો સોડા વ્હિસ્કીના મિશ્રણનો દવા તરીકે ઉપયોગ કરે છે, પણ અમને મદ્યપાન ખપતું નહિ હોવાથી આ ઉપયોગ કંઇ કામનો નહોતો. તોપણ અમારી બોટપર તાજા લિંબુનો સરબત બનાવી આપતા હતા.તેના સેવનથી અમારી તરસ મટી પિત્ત શાન્ત થતું હતું એટલે અમે આ સરબતનો ઉપયોગ વારે ઘડીએ કરતા હતા. આ સરબત ( લેમન સ્ક્વાશ ) ની઼ડે એક જાડા ઘાસનો કકડો આપવામાં આવતો હતો એટલે આ કકડો પોલો હોવાથી તેને સરબતમાં બોળી તે ધીમે ધીમે ચુસ્યા કરાય છે. દરેક વખત નવો કકડો લાવવામાં આવે છે. આજે પણ હમેશ માફક દૂધ, ફળ, બરફ, વિગેરે પરજ ચલાવ્યું. સાંજે પાંચ વાગે ડેક ઉપર ગયા તો આકાશ ચોખ્ખું થવાથી સૂર્યનો પ્રકાશ પડતો હતો.આજે બે ત્રણ દહાડે આકાશમાં વાદળાં ખસી ગયાં જોઈ અમને બહુ આનંદ થયો. ડેક ઉપરથી આકાશમાં પક્ષીઓ ઉડતાં જોયાં તો અમને નવાઈ લાગી કે જમીનથી આટલે દૂર દરીયામાં આ પક્ષી કેવી રીતે આવતાં હશે ! તપાસ કરતાં માલુમ પડ્યું કે આ સીગલ્સ્ નામના પક્ષી છે અને તે સમુદ્ર પરજ રહે છે. કેટલેક ઠેકાણે દરીઆમાં માછલીઓ કુદીને બ્હાર આવતી જણાણી અને આવા તોફાની સમુદ્રમાં અનેક પ્રકારનાં પ્રાણીઓ આનંદ કરી રહ્યા છે એ જોઈ અમને બહુજ નવાઈ લાગી.

**વાયરલેસ ટેલીગ્રાફ ઑફિસ.**

આજ તબીયત કંઈ ઠીક હોવાથી પ્રવાસના વિચારો આવવા લાગ્યા. મુંબાઇથી નીકળતી વખતે અમારા સગાં વહાલાંઓએ અમને અમારા કુશળતાના સમાચાર વારંવાર જણાવવા ખાસ આગ્રહ પૂર્વક જણાવ્યું હતું. આ વાત આજ યાદ આવવાથી અમારી બોટ પરના તાર વગરના સંદેશા મોકલવાનું યંત્ર હતું તેનો ઉપયોગ કરવાનું મન થયું. આ યંત્રની ઑફિસ બોટના ચોથા માળે હોવાથી હું ત્યાં ગયો. ચોથા માળ ઉપર મોટી અગાશી હોઈ વચમાં ઑફિસ હતી. આ અગાશી ઉપર છત બાંધી ત્રીજા વર્ગના ઉતારૂઓને રહેવાની જગ્યા આપી હતી. આ ઉતારૂઓમાંના ઘણાખરા હિંદુ મુસલમાન હતા અને આજે ત્રણ દિવસ થયાં ગોરા લોકો શિવાય કોઇનું મ્હોં જોયેલું ન હોવાથી આ દેસી બન્ધુઓને જોઈ ઘણોજ આનંદ થયો. પ્રથમ હું ઑફિસ પરજ ગયો. તપાસ કરતાં દરેક શબ્દનો એકક્રૌન ( દસ આના ) પડશે એમ જણાયું પણ મુંબઈ

બદર ઘણુ દૂર રહી જવાથી સદેશો મોકલી શકાશે નહિ એમ તાર માસ્તર કહ્યુ. આ સાભળી મન પાછુ પડયુ તાર વગરના સદેશા અમુકજ અતરેથી મોકલી શકાય છે એવુ સમજાયુ. હુ નિરાશ થઈ પાછો ફરતો હતો એટલે " મુબઈ દૂર રહી ગયુ છે તોપણ કાલે એડન બદર નજીક આવશે એટલે એડન બદરે સદેશ મોકલી ત્યાથી તારદ્વારા મુબઈ ખબર મોકલાશે " એવી યુક્તિ મને તાર માસ્તરે સમજાવી આ સાભળી હુ પાછો આવવા નિકળ્યો.

ડેક પેસેન્જર્સ

ડેક ઉપર ત્રીજા વર્ગના ઉતારૂઓની પથારી પોટકા વિગેરે સામાન અવ્યવસ્થીત આમ તેમ પડયો હતો આ ઉતારૂઓનો પહેરવેશ દેખી પદ્ધતનો હોઇ આપણે હિદુસ્તાનના કોઇ રેલ્વે સ્ટેશને ઉભા છીએ એવો ભાસ થયો આ ત્રીજા વર્ગના ઉતારૂઓની રહેવાની સગવડ આગબોટના આગલા ભાગની ખુલ્લી જગ્યામા કરવામા આવે છે. પણ હમણા સમુદ્ર તુફાની હોવાથી ત્યા મોજાનુ પાણી ઉતરતુ હતુ તેથી તેમને અહી લાવવામા આવ્યા હતા આ ઉતારૂઓમાના કેટલાક પથારી પાથરી સુતા હતા કેટલાક સ્ટવ ( ચુલો ) સળગાવી રસોઇ કરવાની તૈયારીમા હતા કેટલાક સીધુ સામાન કરવામાં ગુથાયા હતા અને કેટલાક ગપાટા મારતા હતા આ ઉતારૂઓ મક્કાની જાત્રાએ જતા હોવાથી જોડે સ્ત્રીઓપણ હતી કેટલાક તો નીચેથી પાણી ઉપર ઉચકી લાવતા હતા આ જોઇ મને બહુ નવાઇ લાગી પહેલા વર્ગના ઉતારૂઓ માટેની ઉત્તમ વ્યવસ્થા અમે જાતે અનુભવી હતી અને બીજા વર્ગના ઉતારૂઓની કેવી ગોઠવણ કરેલી છે તેપણ પ્રત્યક્ષ જોઇ હતી અને આ બીચારા ડેક પેસેન્જર્સની સ્થીતી જોતા તેમને વાહન શિવાય બીજી કશીપણ મદદ મળતી નહોતી આ વર્ગના લોકો પાસેથી ખાવા વગર એકલુ ભાડુ લેવામા આવે છે અનેજ બોટપર શ્રિમાન અને ગરીબ વચ્ચે આટલો બધો અતર જોઇ મનમા અનેક વિચારો ઉભરાવવા લાગ્યા હુ આ ઉતારૂઓમાથી જતો હતો ત્યારે મારો પોષાખ અગ્રેજી ઢબનો હતો છતા પણ આ લોકોએ મને ઓળખ્યો અને " તમે કોણ? કયાથી આવ્યા? કયા જવુ છો વિગેરે અનેક પશ્નો પુછવા લાગ્યા મે તેમને સમાધાન કારક જવાબ આપ્યા ડેક ઉપર આવી સદેશાની હકીકત મારી સાથેના માણસોને જણાવી હુ સમુદ્રની લીલા જોતો બેઠો

મુબઈ સંદેશો મોકલ્યો.

આસરે ૫ દેરક મીનીટ થઇ હશે નહિ એટલામાં તારમાસ્તર અમારી પાસે આવી કહ્યું કે "તમારે જો મુંબઈ સંદેશો મોકલ્વોજ હોય તો એક રસ્તો છે. પી. એન્ડ ઓ કમ્પનીની મેલબોટ આપણી બોટ અને મુંબઇની વચ્ચો-આવી છે. એટલે આપણી બોટપરથી મેલબોટપર સંદેશો મોકલીશું તો મેલબોટ પરથી તે સંદેશો મુબઈ મોકલવામાં આવશે. આવી રીતે સદેશો મોકલવાને માત્ર ખરચ બમણો પડશે માટે જો તમારી મરજી હોય તો સદેશો લખી આપો" અમે સંદેશો લખી આપી તેના પૈસાપણ ચુકવી આપ્યા પછી આશરે દશ મીનીટબાદ માસ્તરે પાછા આવી સંદેશો મેલબોટપર પહોંચી ગયાનો જવાબ આવ્યાની ખબર આપી.

એક આધેડવયની યુરોપીયન સ્ત્રીસાથે થયેલુ સભાષણ.

અત્યારસુધી સમુદ્રમાં પર્વત જેવડાં મોટા મોજા આવતાં હતાં. બોટનો દરેક છેડો એક વખત સમુદ્ર સપાટી સુધી જઈ ફરી મોજાના જોરથી તે ત્રણ ચાર માળ જેટલો બહાર નીકળી આવતો હતો અને આવી સ્થીતિમાં અમારી બોટ સુખરૂપ એડન કેવી રીતે પહોંચશે એ માટે ચિંતા થતી હતી. વળી ત્રણ ચાર દહાડાથી અન્ન બીલકુલ ખાધેલુ નહિ હોવાથી શરીરપણ અશક્ત થઇ ગયુ હતું તેથી ડેક ઉપર વધારે વખત નહિ બેસતાં સ્મોકિંગ રૂમમાં જઇ બેઠા આજે રાત્રે આઠેક વાગ્યાના સુમારમાં અમે સુતા હતા ત્યાં એક આધેડ વયની ગોરી મડમ આવી મારી પત્નીને કુશળ પુછવા લાગી. આબાઇપણ અમારી જેવીજ દરીઆઇ માંદગીને લીધે સ્મોકિંગ રૂમમાં સુઈ રહેતી હતી. મારી પત્નીનો દેશી વરેહનો પોષાક અને માંદગીથી થઈ ગયેલી હેરાન સ્થીતિ જોઈ આ અમારો પહેલોજ પ્રવાસ હશે. એવું આ બાઇએ અનુમાન કર્યું. થોડી વાત ચીત પછી મારી પત્નીએ રેશમી સાડી કેમ પહેરી નથી એવો સવાલ કર્યો. યુરોપમાં જતી દેશી સ્ત્રીઓ ઘણું કરી પારશી ફેશનનો પોષાક પહેરેછે તેથી મારી સ્ત્રીનો જુદોજ દક્ષણી પહેરવ જોઇ તેને આશ્ચર્ય લાગ્યું. મેં આબદલ યોગ્ય ખુલાસો કર્યો અને પછી તે બાઇનો યોગ્ય શિષ્ટાચાર પ્રમાણે ઉપકાર માની અમે નીદ્રા દેવીનુ આરાધના કરવા લાગ્યા.

તા. ૫-૮-૧૩ મંગળવાર

**ડેક શુઝનો ઉપયોગ.**

આજે પણ પિતાશ્રીની તબીયત જોઈ અમે ડેક ઉપર ગયા અમારી ખુરશીઓ પડી હતી ત્યાં બેસવા જતાં, ડેક પાણીથી ધોઇ સાફ કરેલુ હોવાથી હું લપસી પડયો અને મનુષ્ય સ્વભાવ પ્રમાણે આ મારી દુર્દશા કોઇ જુવે છે કે કેમ તે જોવા માટે ચારે તરફ નજર ફેરવી તો હજી કોઈ ઉતારુ ડેક ઉપર આવ્યો નહોતો એટલે મનને જરા ઠીક લાગ્યુ. પ્રનામગા નિકળતી વખત બોટ ઉપર ફરવા માટે ડેકશુઝ લેવાની જરૂર હોય છે. એવી [illegible]ની ગણવાથી મેં સાથે ડેકશુઝ રાખ્યાં હતાં પણ ચાર દિવસની માંદગીને [illegible] ઉપર ગડકના જે બુટ પહેર્યાં હતા તેજ અત્યાર સુધી કાયમ રાખ્યા હતા [illegible] હોય અને ડેક ઉપર પાણી છાટયું હોય ત્યારે તો ડેકશુઝ ( [illegible] વગર એડીના જોડા ) વાપરવાની ખાસ આવશ્યકતા હોય છે.

**બોટ કેટલા માઇલ ચાલી તે બતાવનારો હેવાલ.**

દરરોજ બપોરે બાર વાગે બોટે અત્યાર સુધી કેટલી મુસાફરી કરી છે. તેનો હેવાલ ડેક ઉપર લખી પ્રસિદ્ધ કરવાનો રીવાજ અમારી બોટ પર હતો. આજે બપોરે આ રીપોર્ટ વાંચી જોયો તો મુંબઈથી એડન ૧૬૬૦ માઇલ દૂર હોઈ અમારી બોટ પાંચમે દિવસે એડન પહોંચવાને બદલે સાતમે દીવસે પહોંચશે એવું જણાયું આ રીપોર્ટ નજીક એક નકશા ઉપર ટાંચણી લગાડી બોટ ક્યાં લગી આવી છે તેપણ બતાવવામાં આવતું હતુ.

**સુલેમાન સોદાગર.**

આજ બપોરે મુંબઇના બોટ કંપનીના માલીક હાજી કાસમના છોકરાના છોકરા સુલેમાન સોદાગર સાથે અમારી ઓળખાણ થઈ આ ગ્રહસ્થ પહેલા વર્ગના ઉતારુ હતા તોપણ તેઓએ પોતાનો દેશી પોષાક છોડયો નહોતો. એમના હાથમા હીરાની વીંટીઓ અને જાકીટને હીરાના બટન હોવાથી તે કોઈ શોખી શ્રીમાન હોવા જોઇએ એવુ અનુમાન કર્યું આ વખત તેઓ મક્કે બીજીવાર જવા નીકળ્યા હતા એમણે જમણ વગરની ટીકીટ કઢાડી હતી. તેમના સાથે ત્રણ ચાર નોકરો ત્રીજા વર્ગમા હતા આ નોકરો ત્રીજા વર્ગમા

ડેક ઉપર રસોઈ તૈયાર કરી તેમને રોજ જમવા બોલાવી જતા હતા. આવી રીતે સ્વતંત્ર રસોઈ કરવાનું કારણ પુછતાં તેમણે જણાવ્યું કે યુરોપીઅન તરેહનું ખાવાનું તેઓને બીલકુલ ભાવતું નથી. યુરોપીઅન લોકો દરેક બાબતમાં આગળ હોવાથી તેઓમાં ખાવા પીવાની અનેક મિષ્ટ અને સ્વાદિષ્ટ વાનીઓ બનતી હશે અને મુસલમાન લોકો પણ માંસાહારી હોઇ તેમને આ વાનીઓ બહુ ભાવતી હશે એવી અત્યાર લગી મારી કલ્પના હતી પણ યુરોપીયન પદાર્થો મીઠું મમાલો અને વઘાર વગર માત્ર ઉકાળી નાખી અગર તળી કાઢી તૈયાર કરવામાં આવે છે. એટલે તે પદાર્થો મુસલમાની મસાલાવાળા પદાર્થો જેવા સ્વાદિષ્ટ હોતા નથી એવું તેઓએ જણાવ્યું ત્યારે મને બહુ નવાઈ લાગી. સુલેમાન સોદાગરનો સ્વભાવ બહુ મળતાવડો હોવાથી તેમની સાથે વાતચીત કરવામાં અમારો ઘણો વખત નીકળી જતો. સાંજે કેટલાક યુરોપીઅન સ્ત્રી પુરૂષો ડેક ઉપર કસરત કરતાં જણાયાં. હજીપણ બોટ બહુ ડોલતી હતી અને પવન જોરથી વાતો હતો. તોપણ યુરોપીઅન સ્ત્રીઓ સાંકડી એડીવાળા ઉચાં બુટ પહેરી સંભાળીને ચાલવાની અગવડતામાં હોવા છતાં પણ ડેક ઉપર ફરી કસરત કરવાની હોંસ ધરાવતી જોઈ અમને બહુ અચંબો થતો.

તા. ૬-૮-૧૩ બુધવાર.

રા. પવારની મુલાકાત.

રોજના નિયમ પ્રમાણે પિતાશ્રીની તબીયત જોઈ અમારી કેબીનમાં ગયા. ચાર પાંચ દિવસથી શરીરને આરામ ન હોવાથી મે હજામત કરી નહોતી. આજ જરા ઠીક હોવાથી હજામત કરવાનું શરૂ કર્યું. પ્રવાસમાં નીકળતાં પહેલાં થોડા દિવસ હાથે હજામત કરવાની ટેવ પાડી હતી. પણ આજે બોટ બહુ હાલતી હોવાથી હજામત કરતાં બહુ ત્રાસ પડયો. સારે ભાગ્યે કોઈ ઠેકાણે વાગ્યું નહિ. પ્રવાસમાં હાથે હજામત કરવાની ઘણી જરૂર પડે છે. આજ પણ રોજની માફક સ્મોકિંગ રૂમમાજ દિવસ ગાળ્યો. સાંજે રા. પવાર અમને મળવાને સ્મોકિંગ રૂમમા આવ્યા હતા. તેપણ બોટ લાગવાથી ઉલટીઓ થઈ હેરાન થયા હતા. અમે બેઠા હતા ત્યાં રસોડાનો વાસ બહુજ આવતો હોવાથી અમે બહાર ડેક ઉપર જઈને બેઠા. રાત્રે અંધારૂં થયું ત્યારે રા. પવાર પોતાની કેબીનમાં ગયાં અને અમે સ્મોકિંગ રૂમમાં જઈ બેઠા.

દરીઆઈ માંદગીમાંના બરફના કડકા ખાવાથી આરામ રહે છે. એવો અમને અનુભવ થયો હતો. બોટ ઉપર બરફ બનાવવાનો સંચો હોવાથી જોઈએ તેટલો બરફ મળી શકતો હતો. બરફ અને પાણી માટે પૈસા આપવા પડતા નહિ. આજે સ્મોકિંગ રૂમમાંની બધી યુરોપિઅન સ્ત્રીઓની તબીયત સારી થવાથી બીજા ઉતારૂઓની જેમ ફરવા લાગી હતી એટલે બીજા ઉતારૂઓ પણ રાત્રે જમી રહ્યા પછી સ્મોકિંગ રૂમમાં આવીને બેઠા હતા. અમારી તબીયત હજી જોઈએ તેવી સુધરી નહોતી એટલે અમે ત્યાંજ સુઈ રહ્યા હતા. અનેક ઉતારૂઓ ત્યાં બીડીઓ પીવા અને પત્તાં રમવા આવી બેઠેલા હોવાથી તેમના દેખતાં સુઈ રહેવું અમને ઠીક લાગતું નહિ હોવાથી અમે પણ બેસી રહ્યા. રાતના દસ થયા પણ લોકો ત્યાંથી ઉઠી જાય એવું લાગ્યું નહિ. અને અમને હવે બેસી રહેવાનો કંટાળો આવ્યો. આવી રીતે તેમની વર્તણુંક જોઈ અમને ગુસ્સો થયો પણ સ્મોકિંગ રૂમ કંઈ સુઈ રહેવા માટે હતી નહિ એટલે અમે સ્વસ્થ રહી કેબીનમાં જઈ સુઈ જવાનો વિચાર કરતા હતા. એટલામાં તો સૌ લોકો ઉઠી જવાની તૈયારી કરવા લાગ્યા. અને અમે આજની રાત પણ સ્મોકિંગ રૂમમાં સુતા.

સ્મોકિંગ રૂમમાં સુવાની આવેલી અડચણ.

તા. ૭-૮-૧૭ ગુરૂવાર

આજે સવારે ઉઠયા તો સમુદ્ર સાવશાન્ત હતો. નીચે જઈ પિતાશ્રીની ખબર કહાડી તો તેમને પણ આરામ થયો હતો અમે પાછા ડેક ઉપર ગયા તો ત્યાં કેટલાક યુરોપીઅન ઉતારૂ રાત્રે સુતી વખતે પહેરવાનો પોષાક (સ્લીપીંગ સુટ) કાયમ રાખી ઉઘાડા પગે ફરતા હતા. નાનું પચીયું પહેરી બહાર જવું જેટલું આપણામાં અસભ્ય ગણાય છે તેટલુંજ આ પોષાક પહેરી બહાર ફરવું અસભ્ય છે પણ જેમ આપણે ન્હાતા સુધી પંચીયું પેરી ઘરમાં ફરીયે છીએ તેમજ બોટપર સુઈ ઉઠી નાસ્તો કરતાં સુધી ડેક ઉપર આ પોષાક પહેરી હરવા ફરવાની હરકત જણાતી નથી આવા પોષાકમાં પુરૂષો ફરતા હોવાથી બનતાસુધી કોઇ સ્ત્રી ઉતારૂ ડેકપર આ વખતે આવતી નથી કેટલાક ઉતારૂઓએ આ સુવાના પોષાક ઉપર ડ્રેસીંગ ગાઉન (કેબીનમાંથી ન્હાવાની ઓરડીમાં જતા સુધી પહેરવાનો ઝભ્ભો) ઘાલી ફરતા હતા. આવા પોષાકમાં

ડેક ઉપર સવારે ઉતારૂઓ સ્લીપીંગ સુટમાં ફરતા હતા.

યુરોપીયન લોકોને પ્રથમજ જોયેલા તેથી અમને જરા નવાઈ લાગી. આજે અમારી કેબીનની બધી બારીઓ ( પોર્ટ હાલ્સ ) સમુદ્રશાન્ત હોવાથી ઉઘડવામાં આવી હતી. તેથી બોટપર આજે ખુલ્લુ લાગતુ હતું. આજે રોજ પ્રમાણે દુધ મંગાવ્યું ત્યારે અમને આજથી ડાઈનીંગ હોલમાં ખાવા જવા માટે બલાત્કાર કરવામાં આવી. છરી કાંટા ચમચાથી ખાવાનો પરિચય નહિ હોવાથી અમે કેબીનમાં જઈ ખાવાનો વિચાર કર્યો.

રા. શામરાવ અને રા. કૃષ્ણરાવ.

નીચે ગયા તો પિતાજી અને બેરીસ્ટર બોમ કપડાં પહેરી ઉપર આવવાની તૈયારીમાં હતા. એટલે અમે ફરાળકરી ડેક ઉપર આવ્યા. અંહીની ખુલ્લીહવાથી પિતાશ્રીને બહુ આરામ લાગ્યો. હું રા. પવારની તબીયત જોવા તેમની કેબીનમાં ગયો. ત્યા તેમની કેબીનમાં બેલગામના રા. શામરાવ અને રા. કૃષ્ણરાવ બે વિદ્યાર્થીઓ જર્મનીમાં હેડલ બર્ગ ગામે મીકે નીકલ એન્જીનીયરીંગનો અભ્યાસ કરવા જવા હતા તેમની મુલાકાત થઈ આ બન્ને વિદ્યાર્થીઓએ જમવા વગરની ટીકીટ કઢાવી હતી. અને તેઓ પોતાની કેબીનમાં દીવેલના ચુલા પર રસોઈ કરી નિર્વાહ કરતા હતા. ઘાસલેટના ચુલાનો ઉપયોગ બોટ પર કરવા દેવામાં આવતો નહિ એવું ધારી આ લોકોએ એક દિવેલનો ચુલો સાથે આણ્યો હતો અને તે બોટના કપ્તાનને બતાવી તે વાપરવાની પરવાનગી લીધી હતી. પ્રવાસમાં લાગે એટલા ચોખા, દાળ, ઘી મશાલો વિગેરે અને તાજા સ્ટીઝ સ્ટેરીલાઈઝ્ડ મીલ્કના પચાસ સાઠ ડબ્બા તેમણે સાથે રાખ્યા હતા. રોજ જોઈએ તેટલા ડબ્બા તોડી તેનું તેઓ દહીં બનાવતા હતા. આ વિદ્યાર્થીઓની દીર્ઘ દષ્ટિ અને જર્મનીમાં પણ આવીજ રીતે હાથે રાંધી ખાવાનો નિશ્ચય જોઈ અમને બહુ આશ્ચર્ય લાગ્યું. બોટ પર કોઇને હાથે રાંધી ખાવું હોય તો ત્રીજા વર્ગના ડેક ઉપર રાંધી ખાવા દે છે. કેમકે ત્રીજા વર્ગના ઉતારૂઓનેજ હાથેજ રાંધી ખાવું પડે છે. રા. પવાર સાથે થોડો વખત વાતચીત કરી હુ પિતાજી પાસે ગયો. અને રા. શામરાવની હકીકત જણાવી આ સાંભળી તેમણે કહ્યું કે જો આપણને આગળથી આવી ખબર હોત તો સાથે એક ગ્મોગ્મો શાસ્ત્ર

પણ હવે કઈ ઉપાય નથી. હવે એરીસ્ટર ઓસ જ્વાની સોબત હોવાથી ડાઇનીંગ હૅાલમાં જઈ જમી આવવાની શરૂવાત કરી તોપણ ત્યાં જમવાનું ફાવતું નહિ હોવાથી અમે બે દિવસ રાત્રે રા. પવારની કેબીનમાં રા. રામરાવ જોડે જમવાનું રાખ્યું હતું.

સ્ત્રીઓમાં પણ બીડી પીવાનો રીવાજ.

રાતના મુખ્ય જમણ પછી જમવાનાજ પોષાકમાં ગોરા ઉતારૂએ સ્મોકિંગ રૂમમા બીડી પીવા માટે આવે છે. અમે પણ ડેક ઉપર બેસી કંટાળી ગયેલા હોવાથી સ્મોકિંગ રૂમમાં જઈ બેઠા. અહીં ગોરા લોકોમાં દૂધ સાકર વગરની કૅાફી પીવાનો રીવાજ હોય છે. આપણામાં જેમ સોપારી તમાકુ ખાવાનો રીવાજ છે. તેમજ આ કૅાફી રીવાજ લાગે છે. કેટલાક લોકો દારૂ મંગાવી પોતાના મિત્રો સાથે તેની આપ લે કરતા હતા. અહીં બધા લોકો બીડી ખુબ પીતા હોવાથી આખા હૅાલમાં ધુમાડો થઈ રહ્યો હતો. કેટલીક સ્ત્રીઓ પણ બીડી પીવામાં સામેલ થતી હતી. અને કેટલાક પુરૂષ સ્ત્રીઓને બીડી સળગાવી આપવામાં મદદ કરતા હતા. સ્ત્રીઓના દેખતાં પુરૂષો બીડી પીતા નથી એવો રીવાજ હોવાનું અમે સાંભળ્યું હતું. પણ અહીંઆનો આ વિચિત્ર દેખાવ જોઇ અમને બહુ નવાઈ લાગી. આ વિચિત્ર રીવાજ અને સ્ત્રીઓને આપેલી સ્વતંત્રતા જોઇ અમને બહુજ આશ્ચર્ય થયું. રાતના સાડા દસ પછી અમે કેબીનમાં સુઈ રહેવા ગયા.



# ભાગ ૩ જો.

# एडनथी सुएज.

### એડન.

તા ૮-૮-૧૧ શુક્રવાર.

આજે સવારે નવ વાગે અમારી બોટ એડન પહોંચવાની હોવાથી અમને બહુજ આનંદ થયો. ઉપર આકાશ અને એડન બંદર દેખાવા લાગ્યું. નીચે પાણી એવી આજ રાત દિવસથી સ્થિતિ હોઈ આજ સ્હવારે ક્ષિતિજમાં ન્હાના ન્હાના ડુંગરો દેખાવા લાગ્યાથી અલૌકિક આનંદ થયો. અને જમીનપર ક્યારે ફરીશું એમ થવા લાગ્યું. અમારા મનની આ સ્થિતિની કલ્પના જાતે અનુભવ્યા વગર થઇ શકે એવી નથી. બરાબર નવ વાગે અમારી બોટે એડન બંદરમાં લંગર નાંખ્યું. અહીંથી એડન બંદર પાએક મૈલ દૂર હતુ. અમારી બોટ ઉભી ર્‌હેતાં અનેક ન્હાની ન્હાની હોડીઓ બોટ ઉપરના ઉતારૂઓને બંદર પર લઈ જવા માટે આવી પહોંચી આ હોડીમાં કેટલાક આરબ વેપારીઓ, શાહમૃગનાં પીછાં ગજીફાનાં પત્તાં, બીડીઓ વિગેરે પરચુરણ સામાન વેચવા માટે બોટ ઉપર આવ્યા હતા. હોડી હાંકનારા કાળા કાળા શીદ્દી હતા. તેમના વાળ ભુરા રંગના બરછ હતા. આ વેચવા આવનાર લોકોને અંગ્રેજ લોકોનો કાયમ સહવાસ હોવાથી તેમને ખપ પુરતાં અંગ્રેજી શબ્દો બોલતાં આવડતું હતું. ડૉકટરની તપાસ થયા પછી બોટપરથી ઉતરવાની પરવાનગી મળશે એમ કહેવામાં આવ્યું પણ હજી સુધી ડૉકટર આવેલો નહિ હોવાથી અમે કપ્તાનને પુછ્યું તો જણાવ્યું કે ડૉકટરની તપાસ થવાની નથી. અને બંદરપર જવું હોય તો ખુશીથી જાવ પણ બપોરે બાર વાગે આગબોટ ઉપડવાની છે માટે વહેલા આવતા ર્‌હેજો એમ કહ્યું. આ પ્રમાણે એક કલાક નકામો ગુમાવી નાખ્યો તે બદલ જીવને ખેદ થયો અને બંદરપર જવાની તૈયારી કરી.

એડન બંદરપર ઉતર્યા.

બોટ ઉપર આવેલા એક પારસી વેપારી સાથે અમારે ઓળખાણ થતાં તેણે અમને તેની સ્ટીમ લાંચમાં આવવા કહ્યું. અમે તેનો ઘણો ઉપકાર માની. રા. પવાર રા. શામરાવ વગેરે મંડળી સાથે બંદરપર ગયા. પારકા દેશમાં પારશી, હિંદુ, મુસલમાન વગેરે ભેદ કેવો નષ્ટ થઇ જાય છે. અને બધાં હિંદુ છીએ એ ભાવના કેવી દઢ થાય છે તેનો પ્રત્યક્ષ અનુભવ થયો. બંદર ઉપરની તાર ઑફિસમાંથી મુંબઈ તાર કર્યો અને પછી ભાડાની ગાડીઓ કરી પોષ્ટ ઑફિસમાં ગયા. અને ત્યાં હિંદુસ્તાનની પોષ્ટ ટીકીટો ચાલે છે એમ જાણ્યું. અમારામાંના કેટલાએકોએ ત્યાં કાગળો લખી ટપાલમાં નાંખ્યા અને પછી ગાડીમાં બેસી એડન શહેર જોવા ગયા.

આ ગાડીઓને ચાર પૈડાં હોઈ તેને ખાનદેશના જેવા બબે ટટ્ટુ જોડ્યાં હતાં. આવી ગાડીમાં ચાર માણસ ખુશીથી બેસી શકે છે. આવી ગાડીઓ આપણા દેશમાં દેખાતી નથી. રસ્તાની બન્ને બાજુએ બે ત્રણ માળની ઇમારતો હતી અને ઠેકઠેકાણે હૉટેલનાં પાટીઆં લગાડેલાં હતાં. આગળ જતાં અમને ઉંટની કેટલીક ગાડીઓ મળી. આ ગાડીના ઉંટ ઠીંગણા અને પાતળા હતા અને ગાડીઓમાં ધાન્ય—ચામડા વગેરે માલ બંદરપર લઇ જતા હતા. થોડેક દૂર ગયા પછી અમારી ગાડીઓ ટેકરાપર ચડવા લાગી. અમે રસ્તામાં જોયું તે એડન શહેર હશે એટલે હવે વળી ટેકરાપર ક્યાં લઇ જાય છે એમ થયું. ડુંગર પર જવાનો રસ્તો સારો હોઇ ટટ્ટુઓ હમેશના મહાવરાને લઈ અમને જલદી વીસ મીનીટમાં ઉપર લઇ ગયા.

મારકીટ જોઇ પાછા બોટપર.

ડુંગરને મથાળે ગયા પછી થોડીવારે એક ખીણમાં થઈ અમારી ગાડીઓ નીચે ઉતરવા લાગી અને બાજુમાં તલેટીમાં એક સુંદર શહેરનો દેખાવ જોઈ અમે બહુ આશ્ચર્ય પામ્યા. આવા ઉજ્જડના વેરાનમાં અને રેતીના રણમાં શહેર વસાવી કાઢવાની અજબ કલ્પના ચલાવનારને ખરેખર ધન્ય છે. આ જગ્યામાં યુરોપ જતી આવતી આગબોટો કોલસા લેવા લંગર કરે છે અને હિંદુસ્તાનના રક્ષણ માટે આ બંદર ગોરૂં નાકું હોઈ આ શહેરની કિંમત ઘણીજ વધી પડી છે. અહીં એકંદર ગોરૂં તેમજ દેશી મળી એકંદર બે ત્રણ હજાર માણસનું લશ્કર રહે છે. અને કિલ્લેબંધી પણ ઉત્તમ પ્રકારની છે. આ શહેર એકદમ નવુંજ વસેલું

હોવાથી તેમાં સડકો ઘરો વિગેરે નવિન પદ્ધતીપર બાંધેલાં હતાં. ટૅલ્ગ્રાફ—તાર ઑફિસ બરફ બનાવવાનાં કારખાનાં વગેરેની સોઈ પણ આ શાહેરમાં સંપૂર્ણ રીતે હતી. માન એડનમાં ખારૂં પાણી વરાળથી મીઠું કરી વાપરવ.ના નળ છે. ગામમાં સ્વચ્છતા સારી હતી. મુખ્ય વસ્તી આરબ અને શીદ્દી લોકોની છે. હિંદુસ્તાનનાં ઘણા લોકો અહીં આવી રહ્યા છે. બૈરીઓને મોંઢે ઘોળા ખુર બદલ કાળા રંગનાં કપડાના શીવેલા બુરખા હતા. અહીંની દુકાનો બધી પરદેશી માલથી ભરેલી હતી. અમારે ફળ લેવાના હોવાથી મારકીટ જોઇ પાછા બોટ ઉપર ગયા. મારકીટ ધર્મશાળા જેવી બાંધેલી હતી. અહીં દાડમ, કેળાં, શકરટેટીઓ, ખાટા લીંબુ, રીંગણા, ભીંડા, કાકડી, કોળું વિગેરે શાકભાજી મળતી હતી. અહીં લીલું ખજુર બહુ સારૂં મળતું હતું તે થોડું લઇ અમે બોટપર પાછા ગયા. જુના વખતના ટુંકાં જોવા જવાનો વખત ન હોવાથી અમે પાછા ફર્યા અને બંદરપર આવી હોડીમાં બેસી બોટ પર વખતસર આવી પહોંચ્યા.

લાલ સમુદ્રમાં અમારો વખત આનંદમાં ગયો.

બપોરે બાર વાગે બોટ ઉપડી. ઘણોખરો વખત આજુબાજુ અમે ડેક ઉપરજ કાઢવા માંડયો હતો. સુલેમાન સોદાગરને લીધે તાર માસ્તર જોડે અમારે ઠીક ઓળખાણ થઇ હતી બોટ ઉપરના બધા અધિકારીઓમાં આજ કંઈ મળતાવડો હોઇ બધા જોડે હળીમળી વર્તતો હતો. હવે અમારી તબીયત સુધરતી ગઇ એટલે બોટ ઉપરના બીજા ઉતારૂઓ જોડે પણ ઓળખાણ થઈ અમને ઘણો આનંદ મળતો હતો.

પહેલા વર્ગનો પહેલો માળ.

છેલ્લા બે ચાર દિવસમાં આગબોટની વ્યવસ્થાની સારી માહિતિ થઈ હતી અને તેનું સવિસ્તર વર્ણન આપવાનો વિચાર છે. આગળ જણાવ્યું તેમ ત્રણ વર્ગમાં ઉતારૂઓની સોય કરેલી હોય છે. ત્રીજા વર્ગની આગળના ભાગમાં, પહેલા વર્ગની વચલા ભાગમાં અને બીજા વર્ગની પાછલા ભાગમાં ગોઠવણ કરેલી હોય છે. જે દિશામાં બોટ જાય છે તે તરફના ભાગને આગલો ભાગ કહે છે. બે બાજુના ભાગ ઉંચાણમાં હોઇ વચલો ભાગ ઉંડાણમાં હોય છે. પહેલા વર્ગના પહેલા માળ નીચે બોટનો પચાસ ફીટ જેટલો ભાગ સમુદ્રમા ડુબેલો હોય છે. આ સમુદ્રની સપાટીની નીચેના ભાગમાં એન્જીન વિગેરે યંત્રો ગોઠવેલાં હોય છે અને ધુમાડો જવાને બે મોટાં ભુંગળાં મુકેલાં હોય છે. વચલો ભાગ છેવાડાના ભાગ કરતાં બહુ પહોળો હોવાથી તેમા પહેલા

વર્ગની કેબીન્સ ( ઓરડીઓ ) કરવામાં આવે છે. દરેક ઓરડીમાં હવા પ્રકાશ આવે માટે આ ઓરડીઓ બોટની બહારની બાજુ તરફ ગોઠવેલી હોય છે. અને આવી વચલી ઓરડીઓમાં બોટપરના નોકર માણસો રહે છે. અને આવા વચલા ભાગમાં બાથરૂમ ( નહાવાની ઓરડી ) હેરકટીંગ સલુન ( હજામત કરાવવાની ઓરડી ) વિગેરેની સગવડ કરેલી હોય છે. પાયખાનાં પુરોપીયન ઢબનાં ફલશીંગ ( પાણી જોરથી છોડી સાફ કરવાની ઢબનાં ) હોય છે. અને બેસવા માટે સ્ટુલ હોય છે તેથી આપણને ફાવતું નથી.

**બીજો માળ.** પહેલા વર્ગની ઓરડીઓ અને મધ્ય ભાગની ઓરડીઓ વચ્ચે એક સાંકડી ગલ્લી જેવી જગ્યા રાખવામાં આવે છે અને તેમાંથી બીજા માળ ઉપર જવાનો એક પહોળો મોટો દાદર હોય છે. આ માળ ઉપર એક બાજુએ રસોડું અને બીજી બાજુએ જમવાનો ઓરડો હોય છે. અહીં પહેલા અને બીજા વર્ગના ઉતારૂઓ માટે જમવાનું તૈયાર કરવામાં આવે છે. રસોડામાં કામ કરતા રસોયાનો પોષાક વિચિત્ર હોય છે. માથે સફેત રંગનીઉંચી ટોપીઅને સફેતજ કોટ પાટલુન પહેરેલાં હોય છે. પાટલુન ઉપર રસોઇ કરતાં ડાઘ ન પડે માટે એક સફેત રૂમાલ વીંટાયેલો હોય છે. આ રસોઇઆ કોઇ દહાડો બહાર ફરતા અમે જોયા નથી. રસોડામાં જો કે સફાઇ સાધારણ રીતે ઠીક હતી પણ અનેક જાતના મારેલાં જાનવરો લટકાવેલા હોવાથી અમને બહુ વખત ત્યાં ઉભા રહેવાનું ગમતું નહિ; જમવાનો ઓરડો ઘણો મોટો અને વિશાળ હોઈ પહેલા વર્ગના તમામ ઉતારૂઓ સાથે જમવા બેસી શકે એવી ગોઠવણ હતી. અમારી બોટ ઉપર ૮૯ ઉતારૂઓની ગોઠવણ હતી. આ હૉલનું ફરનીચર, ટેબલ, ખુરશીઓ, ઘણાં ઉત્તમ પ્રકારનાં હોઇ, ટેબલપરની છતમાં વીજળી પંખા ગોઠવી દીધા હતા. વચમાં એક મોટું ટેબલ ગોઠવી આસપાસ ન્હાનાં ન્હાનાં ટેબલો ગોઠવેલાં હતા. ખુરશીઓ આગબોટ ચાલતી હોય તે વખતે ખસી ન જાય માટે નળ સાથે જડી દીધેલી હતી- દરેક વખત જમણ વેળા નવી ચાદરો ટેબલ પર પાથરવામાં આવતી. અને ઉત્તમ ચીનાઇ આદીની રકાબીઓ અને રૂપાના ચમચા, કાંટા અને છરીઓ વ્યવસ્થાથી ગોઠવી રાખેલાં હોય છે. ટેબલપર ભાતભાતનાં રંગી બે રંગી કૃત્રીમ ફુલનાં કુંડા ગોઠવી દીધેલાં હોય છે. અને ભીંતો પર સુંદર છબીઓ ચીત્રેલી હોય છે. એકંદર આખા દહાડામાં મુખ્ય કામ જે જમવાનું તે વખતે મન પ્રફુલીત અને આનંદમાં

રહે તે માટે બને તેટલી ગોઠવણ અહીં કરવામાં આવેલી દેખાતી હતી. બીજા માળ ઉપરથી ત્રીજે માળે જવા માટે પણ એક મોટો પહોળો દાદર હોય છે. અને તેના પરથી પગ લપસી ન જાય માટે જાડું રબર જડેલુ હતું.

ત્રીજો માળ.

ત્રીજે માળ પહેલા વર્ગના ઉતારૂઓ માટે સ્મોકિંગ રૂમ અને મ્યુઝીક રૂમ હોય ચારે બાજુએ ફરતું વિસ્તીર્ણ ખુલ્લું (ડેક) હોય છે દાદરના મથાળે દારૂ, સોડા વગેરે પેય પદાર્થ વેચવાનું બારરૂમ હોય છે. ધક્કા માંથી કોઇ પડી ન જાય માટે એક જાડા લોખંડના સળીયાનો કઠેડો કરેલો હોય છે. અહીં ઉતારૂઓ સાંજને પહોરે અનેક રમતગમત કરી કસરત કરે છે. અહીં જેવા બાગમાં બાંકડા હોય છે તેવા બાંકડા મુકેલા હોય છે. અમારી બોટપર બાડાથી ડેકચેઅર્સ આપવાની વ્યવસ્થા હતી અને આવી ખુરશીપર પોતાના ખર્ચના પીતળના નબરો જડેલા હોવાથી જેને તેને પોતાની ખુરશી ઓળખવી પડતા ઠીક પડે છે. સ્મોકિંગ રૂમમાં ઘણોજ સણગાર સજેલો હતો અને ખુરશીઓ વથા કોચો ચામડાથી મઢેલા હતા. લાકડાની ભીંતોપર ભાવભાવના ચિત્ર ચિતર્યાં હતા અને મોટા મોટા આયનાઓ ટાંગી ઘણી શોભા કરી હતી. મ્યુઝીક રૂમ વળી એથી વધારે ભપકદાર હતો. તેમા ઉતારૂઓ માટે એક પિયાનો ગોઠવેલો હતો. અને એક કબાટમાં પુસ્તકો ગોઠવી લાયબ્રેરી જેવી વ્યવસ્થા કરી હતી. આ રૂમમાં બીડી પીવાની સખ્ત મનાઇ હતી. અને રવીવારે સવારે અહીં પ્રાર્થના કરવામાં આવતી હતી. આ ઓરડીઓની બારીઓ પોર્ટ હોલ કરતાં ઘણી મોટી હોવાથી હવા પ્રકાશ પુષ્કળ આવતાં હતા. આવી રીતની એકંદર ઉત્તમ વ્યવસ્થા હોઈ જાણે એક મોટાં હૉટેલમાં આપણે ઉતર્યા હોઇએ એવું લાગતું નહોતું.

ચોથો માળ.

ચોથા માળપર એક વિસ્તીર્ણ અગાસી હતી તે માળ ઉપર જવા માટે ડેક ઉપરથી દાદર હતા. આની વચમાં ઉપર બતાવ્યા પ્રમાણે તાર વિનાના સંદેશા મોકલવાની ઑફિસ હતી બારની બાજુએ વહાણના સઢના થાંભલા ઉપર તાર વગરના સંદેશ મોકલવાનુ મંત્ર ગોઠવેલું હતું.

પાંચમો માળ.

તાર ઑફિસની ઉપરની બાજુએ બોટના કપ્તાનને બેસવાની ઓરડી હતી એમા બેસી કપ્તાન સુકાન ફેરવી બોટને યોગ્ય દિશામાં ચલાવવાનું કામ કરતો હતો. આ ઓરડી ઘણી ઉંચાઇપર હોવાથી ત્યાંથી દુર સુધી

દેખી શકાતું હતું. બોટ ॥ દરેક માળનો " ડેક " કહેવાનો રિવાજ હોય છે. અને તેને " એ ડેક " " બી " ડેક " " સી " ડેક એવા નામ આપી તેનો નકશો ટીકીટ ખરીદતાં પહેલાં આપણને મળે છે.

બીજા વર્ગનો પહેલો ને બીજો માળ.

બોટના આગળના અને પાછળના ભાગ વચલા ભાગ કરતાં ઉંચા હોવાથી તેના વચલા ભાગ જેટલા માળ હોતા નથી- પાછળના ભાગમાં બીજા વર્ગના ઉતારૂઓની ઓરડીઓ હોય છે. આ ઓરડી પહેલા વર્ગ કરતાં ન્હાની હોઇ તેમાં બેને બદલે ચાર ઉતારૂઓ રાખવામાં આવે છે. હવા, અજવાળાની સોઇ તો બન્ને વર્ગમાં સરખીજ હોય છે. બીજા વર્ગના લોકોને જમવાનો હૉલ પહેલાજ માળે હોઈ એકંદર વ્યવસ્થા કંઇ ઉતરતા પ્રકારની હોય છે. બીજા માળપર સ્મોકિંગ રૂમ અને તેની ફરતી અગાશી કે ડેક હોય છે. આ વર્ગ માટે મ્યુઝીકરૂમ હોતો નથી. આ વર્ગના ડેક ઉપર તડકાથી અને વરસાદથી બચાવ થવા માટે મજબુત કંતાનનું છાજ બાંધેલું હોય છે.

ત્રીજા વર્ગની જગ્યો.

ત્રીજા વર્ગના ઉતારૂઓને માટે આગલા ભાગમાં ગોડાઉન હોય છે ધર્મશાળામાં જેમ લોકો જમીન પરજ પડી રહે છે તેમ અહીં પણ બેસવાનું હોય છે, એમના માટે જમવાનો ઓરડો કે ધુમ્રપાનગૃહ વગેરે કંઈ પણ સોઈ હોતી નથી. આ લોકોને છાયો મળે માટે ઉપર કંતાન બાંધેલું હોય છે. ત્રણે વર્ગને જુદા રાખવા માટે વચ્ચે વચ્ચે આગાશીઓનો અંતર રાખવામાં આવ્યો છે. આ પ્રમાણે બોટ ઉપર ત્રણે વર્ગના ઉતારૂઓ માટે જુદી જુદી હવેલીઓ હતી એમ કહેવામાં આવે તો કંઈ ખોટું નથી. એક વર્ગના ઉતારૂ બીજા વર્ગના જગ્યામાં બહુ કામ વગર જતા નથી. આવી વ્યવસ્થા લગભગ ઘણી ખરી બોટોમાં હોય છે. એટલે ઉપરના વર્ણન ઉપરથી સાધારણ કલ્પના આવી જશે. આજે રાત્રે જમી રહ્યા પછી ડેક ઉપર બોટ કમ્પનીનું ગ્રામોફોન કેટલાક ઉતારૂઓ વગાડતા હતા. અને અમે તે સાંભળી રાત્રે સાડા દસ વાગે કેબીનમાં ગયા.

તા. ૮-૮-૧૩ શનિવાર.

હેરકટીંગ સલુન અને બાથરૂમ.

વાળ કપાવવા માટે આજે બોટ ઉપરના " હેરકટીંગ સલુન " માં ગયો. અહીં વ્યવસ્થા એકંદર મુંબાઇના કોટમાંના સલુનોમાં હોય છે તેવીજ હતી, વાળ કપાવી ચોપડીમાં નામ લખાવ્યું અને તેની ફી બોટમાંથી ઉતરતી વખતે હેડસ્ટુઅર્ડને આપવી પડી હતી. પછી પાસેની

કેબીન નજીકની બાથરૂમમાં નહાવા ગયો ત્યાં એક મોટા પીપમાં ઉનું પાણી ભરી મુકયું હતું પીપ ઉપર ઉના, તેમજ થંડા પાણીના નાળ હતા. નહાતી વખતે આ બધું પાણી ખારૂં છે એમ માલુમ પડયું. ખારા પાણીથી લાગવી શરીરને ચીકાશ ધોઇ નાંખવા માટે મીઠા પાણીની એક ડોલ ભરી મુકેલી હોય છે. પીપમાં બેસી નહાવાનુ મને બીલકુલ ફાવ્યું નહીં પણ ના ઇલાજે નાહી હું કેબીનમાં આવ્યો.

**ફર્સ્ટ ક્લાસ કેબીન.**

પહેલા વર્ગની કેબીનમાં કેવી સગવડો હોય છે તેનું ટુંકામાં વર્ણન કરવા વિચાર છે. આ ઓરડી દસ ફીટ લાંબી અને ૭ ફીટ પહોળી હોય છે. અને તેમાં બે ઉતારૂઓને રહેવાની સગવડ કરેલી હોય છે. દરેક ઉતારૂની જગ્યાને બર્થ કહે છે. અને "બર્થ" ને અનુક્રમ લગાડી નંબર આપેલા હોય તે નંબર પીતળની પટ્ટીપર કેબીનને બારણે ચોટાડેલા હોય છે. દરેક ઓરડીમાં બે પલંગ સોખંડી હોઇ તેના ઉપર નવી ગાદીઓ પાથરી હોય છે. તેની ઉપર ધોયેલી સ્વચ્છ ચાદરો અને ઉશીકા પણ સ્વચ્છ ગલેફ ચડાવેલાં હોય છે, ઓઢવા માટે એક સફેદ બ્લાંકેટ અને ચાદર મુકેલાં હોય છે, વડોદરેથી નીકળતી વખતે પાથરવા ઓઢવાનું કંઇપણ સાથે ન રાખવા અમારા મિત્રોએ કહેલું છતાં પણ આવી ઉત્તમ વ્યવસ્થા હશે એવી અમને કલ્પના સુદ્ધા નહોતી તેથી જોડે કેટલોક પથારીનો સામાન હતો. અને તેનો આખા પ્રવાસમાં જરાએ ખપ પડયો નથી. બોટ હાલતી હોય ત્યારે પલગમાંથી પડી જવાય નહિ માટે આસ પાસ એક ફુટ ઉંચો કઠેડો કરેલો હોય છે. દરીઆઇ માંદગી વખતે સુતા સુતા દીવા સળગાવાય તથા ઓલવાય માટે તેમજ નોકરને બોલાવવા માટે પલંગની પાસેજ વીજળીના બટણો ગોઠવેલાં હતાં. દરેક ઓરડીમાં વીજળીનો પંખો લગાડેલો હતો અને તે ચલાવવા બદલ પી એન્ડ ઓ કંપનીમાં લેવાય છે. તેમ કંઇપણ ભાડું લેવામાં આવતું નહિ. પલંગમાં સુનારા ઉતારૂને આડ પડદો કરવા માટે પલગની બાજુએ કીમતી સરકવા પડદા ગોઠવેલા હતા. ઉતારૂઓને કપડાં પહેરતી વખતે શવે માટે એક ન્હાનો બાંકડો ગોઠવેલો હોય છે.

**ફર્સ્ટ ક્લાસ કેબીનનો સામાન.**

દરેક બર્થ નીચે ચીની માટીના બે વાસણો ગોઠવેલાં હોય છે. તેમાનું એક ઉલટી ઝીલવાનું કુંડું હોય છે. અને બીજું પિસાબ કરવા માટે હોય છે આ વાસણો રોજ સવારે નોકર સાફ કરી જાય છે. ભીતને અડકાડીને એક લાકડાના કબાટપર રેલવેમાં હોય છેતેવું મ્હોં ધોવાનું કુંડું મુકેલું હોય છે. તેમાં વપરાયેલુ પાણી નીચે એક લોઢાના ડબ્બામાં એકઠું થવુ, તે રોજ નોકર સાફ

કરી જતો આ કબાટમા એક સાબુ અને રૂમાલ વગેરે સામાન રાખવામાં આવતો અને ઉપર એક આયનો જડેલો હોય છે. બે કાચની સુંદર ઝારીમાં પીવાનુ પાણી મુકવામાં આવતું અને એ પાણી પીવાનો ગ્લાસ તે ઉપર ગોઠવેલો હતો પીવાનું. પાણી રોજ તાજું ભરવામાં આવતું અને મ્હો લુછવાનો રૂમાલ રોજ અને ચાદર ગલેફ બે ત્રણ દહાડે બદલી નાખવામાં આવતાં હતાં. બે ત્રણ ઓરડા વચ્ચે એક સ્વતંત્ર નોકર રહેતો હતો. આ નોકરને કેબીન બૉય કહેતા અને સ્ત્રીઓ માટે સ્વતંત્ર સ્ત્રી નોકર રાખેલી હતી. ઓરડીઓ સાફસુફ કરવાનું, પથારી પાથરવાનું અને બીજું બધું આવુ કામ આ નોકર કરતા હતા. નાહાવાનું પાણી આપવા સ્વતત્ર ગોવાનીઝ નોકર રાખેલા હતા. આ બદલ કંઈપણ વધારે ફી આપવી પડતી નહોતી.

તા. ૧૦–૮–૧૩ રવીવાર.

રવિવારનો દિવસ ખ્રિસ્તી લોકોને પ્રાર્થના કરવાનો હોવાથી બોટના ઉતારૂઓ આજે મ્યુઝીક હોલમાં ભેગા થઇ પ્રાર્થના કરતા હતા. કેટલાક નાસ્તિકો માત્ર ડેક ઉપર ફરતા હતા. આ લોકો પ્રાર્થના કેવી રીતે કરે છે.

રવિવારની પ્રાર્થના.

તે જોવા અમે મ્યુઝીક હૉલની બાર આગળ જઇ ઉભા રહ્યા. ઉતારૂઓમાં કોઇ પાદ્રી નહિ હોવાથી એક ગ્રહસ્થે બાયબલ વાંચવાનું શરૂ કર્યું પ્રાર્થનાનો દેખાવ ઘણો ગંભીર માલુમ પડ્યો. આઠ દિવસે એક દહાડો પણ એકત્ર થઇ સામટી પ્રાર્થના કરવાનો રીવાજ અમને બહુ પસંદ પડ્યો.

ગોરા લોકોનો પોષાક અને વિશેષે કરી સ્ત્રીઓના પોષાક ઉપરથી આ લોકોને જુદી જુદી પદ્ધતના ભપકાદાર લુગડાં પહેરવાનો શોખ જોઇ અમને બહુ નવાઇ લાગી. સુતી વખતે પહેરવાનાં લુગડાં જુદાં–જમતી વખતનાં જુદાં–સાંજે ફરતી વખતનાં જુદાં એવા અનેક

ઝીણાં કપડાં ઓછાં સાથે રાખવાથી પડેલી અડચણ.

વેળાનાં કપડાં લત્તાનીજ ત્રણ ચાર પેટીઓ એક માણસ પાસે હોય છે, બોટ ઉપર બધી સગવડતા સચવાતી નહીં હોવાથી અમુક વખતે અમુકજ જાતનાં કપડાં પહેરવાનો નિયમ બરોબર સખ્ત રીતે પાળી શકાતો નથી. એવુ અમે જાણ્યુ. યુરોપમાં ટાઢ વધારે હોવાથી ઝીણાં લુગડાંનો બહુ ખપ પડશે નહિ એવું ધારી અમે ઝીણાં લુગડાંના સુટના જથારે જોડ રાખ્યા નહોતા. પણ લાલ સમુદ્રમાં ગરમી બહુ પડવાથી

અમને ઝીણાં લુગડાંની બહુ જરૂર પડી અને તેને લીધે બહુ અડચણ પડી પ્રવાસમાં જનારે ઝીણાં કપડાંના બે ત્રણ સુટ સાથે રાખવા જોઇએ. આ સમુદ્રનું નામ લાલ સમુદ્ર હતુ પણ તેનુ પાણી આસમાની રંગનુ જણાતુ હતુ. સમુદ્રનો આ રંગ બહુ મનોહર હતો.

તા. ૧૧-૮-૧૩ સોમવાર.

**બોટ ઉપરના ૭ જમણ.**

અમારી બોટ ઉપર પહેલા અને બીજા વર્ગના ઉતારૂઓને દીવસમાં સવારથી સાંજ સુધીમાં ૭ વાર જમવાનુ મળતું હતુ. દીવસમાં ૭ વાર ખાધેલુ યુરોપીઅન લોકો શી રીતે પચાવી શકે છે તે બદલ અમને આશ્ચર્ય લાગતુ.

**મૉરનીંગટી.**

સવારે ઉઠતાં ખરોખરજ પથારીમાં બેસીને ચહા, બ્રેડ, માખણ, ઈંડા વગેરે પદાર્થો બાળભોગ તરીકે ખાવાનો રીવાજ હોય છે. આ વખતે અમારે કંઈપણ ખાવાની જરૂર જણાતી નહિ. આ ચહા લીધા પછી લોકો ડેક ઉપર જરા ફેરો મારી આવી કસરત કરી આવતા હતા.

**બ્રેક ફાસ્ટ.**

સવારે આઠ વાગે પ્રાતર્વિધિ પરવારી કપડા પહેરી સૌ તૈયાર થાય એટલે સવારના નાસ્તા માટે ઘંટ વગાડવામાં આવતો સાડા આઠ વાગે પાછો એક ત્રીજી વાર ઘંટ વાગે એટલે ઉતારૂઓ ડાઇનીંગ હૉલમાં " બ્રેક ફાસ્ટ " માટે ભેગાં થાય. દરેક માટે એક મેન્યુ ( જમવાના પદાર્થની યાદી ) ટેબલપર મુકેલી હોય છે આ યાદી ફ્રેંચ ભાષામા લખેલી હોય છે. દરેક ચાર ચાર જણ વચ્ચે એક ટેબલ બૉય એટલે પીરસનારો છોકરો હોય છે અને તેને જે યાદીમાંથી જે ચીજ મગાવવી હોય તેનો હુકમ કરવામા આવે છે. અત્યારની રસોઇમા માંસવાળા પદાર્થ હોતા નથી પણ ઈંડાના અથવા ઈંડા નાખેલા ત્રણ ચાર પદાર્થ હોય છે અમારે ઈંડા પણ ખપતાં ન હોવાથી બેરીસ્ટર બૉઝની મદદ વડે ખપે એવા પદાર્થ મગાવી લેતા અમે આ વખતે દૂધ ભાત અગર જવની ખીર ( પોરીજ ) ચહા, કૉફી, દુધ, બ્રેડ, મુરબ્બા ( જામ ) તાજા

ફળો વગેરે પદાર્થમાંથી કંઇપણ મંગાવી લેતા. આ પૈકી જમનો ડબ્બો, કેરીનું મીઠું અથાણું, ન્હાની ખાંડ ( કરકરીવાળા ખાંડના ચોખંડા કકડા ), દૂધમાં નાંખવાની ઝીણી ખાંડ, ગુર, મીઠું, માખણ વગેરે પદાર્થો તો ટેબલ ઉપર પહેલેથીજ ગોઠવેલા હોય છે.

પીરસવાની રીત.

એક વખતે પીરસાયેલો પદાર્થ જો આપણે ફરીવાર મંગાવવાની રૂચી હોય તો પીરસનારને કહેવાથી તે તે પદાર્થની ખાલી થયેલી રકાબી પાછી લઈ જઇ નવી રકાબી ને નવા કાંટા ચમચા સહિત તે પદાર્થ પાછો લાવે છે. જમવાનું પુરૂં થતાં સુધી છોકરાઓ કાળજી પૂર્વક શું જોઇએ છીયે શું નહિ અને તે લઈ આવવાની તજવીજ રાખવામાં ઘણા ખબરદાર હોય છે. એક રકાબી ખાલી થઈ ન થઇ એટલામાં તો બીજી નવા પદાર્થની આવીજ છે. ઘણુંખરૂં પીરસનારો એક મોટા તાટમાં એક પદાર્થ લઇ આવે છે. અને જમનારની ડાબી બાજુએ ધરે છે. અટલે તે તાટમાં મુકેલા કાંટા ચમચા વડે જમનારો જોઇએ તેટલો પદાર્થ પોતાની રકાબીમાં લઈ લે છે. પીરસવાનો આ રીવાજ હાથથી પીરસવા કરતાં ઘણો સારો લાગે છે. આપણી પેઠે બધી વાનીઓ એક સામટી પીરસાઈ જતી નથી. પણ યાદીમાં લખેલા અનુક્રમ પ્રમાણે એક પછી એક " ડીશ " રકાબીનો પદાર્થ આવાનો રીવાજ છે. એક ડીશમાં એક મુખ્ય પદાર્થ અને જોડે એકાદ શાક અગર ચટણી હોય છે. કાંટા ચમચાથી ખાવાનું અમને પ્રથમ તો બહુ અઘરૂં લાગ્યું પણ થોડા દિવસમાં સારો માહવરો પડી ગયો.

જમતી વખતે ધ્યાનમાં રાખવાની બાબતો.

જમતી વખતે કાંટો ચમચો રકાબીપર આડા એક પર એક મુકવામાં આવે છે તો તેનો અર્થ ખાવાનું પુરૂં થયું એમ થાય છે. આ વાતની અમને ખબર ન હોવાથી પહેલ પહેલાં અમે ભુલથી આમ કાંટો ચમચો મુકી દેતાં અને પીરસનારો તે એકદમ રકાબી લઈ જવા આવતો ત્યારે અમે હજી ખાવાનું છે એમ કહેતા તેથી તે બીચારો શરમાઈ જતો. ન્હા કૉફી પીતી વખતે મ્હોંનો બીલકુલ અવાજ થવો જોઇએ નહિ. આ પ્રમાણે ટેવ પાડવામાં અમને બહુ અડચણ પડી. એક ફ્રાસ્ટ માટે અમુકજ જગ્યાએ બેસવું એવું ધોરણ હોતું નથી. પણ એક વખત જ્યાં બેઠા ત્યાંજ સાધારણ રીતે રોજ બેસવાનો રીવાજ હોય છે. અને ખાઈ રહ્યા પછી બધાએ ઉઠી જવું ? એ કંઈ ઠરેલું નથી.

બ્રેકફાસ્ટ કર્યા પછી ઘણુંખરા ઉતારૂઓ ડેક ઉપર જઈ વાચનમા વખત

અગીયાર વાગ્યાનો ચહા.

કાઢે છે અગીયાર વાગ્યા કે ચ્હા સેંડવિચેસ (માસયુક્ત રોટલીના કડકા) આપવામા આવે છે આ પદાર્થ ઉપરથી તો રોટલીના ટુકડા જેવો દેખાય છે અને ધાન્યાહારી લોકો વખતે છેતરાઈ જાય માટે આ હકીકત લખી છે નવ વાગે બ્રેકફાસ્ટ કર્યા પછી અમને આ વખતે કઈ ખાવાની રુચી રહેતી નહોતી

બપોરે એક વાગે લચ માટે (બપોરના મુખ્ય જમણ માટે) ઘટ વગાડ

લચ.

વામા આવતો આ વખતે બધા ડાયનીંગ હોલમાં ભેગા થતા ખાડ, માખણ, તાજા ફળ વગેરે આ વખતે નજીતા પણ આ જમણમા માસયુક્ત પદાર્થ વિશેષ રાખવામા આવતા. બે ત્રણ જાતના શાક ચટણીઓ આ વખતે આવતી પણ તેમા મીઠુ મસાલો બીલકુલ નહી હોવાથી અમને તે ભાવતી નહિ મરચા ન વાપરતા મરીનો ભુકો વાપરે છે. અને વાટેલી રાઈના પાણીનો ઉપયોગ કરે છે ખટાશ માટે વ્હીનગાર (જવનો સરકો) નાખેલુ અથાણુ, જાડી છાલનુ લીંબુ વિગેરે ટેબલપર મુકાતુ. અમને આ અથાણુ બીલકુલ ભાવતુ ન હોવાથી લીંબુ વાપરતા હતા. તાજા ફળ જોડે બદામ, કાજુ દ્રાક્ષ વગેરે સુકો મેવો પણ કોઈ કોઈ વખત આપવામા આવતો આ જમણ લેતાં લગભગ એક કલાક થતો

એક દિવસે ઇન્ડીયન કરી એવુ નામ વાચી આપણામા કઢી કરીએ

ઇન્ડીયન કરી

છીએ તેવો કોઈ પદાર્થ હશે એવુ જાણી અમે તે મગાવ્યો પણ જ્યારે તે પ્રત્યક્ષ જોયો ત્યારે અમારી ભુલ થઈ જણાઈ ઇન્ડીયન કરી એટલે ભાત અને બે ત્રણ શાક મેળવી કરેલી પાતળી રાબડી. આ પદાર્થ કઈક દેશી ઢબપર હોવાથી અમને બહુ પસદ પડયો. આ કરીને મુબઈ કરી, કલકત્તા કરી, એવા જુદા જુદા નામ આપી જુદી જુદી તરેહ બનાવે છે પણ ધાન્યાહારીએ ખાસ "વેજીટેબલ કરી" એમ કહેવુ જોઈએ, નહિ તો વખતે તેમા માસના ટુકડા નાખવામા આવે છે આવી રીતના વેજીટેબલ પદાર્થો અનાયાસે તૈયાર થતા હતા પણ અમે હેડસ્ટુઅર્ડને અગાઉથી સઘળી વ્યવસ્થા કરેલી હોવાથી લચ અને રાતના જમણ વખતે ભાત ત્રણ ચાર શાક વગેરે નીજે બનાવી આપવામા આવતી હતી

લંચ લઇ બે વાગે ઉતારૂઓ જરા આરામ લે છે કે નહિ. એટલામાં તો પાછી સાડા ચાર વાગે બપોરની ન્હાની ઘંટ થાય છે. આ વખતે ડાઇનીંગ રૂમમાં દુધ, ચ્હા, કૉફી ચૉકલેટ, રોટી, બિસ્કીટ વગેરે પદાર્થો રૂચી પ્રમાણે આપવામાં આવે છે. આ પછી ઉતારૂઓ ડેક ઉપર કસરત માટે રમત ગમત કરે છે. આટલી બધી વાર ખાધા પછી કસરતની જરૂર પડે એ કહેવાની કંઈ ખાસ જરૂર રહેતી નથી.

આફટરનુન ટી.

સાંજે સાડા છ વાગે રાતના મુખ્ય જમણુ માટે જમણુના લુગડાં ( ડાઇનીંગ સુટ ) પહેરી તૈયાર થવાનો ઘંટ વાગે છે. આ વખતે દરેકે પોષાક દરેક જણે પહેરવો જોઇએ એવો ખાસ નિર્બંધ પીએન્ડ ઓ કમ્પનીની પેંઠે જો કે અહીં નથી. તોપણ દરેક જણ શિષ્ટાચાર પ્રમાણે લુગડા પહેરી આ વખતે હાજર હોય છે. સ્ત્રી ઉતારૂઓ આ વખતે સારા સારાં ભપકાદાર કપડાં પહેરી જમવા આવે છે. પીરસનારા લોકો પણ આ જમણુ વખતે ઉતારૂઓના પોષાકને મળતો પણ હલકી તરેહનો પોષાક પહેરી પિરસવાનું કામ કરે છે. ગરમીના દીવસે પણ હાથમાં મોજાં ઘાલી પીરસવાનું કામ કરતા જોઇ અમને આ લોકોની ફેસનને વળગી રહેવાની ચુસ્તાઇ જોઇ આશ્ચર્ય લાગ્યું. જમતી વખતે કોઇ પણ પદાર્થ શરીર પર પડી કપડાં બગડે નહિ માટે એક રૂમાલ શરીર પર નાંખવા માટે આપે છે. જમતી વખતે સ્ત્રી પુરૂષના ભપકાદાર લુગડાં, વીજળીના દીવાનો ઝકઝકાટ અને વપરવામાં આવતાં ચાંદીના વાસણો અને ચીનાઇ ચલાણાં વગેરેથી ડાઇનીંગ હૉલમાં દેખાવ ઘણોજ ભપકાબધ અને બહુ જહાલીવાળો જણાતો હતો.

શરૂવાતમાં સુપ ( માંસાર્ક ) પીરસવામાં આવે છે આ જમણુમાં માંસ-નાજ પદાર્થ ખુબ હોઇ ત્રણ ચાર જાતના શાક અને એક મીઠાઇ હોય છે. છેવટે આઇસક્રીમ અને તાજાં ફળ અપાય છે. એ સિવાય દુધ ખાંડ, માખણ વગેરે પદાર્થો ટેબલ પર હોય છેજ. કેરીના મીઠા અથાણાને આ લોકો ચટણી કહે છે. આ જમણુ જમતાં કલાક દોઢ કલાક નીકળી જતો. ગોરા ઉતારૂઓ આ જમણુ વખતે દારૂનો પુષ્કળ ઉપયોગ કરતા પણ તે માટે કપનીને જુદા પૈસા આપવા પડતા હતા.

ડીનરના પદાર્થ.

પીરસનારાઓ આ જમણ વખતે ઘણાજ ચિંતાઇથી વર્તતા હતા. એક ડિશ પુરી થઇ એટલે બીજી ડિશ લઇ બધા પીરસનારા હૉલની બહાર એકત્ર થઇ હેડરડુઅર્ડ હુકમ કરનાની વાર લશ્કરી ક્વાયત માફક પોતપોતાના ઠરેલા ઇસમોને પીરસના નીકળી પડે છે. આ દેખાવ બહુજ ભપકાદાર લાગે છે, ત્રણ ચાર પીરસનારાઓ વચ્ચે એક મદદગાર અધિકારી હોય છે તે આ લોકોની ગેરહાજરીમાં જમનારાઓની મરજી સાચવવા તૈયાર થઇ રહેલા હોય છે. આ જમણ વખતે બોટનો કમાન પોતાનો યુનિફૉર્મ પોષાક પહેરી ટેબલની એક બાજુએ મુખ્ય જગ્યાએ બેસે છે અને આ જમણ થઈ રહ્યા પછી બધા સ્મોકિંગ રૂમમાં દુધ સાકર વગરની કૉફી પીવા ભેગા થાય છે.

પીરસનારા લોકોની ક્વાયત.

આજ બપોરે બોટ કેટટે આવી તેનો હેવાલ જોવા જતાં માલુમ પડ્યું કે આવતી કાલે બોટ સુવેજ બંદરે પહોંચશે. સુલેમાન સોદાગર કેરો જવા સુવેજ ઉતરનાર હતા અને તેઓ આ દેશના માહિતગાર હોવાથી અને અમારે કેરો પિરામીડ જોવા માટે એક વખત પણ જવાનો હોવાથી અમે તેમની જોડે જવાનો ઠરાવ કર્યો. આવી રીતે બોટમાં ચેન્જનો ( મુસાફરી તોડવાની ) કરવાની હરકત હોતી નથી અને અમે અમારી ટીકીટો ઉપર "પરસર" નામના અધિકારીનો દાખલો લઈ સર્વ સામાન બાંધી ઉતરવાની તૈયારી કરી. ડેકચેઅર્સ બોટ પરજ રહેવા દીધી. અને અમે તથા મી. પવાર, બધો સામાન લઈ ઉતરવાનો નિશ્ચય કર્યો.

સુવેજ બંદરે ઉતરવાનો ઠરાવ કર્યો.



# ભાગ ૪ થો.

# इजिप्त.

## સુવેજ.

તા. ૧૨-૮-૧૩ મંગળવાર.

સુવેજ બંદર પર જવા ઉતર્યા.

બપોરે એક વાગે અમે સુવેજ બંદરે ઉતરવા માટે તૈયાર થયા. આ બોટ ઉપરથી ઉતરવાનું હોવાથી હેડસ્ટ્યુઅર્ડને, બોટપરના નોકરોને બક્ષીસ માટે ૧૫ રૂપીયા આપ્યા પણ આ રકમ તેમને ઓછી પડી હોય એમ તેના ચહેરા ઉપરથી લાગ્યું. ઉતરતાં પહેલાં બોટ ઉપર અમારે જેમની સાથે ઓળખાણ થઈ હતી તે સર્વની રજા લીધી. બે વાગે સુલેમાન સોદાગરને લેવા આવેલા આરબ દલાલ જોડે હોડીમાં બેસી બંદર ઉપર જવા નીકળ્યા. ઉતરતાં પહેલાં બોટપરના તમામ ઉતારૂઓની વૈદકીય તપાસ કરવામાં આવી હતી. અમો "ડલીઓપેટ્રા" બોટપર આઠજ દિવસ રહ્યાં હતા. પણ તે છોડતાં અમને જીવપર આવ્યું.

સુવેજ બંદર.

હોડીમાં બેસી બંદર તરફ આવતા હતા તે વખતે બાલ્કનયુદ્ધમાં પ્રસિદ્ધ થયેલી તુર્કસ્થાનની "હમેદીયા" ક્રુઝર બોટ અમને બતાવવામાં આવી. જે ઉપર તુર્કી સુલતાનનો લાલ રંગનો અને સફેદ ચંદ્રવાળો વાવટો ફરકતો હતો. અને લડાઇમાં નામાંકિત થયેલા તે પરના ખલાસી જોઇ અમને સાભિમાન આશ્ચર્ય થયું. સુવેજ બંદરપર તુર્કી સરકારની તે વખતે માલકી હોવાથી ત્યાં બીજા પણ તુર્કસ્થાનનાં લડાઉ વહાણો હતાં હોડીમાંથી બંદરપર ઉતર્યા એટલે સેનીટેશન કેમ્પમાં અમારો સામાન શુદ્ધ કરવાનો માત્ર નામનો વિધિ કરવો પડ્યો. ત્યાંથી પછી બંદરની ઑફિસમાં અમારૂં નામ, ઠામ, આવવાનો હેતુ વિગેરે હકીકત લખી લીધા પછી અમારો સામાન જકાત ઑફિસ

વરદ લઈ ગયા. આ સામાન લઇ જવા માટે એક ગધેડાનું ગાડું ભાડે કરી આપ્યું હતું. અને તે ગધેડાના ગળામાં એક ઘાસ ભરેલી કોથળી લટકાવી હતી એટલે જ્યાં ગધેડું ઉભું રહે ત્યાં ઘાસ ઉભું ઉભું ખાય. આવી ગમ્મત ભરેલી યોજના જોઇ. અમને બહુ આનંદ થયો. આગળ જતાં પાણીનો નળ આવ્યો અને તેમાનું પાણી બહુ ઠંડુ હોવાથી અમે સૌએ પીધું. આ ઑફિસ નજીક એક આરબ લીલી દરાખ ખાતો હતો. તેણે અમને "થોડી દરાખ લેશો" એમ પુછ્યું અમે હા પાડવાથી તેણે અમને તેની પાસેથી બધી દરાખ આપી દીધી. આ તેનું ઉદાર વર્તન જોઈ અમને બહુ નવાઈ લાગી. જકાત ઑફિસપર તપાસ થઇ રહ્યા પછી અમે સૌ રેલ્વે સ્ટેશનપર ગયા. આ સ્ટેશન વેપારી સોઇ માટે બંદરની નજીકજ હતું. સ્ટેશન સાધારણ હતું. અહીંથી ગામનો દેખાવ બહુજ સારો જણાતો હતો. ઇમારતો ચાર પાંચ માળની હોઇ નવી પદ્ધતિપર બાંધેલી દેખાતી હતી. આ રેલ્વેમાં હેન્ડબેગ જેવો નાનોજ સામાન સાથે રાખવા દે છે અને બીજા મોટા દાગીના લગેજ કરાવવા પડે છે. અમારી સાથે કેબીનટ્રંક વિગેરે બહુ સામાન હોવાથી, લગેજ ચાર્જ બહુ થયો. આપણે ત્યાં દરેક ટીકીટ દીઠ થોડો સામાન લઇ જવા દે છે પણ અહીં એવું કંઈ હતું નહિ. અહીંની વસ્તી બધી આરબ હોઈ ભાષા પણ આરબી ચાલે છે. અમને આ ભાષા નહિ સમજાતી હોઇ આ પ્રવાસમાં બહુ અડચણ પડત પણ સુલેમાન સોદાગરની સોબતને લીધે કંઈ ત્રાસ પડયો નહિ. સાંજે પાંચ વાગે અમારી કેરો જનારી ગાડી છુટી. સ્ટેશનપર ખાવાનું કંઈ મળતું નહોતું પણ અમે પિતાશ્રીના આગ્રહથી સાથે થોડું ભાથું રાખ્યું હતું. એટલે તેનો સારો ઉપયોગ થયો. નહિ તો રાત્રે દશ વાગ્યા પછી કેરો જઈ પહોંચી ત્યાં ઠેકાણે પડતા સુધી ભુખે ઠેકાવું પડત.

સુવેજથી ઇસ્માલીયા.

ગાડીની બન્ને બાજુ પર નાઇલ નદીની સેંકડો નહેરો દેખાતી હતી. આ નહેરોને લીધે આરેવાળ મુલક નંદનવન જેવો સુંદર દેખાતો હતો. એક સ્ટેશને અમે લીલાં દેખાતાં અંજીર વેચાતાં લીધાં. તે ઉપરથી કાચા જેવાં દેખાયાં પણ જ્યારે કાપી ખાધાં ત્યારે અંદરથી લાલ અને સ્વાદીષ્ટ જણાયાં. બીજા એક સ્ટેશને ગુલાબી રંગનાં દાડમ ઘણાં મીઠાં હશે જાણી લીધાં તો તે આંમલી કરતાં પણ ખાટાં નીકળ્યાં. "બાહ્ય વર્ણ ઉપરથી અંતરની પરીક્ષા થતી નથી" એ વાત અમને અહીં પ્રત્યક્ષ અનુભવમાં આવી. તેના આગલા સ્ટેશને નિવડુંગના ફળો અમે વેચાતાં લીધાં તે ખાવામાં ઘણાં મીઠાં હતાં પણ તેમાં

બી વધારે હોવાથી ખાવાનો કંટાળો આવ્યો. રાત્રે આઠ વાગે અમારે ગાડી ઇસ્માલીયાના જંકશને બદલી કેરોની ગાડીમાં જવું પડયું. અમે સેકન્ડ કલાસની ટીકીટ કઢાવી હતી પણ આ ગાડીમાં જગ્યા મળતા બહુ મુસ્કેલી પડી. આ ગાડીમાં ચાલતી ગાડીએ એક છેડેથી બીજે છેડે જવાય એવી ગોઠવણ હોય છે. ગાડીનો વેગ પણ સારો ૪૫ માઈલનો હતો. રસ્તામાં બે ત્રણ મોટાં શહેરો આવ્યા. અહીંના મોટા મકાનો અને દીવાનો ઝકઝકાટ જોઈ આજ કેરો શહેર હશે એમ અમારી સમજ થઇ. આખરે રાત્રે સાડા દસ વાગે ૨૪૧ માઇલની રેલ્વે મુસાફરી કર્યા બાદ કેરો સ્ટેશન આવ્યું. સ્ટેશનની ઇમારત ઘણી ઉંચી હોઇ રાત્રે દીવાના પ્રકાશમાં ઘણું મજેદાર દેખાતું હતું.

ગાડીમાંથી ઉતરતાંજ અનેક હોટેલના ગુમાસ્તાઓ અમને વીંટાઇ પડયા. પણ સુલેમાન સોદાગરની માહિતિની એક હોટલ હતી ત્યાં જવા માટે અમે સ્ટેશન બહાર ભાડે ગાડીઓ કરી નીકળી પડયા. અહીંની ભાડાની ગાડીઓ બે ઘોડાની બગી ચાર પઇડાની ગાડી જેવી ભપકાદાર હોય છે. અહીંના બધા ઘોડાઓ આરબી હતા. આવી ભાડાની સુંદર ગાડીઅને આવા ઉત્તમ ઘોડા અમને અમારી આખી યુરોપની મુસાફરીમાં કંઇજ જણાયા નહિ. પ્રથમ દષ્ટિએ આ ગાડીઓ ભાડાની હશે એવી કલ્પના પણ આવતી નથી. રાતના અગ્યાર વાગ્યા હતા. તોપણ બધો બજાર ખુલ્લો હોઇ ભપકેદાર રોશનઇ દેખાતી હતી. હોટેલવાળો મિયાંનો ઓળખાણવાળો હોઇ અમને રહેવાને રસ્તા પરની વિશાળ ઓરડીઓ આપી. અમો અર્ધી રાત થઈ હોવાથી અને થાકી ગયેલા હોવાથી સૌ ખાધા વગરજ સુઈ ગયા.

તા. ૧૩–૮–૧૩ બુધવાર.

" કેરો. "

આ હૉટેલમાં જમવા ખાવાની ગોઠવણ નહિ હોવાથી અમારે માટે દુકાનમાંથી વેચાતુ ખાવાનુ સોદાગરે મંગાવી આપ્યું. ખોટના જેવીજ હૉટલમાં રહેવાની સોય હતી. કેરોમાં નાઇલ નદીના પાણીના નળ આણેલા છે.

મહમદઅલી હૉટેલ.

અને પાણી બહુજ સારું ને મીઠું છે. સવારના છજ્જામાંથી શહેરનો દેખાવ જોવા લાગ્યા તો રાત્રે જે ભપકો દેખાતો હતો તેવું કંઇ ન જણાતાં જુનાં ઘરો અને ગલિચ રસ્તાઓ નજરે પડયા. સુલેમાન સોદાગરની આ મદિના મક્કે હતી તે ઘણી

માંદી થઈ જવાથી તેમને તાર આવ્યો એટલે તેમને જવાનું થયું. પણ તેમણે અમને એક સારો ગાઇડ ( ભોમીયો ) આપવાનું કબુલ કર્યું. મારી પાસે જોઇએ તે કરતાં વધારે સામાન હોવાથી પ્રવાસમાં ઘણો ખર્ચ અને ત્રાસ થવાનો સંભવ લાગવાથી વધારાનો સામાન કેરોથી બારોબાર લંડન મોકલી આપવાનો અમે વિચાર કર્યો. આ બાબતની તપાસ કરવા અમે કુક કમ્પનીની ઑફિસમાં ગયા. આ કમ્પનીની ઑફિસ ભપકાબંધ હતી અને ઘરાકને જરાપણ ખોટી ન થાય એવી સરસ વ્યવસ્થા કરેલી હતી. અમારી પેટીઓનો વીમો ઉતારી તેની કુંચીઓ કંપનીને હવાલે કરી સઘળો સામાન લંડન મોકલવાની તજવીજ કરી. અહીંયાંથી અમે થોડું ઇજીપ્શી-યન નાણું ખરીદું. અહીંનું નાણું અઢી આનાનું ( પીયાસ્તર ) ના નામથી ઓળખાય છે, અને દરેકની કિંમત પીયાસ્તરમાં કહેતા હોવાથી બહારના માણસને દરેક ચીજ બહુ મોંઘી જણાય છે. ગામમાં ફરી આવી સાંજે અમે પાછા હૉટલમાં આવ્યા.

ઇજીપ્શીયન નાચ.

રાત્રે જમી રહ્યા પછી અમે સૌ ઇજીપ્શીયન પદ્ધતનો નાચ જોવા સોદાગર સાથે ગયા. આ નાચ " કૉફી હાઉસ " માં થતો હોવાથી તેની કંઇ ફી અમારે આપવી પડી નહિ. અંદર એક સ્ટેજ જેવી ઉંચી જગ્યા કરી હતી તે પર બે ઇજીપ્શીયન છોકરીયો નાચતી હતી, અને બીજી બે ત્રણ છોકરીઓ બેઠી હતી. નાચનારી સાથે બે ત્રણ જણ એક નવી તરેહનાં વાદ્યો લઇ વગાડતા હતા. અમને આ નાચ બીલકુલ ગમ્યો નહિ. અને તેમાં અંગનો મરોડ બહુ થતો હોવાથી નાચનારીઓને પરિશ્રમ બહુ પડયો હોય એમ લાગ્યું. એમના નાચમાં અભીનય સારો છે, માત્ર તેમાં નરમાસ નથી. નાચ થઈ રહ્યા પછી છોકરીઓ સ્ટેજ પરથી ઉતરી એક રકાબી બધા જોનારાઓમાં ફેરવવા લાગી અને દરેક જણે થોડા થોડા પૈસા તેમાં નાંખ્યા. અને દુકાનમાંથી કંઇ પણ પેયવસ્તુ લેવી જોઇએ એવો રીવાજ જણાયો. અને આની કિંમત પણ બહુ લેવાતી હોવાથી વગર ટીકીટે આવ્યા તેની કસર બધી નીકળી ગઈ. થોડીવાર બેસી પાસે એક થીયેટરમાં આરબી ગાયન થતું હતું. તે સાંભળવા ગયા. સ્ટેજ પર એક નાયકા કોચપર બેઠી બેઠી ગાતી હતી. અને સાત આઠ જણ જુદા જુદા વાદ્યો વગાડતા હતા. આ ગાયન પણ અમને પસંદ ન પડવાથી અમે હૉટલમાં પાછા ગયા. ઇજીપ્શીયન રાગ કેટલાક આપણા રાગના સુરને મળતા છે.

તા. ૧૪-૮-૧૩ ગુરૂવાર

## " કેરો. "

**ઇજીપશીઅન પહેરવેશ.**

સુલેમાન સોદાગરે વચન આપ્યા પ્રમાણે અમને એક હિંદી ગાઇડ જોડે ઓળખાણ કરી આપી. આ ગાઇડ સુરતનો રહીશ હોઇ પાંચ છ વરસથી કેરોમાં રહી ગાઇડનો ધંધો કરતો હતો. ઇસ્માઇલ સુરતીને ગુજરાતી, અંગ્રેજી, ફ્રેંચ, આરબીભાષાઓ આવડતી હતી. તેઅમને બહુ ઉપયોગી થઇ પડયો. સુલેમાન સોદાગર આજે મક્કે જવાના હોવાથી અમે તેમને વિદાય કરવા સ્ટેશનપર ગયા. સ્ટેશનપર એક પોતાની મેળે વજન જણાવનારો કાંટો હતો તેમાં પીયાસ્તર નાંખી અમે સૌએ વજન કર્યું શહેરના અનેક પ્રકારના લોકોને જોવાનું હમેશાં સ્ટેશન એક સારૂં ઠેકાણું હોય છે, કેમકે તમામ જાતના લોકો અહીં આવ-વાના. અહીના ગરીબ લોકો પગ-સુધી લટકતો ઝભ્ભો પહેરી ઉપર અંગ્રેજી ઢબનું જાકીટ પહેરી પગમાં અરબી તરેહના લાલ જોડા અને માથે ફુમતાવાળી લાલ તુર્કી ટોપી પહેરે છે. અને તવંગર લોકો તો તુર્કી ટોપી શિવાય બધો નેકટાય કૉલર વગેરે સહિત અંગ્રેજી પોષાક પહેરે છે. ઇજીપશીયન ટર્ક લોકો શરીરે મજબુત ઉંચા પુરા અને ઘણા દેખાવડા હોય છે. એમનો ગૌરવર્ણ અંગ્રેજ લોકો જેવો સફેદ નથી પણ જરા પીળાશપર હોય છે. સ્ત્રીઓના પહેરવેશ જુદી તરેહનો હોઇ પગ સુધીનો લાંબો ઝભ્ભો પહેરે છે. અને ગરદન પાછળ લટકતો ઝભ્ભાનો કટકો માંથા-પર ઓઢી લે છે, નાક ઉપરથી છાતી સુધી એક કાળા રંગનું કપડું બુરખા તરીકે લટકાવે છે. નાક ઉપર નાક જેવડી લાકડાની નળી ઉભી બાંધવાનો રીવાજ હોય છે. આ નળીપર સ્થીતિ પ્રમાણે સોના અગર ચાંદીનું પત્રું જડેલુ હોય છે. આ પ્રમાણે મ્હોં ઢાંકવાનો રીવાજ હોવા છતાં પણ આંખ અને કપાળનો ભાગ નજરે દેખાતો હોવાથી અમે સાંભળ્યું હતું તે પ્રમાણે ઇજીપશીયન સ્ત્રીઓ ખુબસુરત હોય એમ માલૂમ પડયું. બુરખો નાંખીને પણ ઘણી સ્ત્રીઓ યુરોપીયન સ્ત્રીઓ માફક બજાર કરતી નજરે પડે છે. સ્ટેશનપર જવા માટે અર્ધા પીયાસ્તરની ટીકીટ કઢાવવી પડી અને ટીકીટ ઑફીસપર જેમ આપણા તરફ જાળી બેસાડેલી હોય છે. તેને બદલે અહી જાડા કાચ બેસાડેલા હતા સુલેમાન મીયાંને પહોંચાડી અને ઇલેક્ટ્રીક ટ્રામમાં પાછા હોટેલના આવ્યા.

છજીપ્તમાં મળતાં ખાવાના પદાર્થ.

આજે ગાઇડને કહી ખાવાના પદાર્થ મંગાવ્યા. ગાઇડ ગુજરાતનો રહેવાશી હોય અમને શું ભાવશે તે જાણતો હોવાથી અમારે માટે ભાત ત્રણ ચાર જાતના શાક ભજીઆં વ.લ દહીં વગેરે માગી લઈ આવ્યો. અહીંની વસ્તી ઘણી ખરી મુસલમાન છે. પણ ખાવાની દુકાનો ગ્રિક, ઇટાલીઅન, તુર્ક વગેરે લોકોના છે. આજની વાનીઓ બધી દેશી હોવાથી અમને ખાવાનું બહુ ભાવ્યું અને પેટ ભરીને ખાધું. આજનું દહીં તો નવીન જાતનું હતુ અમે ચાર પ્યાલા દહીં મંગાવ્યું હતું છતાં બેજ પ્યાલા કેમ લાવ્યા છો એમ પુછ્યું તો તેણે કહ્યું કે ચારજ પ્યાલા લાવ્યો છું આનો અર્થ અમે સમજ્યા નહિ અને થાળીમાં બેજ પ્યાલા હતા તે બતાવ્યા તો બે પ્યાલાપર ઢાંકેલા બે બીજા ઉંધાં વાળેલા હતા તે સુલટા કરી તેમાં પણ દહીં હતું તે અમને બતાવ્યું. આ ઉંધા ઢાંકેલા પ્યાલામાં પણ દહીં હશે એવું અમે ધાર્યુંજ નહોતું. દહીં એવું તો જામી ગયેલું હતું કે આ ઉંધા વાળેલા પ્યાલામાંથી બીલકુલ બ્હાર પડ્યું નહોતું અને તેને લીધે અમે ફસાયા એ જોઈ અમને બહુ ગમ્મત લાગી. અહીં બરફ પણ બહુજ સોંઘો મળતો હતો. નાઇલ નદીનાં પાણીથી દ્રાક્ષ પણ બહુજ થાય છે. અને સોંઘા હોય છે બદામપિસ્તા વગેરે સુકો મેવો પણ બહુજ સારો ને સસ્તો મળે છે. વળી અ ડીંયાં જેમ આપણા તરફ કેરીના રસની રોટલી બનાવે છે, તેમ અહીં જરદાળું (આલુ બદામની છાલ ) ની સુકી રોટલી ઘણી સારી મળે છે. આપણા દેશની પેઠે અહીં શ્રીખંડ બાસુદી બરફી પેંડા જેવી કંઇપણ મીઠાઈ મળતી નથી. તેમજ આંબલી, કોકમ વીગેરે ખાટા પદાર્થોપણ મળતા નથી અને ખટાશ માટે લ્હીનગારનો (જવનો સરકો) ઉપયોગ થાય છે.

કેરોનું બજાર.

જમી રહ્યા પછી બજારમાં જઈ થોડા સુતરાઉ જોડ કપડાં લીધાં. ( ગરમીના લીધે ) આ શહેરની યુરોપીઅન દુકાનો મુંબઇની કોટની દુકાનો કરતાં પણ વધારે ભપકદાર હતી બપોરે બાર વાગ્યા પછી અહીં દુકાનો ઉઘાડે છે, તે રાત્રના એક વાગ્યા સુધી ઉઘાડી રહે છે. અને અહીં રાત્રે દીવા થયા પછીજ લોકોની ગરદી થાય છે. કેટલીક દુકાનોપર બહાર ફુટ પાથપર માલ ગોઠવેલો હોય છે. અહીંના રસ્તા પહોળા અને ડામર રેડેલા હોય છે. ઘોડાની પેઠે ગધેડાપર સામાનનાંખી ફરવા નીકળવાનો અહીં રીવાજ જણાયો. અહીં કાફીની અને દારૂની દુકાનો અસંખ્ય છે. અને આ દુકાનપર બહાર લોકો ફુટ પાથપર ટેબલ ખુરશીઓ પર



ગધેડાની ગાડીમાં બેઠેલી આરબી સ્ત્રીઓ-કેરો.

બેઠેલા હોય છે. અને લોકોનો ઘણો ખરો ભાગ અહીંજ દીવસ ગાળતો લાગે છે. અહીં નાઇલ નદીના પાણીથી કપાસ ઉત્તમ પાકતો હોઇ જમીનદાર લોકો માતબર હોય એશ આરામમાં પડેલા દેખાય છે. આ પ્રમાણે શહેરનો દેખાવ જોઈ શકે હોટેલમાં પાછા આવ્યા.

તા. ૧૫-૮ ૧૩ શુક્રવાર.

## કૈરો.

પીરામીડ તરફનો રસ્તો.

દુનીઆની સાત નવાઇઓમાંની એક જે ઇજીપ્તના પીરામીડ ગણાય છે, તે જોવાને અમે આજે સવારે ૭- ૦ વાગે ઈલેક્ટ્રીક ટ્રામમાં ગયા. અહીં પહોંચવા અમને દોઢ કલાક લાગ્યો. રસ્તામાં નાઇલ નદીના બે પુલ આવ્યા. નાઇલ નદીનો પટ નર્મદા જેવો પહોળો છે. પણ તે ઉંડાઇમાં બહુ નથી. મોટા વહાણો અને બોટો આ નદીમાં નીચા પુલ નીચેથી જઈ શકે માટે વચ્ચેથી તે પુલ ઉઘાડી શકાય અને પાછા બંધ થઈ શકે એવી ગોઠવણ રાખેલી છે. બીજો પુલ જણાવ્યો તે નાઇલ નદીમાંથી કહાડેલી નહેર ઉપર છે. આ પુલ ઓળંગ્યાં પછી કૈરો શહેરની વસ્તી બંધ થાય છે. પણ પીરામીડ જવાના રસ્તાપર બન્ને બાજુએ શ્રીમંત લોકોના મોટા બાગ બગીચાને બંગલા આવી રહેલા છે. આ રસ્તા ઉપરથી કૈરો શહેરનો દેખાવ બહુજ રમણીય લાગે છે આ બંગલાઓ પુરા થયા પછી રસ્તાની બન્ને બાજુએ સપાટ જમીનમાં નાઇલ નદીના કાંસોના પાણીથી શાક ભાજી શેરડી જુવાર મકાઈ વગેરે અનેક જાતના પાક કરવામાં આવે છે. આથી પ્રદેશ ઘણોજ રમણીય લાગે છે. કેટલેક ઠેકાણે જ્યાં કાંસનું પાણી ઉંડુ હતું ત્યાંથી રેંટ વડે પાણી લેવાતું હતુ. એક બે ગામડાં રસ્તામાં જણાયા પણ તેમની સ્થીતિ કંગાલ લાગતી હતી. ઇજીપ્તમાં એકંદર વરસાદ બહુજ જુજ પડતો હોવાથી આ ગામડાના ઝુંપડાના છાપરા માટીના અગાશી જેવાં ધાબાના કરેલા હતા. અહીંની ગાયો ઘણી પાતળી અને નાની દેખાતી હતી. આંબાના ઝાડ કંઈ દેખાતા નહોતાં પણ કેટલાક સાર્વજનીક બાગમાં નમુના તરીકે આંબા વાવેલા હોય છે. એમ ભોમીઆએ જણાવ્યું. બંગલાઓ પાસેના બગીચામાં ગુલાબ કણેર તગર જાસ્વદી વગેરે આપણી તરફના જેવાંજ ફુલઝાડ જોવામાં આવતાં હતા.

અર્ધો રસ્તો ગયા પછી પિરામીડ દેખાવા લાગ્યા. દસ વાગે ટ્રામના ટરમીનસ એટલે છેવાડે પહોંચ્યા ત્યારે "ઉંટ જોઇએ છે કે" ગધડું જોઇશે કે" એમ પુછતા અનેક આરબ લોકો અમારી પાસે આવ્યા. આ લોકો મુસાફરોને રંજાડી ખુબ પૈસા લેતા હોવાથી સરકારે એક પોલીસ થાણું બેસાડેલું છે. અને પીરામીડની હદમાં કામ વગર આ લોકોને જવા દેવા નથી. એક જણ તો ભોમીયો જોઈશે બહુજ સસ્તો છે. એમ પુછતો પુછતો અમારી જોડે ઠેઠ પીરામીડ સુધી આવ્યો. અહીંયાં તીર્થ ક્ષેત્રમાં ગોર લોકો જાત્રાળુઓને પજવે છે, તેનો ખ્યાલ આવે છે. પીરામીડ એક ટેકરા ઉપર કરેલા હોવાથી ત્યાં જવાનો રસ્તો સારો કરેલો છે. આ તરફ ઝાડ બીલકુલ નહિ હોવાથી ફક્ત દસ વાગી ગયેલા હતા તોપણ તાપ ખુબ લાગતો હતો. અમારી જોડે ઇસ્માઇલ સુરતી હોવાથી અમે બીજો કોઈ ભોમીયો લીધો નહિ. અહીં ત્રણ મોટા પીરામીડ છે. આમાનાં એકની ઉંચાઇ ૪૫૧ ફીટ છે. અને તેની ભોય તળીએ લંબાઇ પહોળાઈ સરખી હોય. ૭૫૦ ફીટ છે. આ સૌથી મોટા પીરામીડ છે. અને આ એકલા એજ/૧૩ એકર એટલે ૨૨ વીઘા જમીન રોકી છે. આમાંના બીજાની ઉંચાઇ ૪૪૭ ફીટ અને ત્રીજાની ઉંચાઈ ૨૦૩ ફીટ છે. પીરામીડ જો કે આવડા મોટા પ્રચંડ છે. તોપણ આસપાસના વિશાળ રણમાં દુરથી જોતાં સાવ નાના જણાય છે. આ મોટા મોટા અણઘડ પથ્થરના ચણી કાઢેલા હોઇ તે પર ચુનાની છો કરી અસલ વખતમાં અનેક ચિત્રો અને લેખ કઢાડેલા હોય એમ દેખાય છે. પણ હાલ તો આ લેખ બહુજ જુજ જોવામાં આવે છે. પીરામીડમાં ભવ્યકૃતિ શિવાય બીજું કંઇ ખાસ જોવા જેવું નથી. આ પીરામીડની અંદર ભોયરાં હોય છે. અને તે જોવાને તથા પીરામીડ પર જઇ આજુ બાજુના દેખાવ જોવા ઘણા લોક જાય છે. પણ અમને તો જરૂર જણાઇ નહિ.

ત્રણે પીરામીડ જોઇ અમે રેતીમાં ચાલતા સ્ફીંક્સ જોવા ગયા. પાખવાળા સિંહના જેવી પ્રચંડ આકૃતિ હોય તેનું મ્હોં સ્ત્રીના આકારનું છે. આ મુર્તીનાં આખ, કાન, નાક વિગેરે અવયવો ખંડિત થવાથી મુર્તિ બેડોળ દેખાય છે. પણ પ્રથમ તે ઘણીજ સુંદર હોવી જોઇએ એમ લાગે છે. આપણા પુરાણમાં જેમ નાગકન્યા છે, એવાજ પ્રકારની આ કોઈ પુરાણી મુર્તિ હોવી જોઇએ. આ મુર્તિની આસપાસ કેટલીક જુના દેવાલયોની ઇમારતો દટાઇ ગએલી

(margin headings: "પિરામીડ." ; "સ્ફીંક્સ અને જુના મંદિરો.")

'તે ખોદી બહાર કાઢેલી છે. પણ તે પુરાણ વસ્તુઓમાં અમને કંઇ જોવા જેવું લાગ્યું નહીં. શીયાળાની મોસમમાં આ પુરાણી જગ્યા જોવા યુરોપીઅન લોકો તો એટલા બધા આવે છે કે હૉટલ ચીક્કાર ભરાઇ જાય છે.

ઘણાખરા પ્રવાસીઓ ઉંટ અગર ગધેડા પર બેસી પીરામીડ જોઇ આવે છે.

ઉંટપર સ્વારી.

દર કલાકે ઉંટનું ભાડું બાર આના અને ગધેડાનું ૭ આના પડે છે. આ દર સરકાર તરફથીજ ઠરેલા છે. પીરામીડ પાસે એક ફોટોગ્રાફર અમને ફોટો પડાવવા બહુજ આગ્રહ કરવા લાગ્યો. અને બીજા લોકોના પાડેલા ફોટો બતાવવા માંડયા સ્ફીંકસથી ચાલતાં પાછું જવાનો અમને ગરમીને લીધે કંટાળો આવેલો હોવાથી અમે ભાડાના ઉંટ કરવાનો વિચાર કર્યો અને ઉંટપર બેસી પાછા જવા પહેલાં પીરામીડ અને સ્ફીંકસનું મધ્યાહ્ન આવે એવો ફોટો પડાવ્યો અને પછી ટરમીનસ પર પાછા ગયા.

ટ્રામ છુટવાને હજી અડધા કલાકની વાર હતી એટલામાં પાસેના બે ગામના

આરબ લોકોની લડાઇ.

લોકો વચ્ચે કંઇ તકરાર ચાલતી હતી તે જોવા ગયા. પહેલ પહેલાં તો મ્હોંઢેથી તકરાર કરી પછી એક ગામના લોકો લાકડીઓ લઇ આવ્યા. આરબ લોકો બહુ મારામારી કરે એવા હોય છે. એવું જાણતા હોવાથી ખુબ ઠેરશે અને લોહી નીકળ્યા-શિવાય બંધ પડવાની નથી એમ અમને લાગ્યું. બીજા ગામના લોકોએ પથરા ફેંકવા માંડયા. પણ એટલામાં નજીકની પોલિસ ચોકીપરથી બે ત્રણ સિપાઇ લાકડીઓ લઇ આવ્યા અને લડવાડ બંધ કરવા કહ્યું એટલામાં તો આ લોકો પોતપોતાના ગામ તરફ નાસી ગયા. બપોરે બે વાગે અમે પાછા હૉટલમાં પહોંચ્યા.

અમારી હૉટેલની નજીક એઝબેક નામનો બગીચો હતો તે જોવા અમે

એઝબેક ગાર્ડન.

સાંજે ગયા. તેમાં જવાની ફી માણસ દીઠ અડધો પીઆસ્ટર ફી આપી અમે અંદર ગયા. બગીચો સાવ સાધારણ હતો. મકરપુરા બાગમાં જેવો કૃત્રીમ ડુંગર બનાવેલો છે, તેવો એક ડુંગર બનાવેલો હતો. બગીચામાં ૩-૪ ઉપહારગૃહો હતા અને દરેક ઠેકાણે સેંકડો ખુરશીઓ ગોઠવેલી હતી. અંદર એક નાટકશાળા અને સ્કેટીંગ કરવાની જગ્યા હતી.

સાંજે બગીચાની બહાર ફરવા નીકળ્યા. અહીંની પોલિસનો પોશાક સફેદ કોટ પાટલુન અને તુર્કી ટોપી એવો હતો. આ

બુટ પૉલિશની દુકાનો.

શહેરમાં બુટ પાલીસ કરવાની ઘણી દુકાનો છે. કેટલીક દુકાનોમાં ત્રણ ચાર જણ બુટ પૉલીશ કરવા રાખેલા હોય છે. અને દુકાનમાં મોટા મોટા આયનાઓ, વીજળી પંખાઓ અને બત્તીઓ હોય છે. આવી બુટ પૉલીશની દુકાનો આખા યુરોપમાં કંઇપણ દેખાઇ નહીં. આ બાબતમાં કેરો યુરોપ કરતાં પણ વ્હડી ગયું એમ કહીએ તોપણ ચાલે. અહીં ગરમી વિશેષ હોવાથી રસ્તામાં ખરફનું ઠંડુ પાણી અને સરબત વેચાય છે. આવી આવી નવાઇઓ જોતાં અમે રાત્રે આઠ વાગે હૉટલમાં આવ્યા.

રાત્રે નવ વાગે વિજળી ટ્રામમાં બેસી અમે નવું કેરો શહેર જોવા ગયા

ન્યૂ કેરો.

આ ભાગ એક યુરોપીઅન કમ્પનીએ જગ્યા રાખી વસાવ્યો છે. અહીં બાજુની સડકો સરસ હોઇ ઇમારતો પણ ભવ્ય બનાવી છે. આ કંઇક પેરીસના નમુના પર છે એવી અમને ખબર પડી. એક બે કૉફી હાઉસ પર તો સીનેમાની છબીઓ બતાવવામાં આવતી હતી. હાલ તાઢની મોસમ ન હોવાથી બહુ વસ્તી નહોતી એટલે અમે જલદી પાછા ફર્યા.

અમારી ટ્રામ પરનો કન્ડક્ટર અંગ્રેજી ભાષા જાણતો હતો તેણે અમને રસ્તામાં તુર્કી છાવણી બતાવી. અને તેને પુછતાં તેની

ઇજીપશીઅન કૉપ્ટ.

જાત તેણે "ઇજીપ્શીયનકૉપ્ટ" ની જણાવી આ લોકો ખ્રીસ્તી ધર્મના હોય છે. મુસલમાની ધર્મનો પ્રસાર થતાં પહેલાં ઇજીપ્તમાં ખ્રીસ્તી ધર્મ દાખલ થયો હતો. પણ પાછળથી મુસલમાની જુલમથી ઘણાખરા મુસલમાન થયા આમાંથી જે બચી ગએલા તે ઇજીપશીયન કોપ્ટ લોક કહેવાય છે. આ લોકોનાં મંદિરો શહેરમાં એક ખુણે આવેલા છે. આ લોકો બહુ હુશીઆર હોઇ રાજ્ય વ્યવહારમાં તેમનું બહુ ચલણ છે એમ તેણે અમને જણાવ્યું, ખરા જુના ઇજીપ્શીયન લોકો તો બીલકુલ રહ્યા જ નથી.



રસ્તે પાણી વેચનારો—કેરો.

*Bombay Art Printing Works, Fort.*



કિલ્લા ઉપરની મહંમદઅલ્લી મસીદ અને કેરો શહેર.

Bombay Art Printing Works, Fort

તા. ૧૬-૮-૧૩ શનીવાર.

એક ભલી બાઈ.

મારાં પત્નીએ હજી દેશી પોષાક કાયમ રાખ્યો હતો અમારી નજીકની ઓરડીમાં એક ઘરડી બાઈ તેના ધણી સાથે રહેતી હતી. તેણે મારા પત્નીને બોલાવી એક બે વખત વાળ હોળી આપ્યા અને ઉઘાડે માથે ગામમાં ન ફરવા ખાસ ભલામણ કરી આપણા દેશનો અને અહીંનો પોશાક સાવ જુદોજ હોવાથી આપણી પદ્ધતનો પોશાક જોઇ ત્યાંના લોકો ટગર ટગર જોયા કરતા તેથી આ ભલી બાઇએ નજર ન લાગે તે માટે ઉપલી ભલામણ કરી. આ પછી મારા પત્નીએ સાથે આણેલો ઓવર કોટ અને સ્કાર્ફ (ઓઢણી) પહેરવાની શરુઆત કરી આ બાઇ અંગ્રેજી સમજતી નહોતી પણ એ અત્યંત માયાળુ દેખાતી હતી. પરમેશ્વરે દરેક દેશમાં અને દરેક કોમમાં આવા ભલા માણસો પેદા કરેલા છે એતું જોઇ અમને બહુ આશ્ચર્ય લાગ્યું.

કીલ્લા ઉપરની મહમદી મસીદ.

સવારે માર્કીટ જોઇ આવ્યા મારકીટ સાધારણ છે. અહીં માંસાહારનો પ્રચાર હોવાથી માંસ અને શાક ભાજી એકજ ઠેકાણે વેચાતાં હતાં. બપોરે કૈરો શહેરનો કીલ્લો જોવા ગયા. કીલ્લો એક ટેકરી પર છે, પણ ઠેઠ ઉપર સુધી ઘોડા ગાડીઓ જઈ શકે છે. ટેકરી પાસે નીચે સુલતાન હસન નામની મસીદ જોવા જેવી છે. ટેકરી પર મહમદઅલ્લી મસીદ ઘણીજ સરસ છે, જોડા પહેરી અંદર જવાની મનાઈ છે, પણ યુરોપીઅન લોકોને બુટ ઉપર બીજા ત્યાંના સ્લીપરો ચડાવી અંદર જવા દેવામાં કંઇ હરકત આવતી નથી. મુસલમાન શિવાયના બીજા જોનારાઓને બે પીઆસ્ટર ફી માણસ દીઠ આપવી પડે છે મસીદ પીળા રંગના જેના એલાબેસ્ટર જાતના ઉત્તમ આરસપાણી ખરખરી પત્થરની બનાવેલી છે. અને મોટ મોટા થાંભલાઓ પણ સળંગ આજ પત્થરના તૈયાર કરેલા હોઈ તે ખાસ જોવા લાયક છે. આવો સુંદર સ્ફટીક જેવો આરસપહાણ અમારા જોવામાં બીજે કોઈપણ ઠેકાણે આવ્યો નહિ. આ મસીદની એક પાછળની અગાશીપરથી કૈરો શહરનો સુંદર દેખાવ જણાતો હતો. આ કિલ્લા ઉપર અંગ્રેજ સરકારની છાવણી અને નીચેના ભાગમાં તુર્ક લસ્કરની મોટી છાવણી રહે છે.

નદીને પેલે પાર ઝુઓલોજીકલ ગાર્ડન બનાવ્યો છે. તે જોવા અમે અહીંથી નીકળ્યા. રસ્તામાં નાઇલ નદીના પુલ પાસે આવ્યા ત્યારે તે પુલ વહાણો માટે ઉપાડવામાં આવ્યો હતો એટલે અમારે થોડી વાર રોકાવું પડયું. પણ પુલ કેવી રીતે બંધ કરે છે તે અનાયાસે જોવા મળ્યું. આ યંત્ર સામર્થ્ય જોઈ અમને બહુ અચંબો થયો ત્યાર પછી અમે બાગમાં ગયા. આ ન્હાનો પણ સુંદર બાગ છે. અહીં આફ્રીકાના અનેક પ્રકારના પશુ પક્ષીઓ સંગ્રહી રાખ્યા છે. અહીં અમે જીરાફ નામનું ઉંચી ડોકનું પ્રાણી જોયું એક પીયાસ્ટર ફી આ બાગમાં દાખલ થવા આપવી પડી ત્યાંથી નીકળી "એક વેરીઅમ" જોવા ગયા.

ઝુઓલોજીકલ ગાર્ડન.

આ જોવા માટે અડધો પીયાસ્ટર ફી આપવી પડી. અંદર એક ન્હાનો બનાવટી ડુંગર બનાવેલો હતો અને તેની આસપાસ ફરવાના રસ્તાના બન્ને બાજુએ પાણીના હોજ કરી તેમાં અનેક જાતના માછલાંઓ રાખેલાં હતાં. આ હોજની આગલી બાજુમા હેઠેથી ઉપર સુધી મોટા મોટા કાચ જડેલા હતા અને અંદર પ્રકાશ આવવા માટે ઉપરની બાજુ સાવ ખુલી હતી આવા નવા પ્રકારનો જલચર પ્રાણીઓનો સંગ્રહ જોઈ અમે સાંજે ૭ વાગે હોટેલમાં પાછા આવ્યા.

એક વેરીઅમ.

તા. ૧૭-૮-૧૩ રવિવાર કેરો.

આજે સવારે નવ વાગે અહીંનું મ્યુઝીઅમ જોવા ગયા. અંદર જવા માટે એક પીયાસ્ટર ફી આપવી પડી. ઇજીપ્શીયન વસ્તુઓનો સંગ્રહ ઘણોજ ઉત્તમ પ્રકારનો છે. અહીં પથરની બે વિશાળ મૂર્તીઓ જોવા લાયક છે. તેમજ અહીં મમીઝનો સંગ્રહ ઘણોજ સારો છે. વડોદરાના સંગ્રહસ્થાનમાં એક આવા પ્રકારનું "મમીઝ" છે તો પણ તે ઉપરથી આ શું છે તેનો સંપૂર્ણ ખ્યાલ આવતો નથી. ઇજીપ્તમાં અસલના વારામાં મુડદાંઓમાં મશાલાની દવા ભરી તેને એક પેટીમાં સાચવી રાખવામાં આવતા હતાં. રાજાઓનાં પ્રેતોને સાચવી રાખવા પીરામીડો બનાવેલા છે. આ રીવાજ હવે સાવ બંધ પડી ગયેલો છે. અહીં પક્ષી અને પશુઓના પણ અનેક મમીઝ મુકેલા છે અહીંના જેવો આ મમીઝનો

મ્યુઝીઅમ.

સગ્રહ કાઈ ઠેકાણે નથી, અને અહીંથીજ આની પુરાણુ વસ્તુઓ ખરીદી બીજા ઠેકાણે લઈ જવામા આવે છે કૈરોમા આવનાર દરેકે આ મ્યુઝીયમ ખાસ જોવુ જોઇએ બપોરે બાર વાગે પાછા આવ્યા પછી સાજે નાઈલ નદી ઉપરનુ બદર જોવા ગામમા ગયા આ બદરપર ખાસ જોવા જેવુ કઈ હતુ નહિ

તા ૧૮-૮-૧૩ સોમવાર

અરબી યુનીવર્સીટી

આજે લાયબ્રેરી જોવા સવારે નવ વાગે ગયા પણુ તે ઠેકાણે દુરસ્તીનુ કામ ચાલતુ હોવાથી અમને તે જોવા મળી નહિ અહીંના જુના વખતની સચિત્ર પુરાણની અનેક પ્રતો સગ્રહ કરી રાખેલી છે એમ ગાઇડે જણાવ્યુ.

અહીંથી પછી અમે અરબી યુનીવર્સિટી જોવા ગયા આની ઇમારત એક મશીદ જેવી હોઈ જુના કૈરોની વસ્તીમા છે અહીંના રસ્તા ઘણા સાકડા હોઈ દેખાવ મુબઇના મુસલમાની મહોલ્લા જેવો છે આ તરફ ટ્રામ નથી પણુ ખચ્ચરની મોટી ગાડીઓ ફેરવવામા આવે છે યુનીવર્સિટીમા જવા માટે મુસલમાન સિવાયના લોકોને બે પીયાસ્ટર ફી આપવી પડે છે તેમા ચારે બાજુએ ઓરડીઓમા ચટાઇઓ પાથરી વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા અરબી ભાષાની આ મોટી યુનીવર્સીટી હોઇ અહીં ઘણા દૂર દૂરના વિદ્યાર્થીઓ આવે છે અહીંના વિદ્યાર્થીઓને ખેદીવ તરફથી મફત ખાવાનુ તથા રહેવાનુ મળે છે રસ્તામા પાછા આવતા તરસ લાગવાથી ઇસ્માઇલ સુરતીએ “ સરબત સૈર ” કરીને જવનો શરબત મગાવી આપ્યો આમા બરફ નાખેલો હોઇ સ્વાદ બહુ સારો હતો કૈરોમા ભાડાની ગાડીવાળા રસ્તે જનાર લોકોને ‘ ઓ સુ ગધા ” કરી બુમ પાડે છે, તે સાભળી અમને બહુ નવાઇ લાગી અને આવી રીતે લોકોને ગાળો કેમ દે છે એનુ કારણ અમારા ગાઇડને પુછ્યુ તો તેણે જણાવ્યુ કે તેનો આરબી ભાષામા એવો અર્થ થાય છે કે મહારાજ બાજુ થાવ ’ આ સાભળી અમને બહુજ હસવુ આવ્યુ.



# ભાગ ૫ મો.

# एलेकझेंड्रोआथी ब्रिंडीसी.

## એલેકઝેંડ્રીઆ.

તા. ૧૯–૮–૧૩ મંગળવાર.

**કેરોથી એલેકઝેંડ્રીઆ.**

સવારે ચાર વાગે અમે એલેકઝેંડ્રીઆ જવા માટે સ્ટેશનપર ગયા. અહીં ગાઇડની જરૂર હોવાથી ઇસ્માઇલ સુરતીને સાથે લીધા. દર માણસ દીઠ ૪૮ પીયાસ્ટર સેકન્ડ ક્લાસનું ભાડું થયું. નવ વાગે ગાડી ઉપડી અને ૧૨–૪૫ વાગે એલેકઝેંન્ડીઆ પહોંચ્યા. રેલ્વેની બન્ને બાજુઓની જમીન નાઇલ નદીની નહેરોથી સુપીક હોવાથી બહુ સુંદર દેખાતી હતી. વચમાં લગભગ નહેરો-પરના ૫૦–૬૦ પુલ આવ્યા. ખેતીના કામમાં બળદને બદલે ઉંટ તથા પાડાનો ઉપયોગ કરવામાં આવે છે. ઇસ્માઇલ સુરતીએ પહેલેથી કાગળ લખી એક આરબ દલાલને ખબર કરી હતી એટલે અમે સૌ તેની જોડે એક હૉટલમાં ગયા. અમારો સામાન એક ખચ્ચરની ગાડીમાં ભરવામાં આવ્યો. આ ગાડીનાં પૈડાં ખેચવામાં હલકું પડે માટે સાત સાડાસાત ફીટના વ્યાસનાં ઉંચાં કરેલાં હતાં. અહીંયા અજીર પુષ્કળ જોવામાં આવ્યાં.

**એલેકઝેંડ્રીઆનો દેખાવ.**

અમારી હૉટલ પાસેનો ચોક ઘણો મોટો હોઈ વચમાં ખેદીવનું એક કાંસાનું મોટું ઘોડેસ્વાર પુતળું ઉભું કરેલું હતું. દરીઆ કીનારે આ શહેર હોઇ વસ્તી પણ સારી હતી. રસ્તા ડામર રેડેલા હોઇ કેરો કરતાં ઘણા સરસ હતા. કેરો જેવો અહીં કૉફી હાઉસ પાસે ફુટપાથ પર ખુરશી નાંખી કૉફી પીવાનો રીવાજ જોવામાં આવ્યો નહિ. અહીં શીયાળામાં યુરોપીઅન પ્રવાસીઓ જથાબંધ હવા ખાવા આવે છે. અહીં ખાવાનું પણ કેરો જેવુંજ સારું મળ્યું. બપોરે કુક કમ્પનીમાં જઇ " સેમિરામીસ " નામની બોટપર અમારી જગ્યો રીઝર્વ્ડ કરી આવ્યા પછી સાંજે ઘોડા ગાડીમાં એની " રેમલે " નામની

સમુદ્ર કીનારા પરની વસ્તી જોવા ગયા. કેરોની માફક અહીંની ભાડાની ગાડીઓ બે ઘોડાની ન હોતી માત્ર એકજ ઘોડાની હતી. પણ ઘોડાઓ સારા હતા.

ઇજીપ્તમાં તે દેશની નાટક કમ્પનીઓ છે. પણ મુંબઇ જેવી સીનસીનેરી હોતી નથી એવું ગાઇડે કહેવાથી અમે કેરોમાં નાટક જોવા ગયા નહોતા પણ અહીં એક કૉરી હાઉસમાં "વેરાઇટી" પદ્ધતનો એટલે "રસમય ચુંટણી" જેવો એક સરસ ખેલ થાય છે. એમ ખબર મળતાં અમે રાત્રે તે જોવા ગયા. અંદર જવાની કંઇપણ ફી નહોતી. આ કૉરી હાઉસ હતું પણ અંદરથી એક મોટી નાટકશાળા જેવું વિશાળ હતું પણ અંદરનો દેખાવ બહુજ શણગારેલો હોઇ આંખને આનંદ આપતો હતો. પ્રેક્ષકોને બેસવા માટે ન્હાના ન્હાના ટેબલ અને ખુરશીઓ ગોઠવી દીધી હતી. સ્ટેજ પરનો પડદો મલમલનો હતો. એવું સુંદર નાટકગૃહ જોઇ અમને બહુ આશ્ચર્ય લાગ્યું. અહીં ગયા પછી કંઇપણ ખાવાનું મંગાવવુંજ જોઇએ એવો રીવાજ હોવાથી તેની ફી બમણી તમણી લઇ વગર ફીએ અંદર આવ્યાનો સારી રીતે બદલો વાળી લેવામાં આવે છે. અહીં નિશાન બાજી, કસરત, ગાયન, સીનેમા વિગેરે અનેક ખેલો બતાવવામાં આવ્યા. આમાં એક માણસે એકદમ સત્તર અઢાર પહેરવેશ ઝપાટામાં બદલવાનું કામ ઘણુંજ ઉત્તમ રીતે કરી બતાવ્યું. પડદા પાછળ જઇ અરધી મીનીટમાં તો પગથી માથા સુધી નવો ડ્રેસ પહેરી સ્ટેજપર હાજર થાય એક વખતે સ્ત્રીનોતો એક વખત પુરૂષનો પોષાક પહેરીને આવે આવી રીતે અનેક તરેહના ખેલો જોઇ અમારૂં મનરંજન થયું.

વા. ૨૦–૮–૧૩ બુધવાર એલેક્ઝેંડ્રીઆ.

પોમ્પીનો સ્તંભ.

રોમનવીર પોમ્પીના નામનો એક જય સ્તંભ જોવા જેવો હોવાથી અમે તે જોવા ગયા. વીજળીની ટ્રામમાં અમે સૌ બેઠા. એક ટેકરી ઉપર સીતેર ફીટ ઉંચાઇના એક મોટા સળંગ થાંભલા સિવાય અહીં કંઇ વિશેષ જોવાનું હતું નહિ અંદર કમ્પાઉન્ડમાં જવા એક પીયાસ્ટર ફી આપવી પડી પણ અંદર જઇ બહારના કરતા વિશેષ કંઈ ખાસ જોવા જેવું જણાયું નહિ. એટલે અમે પાછા ફરી ટ્રામમાં બેસી બંદર ઉપર અમારે આગળ જવાની બોટ "હેલિયોપોલિસ" જોવા ગયા આ બોટ ક્લિઓપેટ્રા જેવી હતી અને ત્યાંથી

પાઝ ફરવાં રસ્તાનાં બાયું રાખવાની એક પેટી લેવા બજારમા તપાસ કરી તો માલુમ પડ્યું કે અહીઆ તેમજ કેરોમાં ચામડાની જેવી અમને ત્યાં ઠીક મળે છે. તેવી પેટીઓ મળતી નથી. પણ કાગળની કે, લાકડાની કે ચામડાની પેટી મળતી હતી. સાંજે ફ્રેમીનો નામનું ઉપહારગૃહ જોવા ગયા તો ત્યાં મુદ્ર પૉલીસ કરવાનું યંત્ર જોયું. આ દુકાનપર જ્યાં તે યંત્રપર અડધો પીઆસ્ટર નાંખ્યો કે તરતજ પોતાની મેળે બુટ સાફ થઇ જાય છે. ત્યાંથી આવતી વખતે એક કસરતશાળા જોવા ગયા. આ તરફના લોકોને કસરતનો ખાસ શોખ નથી એમ ગાઇડના કહેનાપરથી જાણ્યુ.

## તા. ૨૧-૮-૧૩ ગુરૂવાર એલેક્ઝેંડ્રીઆ.

સવારે અગ્યાર વાગે બોટપર બેસી એલેકઝેન્ડ્રીઆના બંદર પર આવ્યા

સેમીરેમીસમાં બેમી નીકળ્યા.

અમારી પાસે જુના મેલાં કપડાંલત્તાં છે કે નહિ તેનો તપાસ કરવામાં આવ્યો. એક વાગે બોટ ઉપડવાની થઈ ત્યારે કેટલાક ગોરા ઉતારૂઓને વિદાય કરવા આવેલા સગાસ્નેહીઓ એક બીજા જોડે ચુંબન કરવા લાગ્યા આ જોઈ અમને બહુ નવાઈ લાગી અમારા ગાઇડને ઠરેલો પગાર આપી તેને વિદાય કર્યો. બરોબર નક્કી થએલે વખતે બોટ ઉપડી. અહીંની વ્યવસ્થા બધી " ક્લીઓપેટ્રા " જેવી હતી. સમુદ્ર શાન્ત હતો. અને બોટની માહિતી મળી ગએલી હોવાથી અમને આ પ્રવાસમાં બહુ મજા લાગી.

## તા. ૨૨-૮-૧૩ શુક્રવાર સેમીરેમીઝ.

સવારે સાડા આઠ વાગે બ્રેકફાસ્ટનો ઘટ થયો નહિ તપાસ કરતાં માલુમ પડ્યું કે અહીં માત્ર રાતના જમણ વખતેજ ઘટ વગાડે છે. બીજી બધી વખત ઠરેલે વખતે ઉતારૂઓ પોતે જમવા જાય છે. અહીં ડાયનીંગ હોલના દરેક ઉતારૂઓને નંબર આપી જગ્યા ચોક્કસ કરી રાખી હતી. બપોરે ડેક ઉપર કેનેડાના એક મીશનરી જોડે અમારે ઓળખાણ થઈ ટ્રિએસ્ટ બંદરે જઈ ત્યાંથી નેપલ્સ, રોમ મીલાન વિગેરે જોવા જવાનો અમારો વિચાર અમે તેમને જણાવ્યો તો તે ભલા પાદરીએ અમને બ્રીંડીસી ઉતરવાની સલાહ આપી ક્લિઓપેટ્રા બોટ બ્રિંડીઝી ૮ની રહેતી

નહોતી પણ આ બોટ તો ઉભી રહે છે. એમ જણાયાથી અમે ઠરાવેલા શહેરો જોવાનુ અહીંથી સોઇતું અને સોધું હોવાથી અહીં ઉતરવાનુ ધાર્યું. અમે મુંબઇથીજ વ્હેનીસથી નેપલ્સની ટીકીટ કહાડી ગખી હતી તે પાછી આપી દેવાં અમારે પાંચ ટકા નુકશાની ભરવી પડી પણ ટ્રીએસ્ટ રસ્તે બમણો ખર્ચને વખત થતો હોવાથી અમે આ નુકસાન ખમવાનું પસંદ કર્યું આવી રીતે આ કહાડેલી ટીકીટો પાછી આપતાં પાંચ ટકા નુકસાની ભરવી પડે છે. આગળ જણાવ્યાં પ્રમાણે યુરોપના પ્રવાસમાં આગળથી ટીકીટ કહાડવી સોઇસ્કર નથી એવો અમને અત્યારે પ્રત્યક્ષ અનુભવ થયો.



# ભાગ ૬ ઠો.

# ईटाली.

## બ્રિંડીઝી.

તા ૨૩-૮-૧૩ શનીવાર

બ્રિંડીઝી બંદર

અમે ઉત્તરમાં જવા હોવાથી ગરમી ઓછી લાગવા માંડી. આજ સાંજે બ્રિંડીઝી બંદરે પહોંચવાનું હોવાથી અમે તથા નપવારે સામાન બાંધી તૈયાર કર્યો ટ્રેમગેઅર્સ સાથે રાખવાનું સોઇકિંગ ન હોવાથી અમે તે સ્ટીમરની કમ્પનીના સ્ટોરમાં રાખવા પર્સરને જણાવ્યું તો તેણે તે બાર બોયને આપવા કહ્યું પણ તેણે તે બદલ કંઈ પાવતી આપી નહિ પણ બીજો કંઇ ઉપાય ન હોવાથી અને તેના કબજામાં સોંપી દીધી સાંજે સાત વાગે બ્રિંડીઝી બંદરે જઈ સ્ટીમર ઉભી રહી અહીંનો દેખાવ અમને તદ્દન નવોજ લાગ્યો અહીંના મજુર ગોરા, ગાડીવાળા, ગોરા, પોલિસ ગોરા, ભિક્ષુકો ગોરા અને બધા ગોરાજ લોકો જોઇ અમને લાગ્યું કે હવે યુરોપમાં આવ્યા બોટ ઉપર પોલિસ અધિકારીએ આવી તપાસ કર્યા બાદ અમને ઉતરવાની પરવાનગી મળી ઇટાલીઅન લોકો બહુ લુચ્ચા હોય છે એવું સાંભળ્યું હોવાથી અમારો સામાન ઇટાલીઅન મજુરોને ન સોંપતા કુક કમ્પનીના ઇંટરપ્રેટર મારફત નીચે ઉતારવાની ગોઠવણ કરી અમારી પાસે તમાકુ વિગેરે કંઇ જકાતી માલ છે કે કેમ તેની તપાસ થઇ રહ્યા પછી એક ભાડાની ગાડી કરી બ્રિંડીઝી સ્ટેશને ગયા

બ્રિંડીઝી સ્ટેશન.

ઇંટરપ્રેટર સાથે હોવાથી અમને કંઇ અડચણ આવી નહિ. સ્ટેશનપર પિતાજીએ એક મજુરને બીડી આપી એટલે બીજા અનેક મજુરો બીડી માગવા લાગ્યા અહીં તમાકુ પર જકાત હોવાથી બીડીઓ ઘણી મોંઘી મળે છે એટલે આ લોકો બીડી લેવા બહુ આતુર હતા. આ મજુરો અંગ્રેજી બીલકુલ સમજતા નથી તે જોઇ અમને બહુ નવાઈ લાગી કેમકે તેઓનો અંગ્રેજ લોકો સાથે રોજ સંબંધ થયા છતાં આ લોકો માત્ર આ ભાષાના અજાણ્યા હતા તરસ લાગવાથી

સ્ટેશન ઉપર એક દુકાને અમે ઇંટરપ્રેટર સાથે ગયા પણ આ દુકાને પાણી નથી પણ સોડાવૉટર મળશે એમ જણાવ્યું. પણ અમે પાણીનો આગ્રહ કર્યો એટલે એણે મીનરલ વૉટર એટલે ઝરાનું પાણી આપવા કહ્યું. આ પાણી સારું હશે ધારી અમે પીધું તો તે સોડાવૉટર જેવું જણાયું. પણ આ પીધાથી અમારી તરસ મટી નહિ એટલે પાણી આપવા ફરી આગ્રહથી કહ્યું ત્યારે તેણે છેવટે ના ઈલાજે સાદું પાણી ( એકવા પ્યુરા ) આપ્યું. આ પ્રમાણે યુરોપની મુસાફરીની શરૂવાતમાંજ પાણી મળવાની અડચણ જોઇ અમને બહુ ચિંતા થઈ. રાત્રે ૧૧ વાગે અમે નેપલ્સ જવા ઉપડી ગયા.

તા. ૨૪–૮–૧૩ રવિવાર

'નેપલ્સ.'

બ્રિંડીઝીથી નેપલ્સ.

અમે સેકન્ડ ક્લાસની ટીકીટ ક્હાડી હતી પણ જેવી સગવડ આપણે ત્યાં સેકન્ડ ક્લાસમાં સુખની હોય છે તેવી આ ગાડીમાં નહોતી. અહીંઆં તો પહેલા વર્ગની ટીકીટ ક્હાડીએ તોપણ તે ઉપર સ્લીપીંગકારમાં સુવાની જુદી ફી આપવાથી સુવાની મોઇ થાય છે. એટલે અમારે આખી રાત જાગતાંજ ક્હાડવી પડી. સવારે પાંચ વાગે અમે સહેજ જાગૃત થઇ આસપાસ જોવા માંડ્યુ તો બન્ને બાજુ ખેતરોમાં કપાસનું વાવેતર હોય એવું જણાવ્યું. પણ દહાડો થતાં ખબર પડી કે આ છોડ કપાસનાં નહોતાં પણ કાળી દરાખના હોવાનું જણાવ્યું. બળદને બદલે ખેતીમાં અહીં ઘોડા વપરાતા હતા. ખેતરમાં ગોરી સ્ત્રીઓ કામ કરતી હતી તેમણે માથે ટોપી ન પહેરતાં એક ચોખડો રૂમાલ બાંધ્યો હતો. સવારે ૮॥ વાગે ગાડી ડુંગરપર ચ્હડવા માંડી અને અહીં દરાખના મોટા વેલા તથા નીચે મકાઇનો પાક દેખાતો હતો. અમે અગ્યાર વાગે નેપલ્સ પહોંચતાં સુધી બન્ને બાજુએ દરાખના માંડવાઓનો દેખાવ ઘણોજ સરસ લાગતો હતો.

પોલિસ ચોકીપર ભાષા નહિ સમજવાથી પડેલી અડચણ.

સ્ટેશનપર ઉતરી કુક કમ્પનીના ઇંટરપ્રેટરની તપાસ કરી પણ તે કંઇ દેખાયો નહિ એટલે અમે મજુર પાસે સામાન સ્ટેશન બહાર કઢાવ્યો. બ્રિંડીઝીથી પેલા મીશનરી અમારી સાથેજ હતા. સ્ટેશનપર આવતાં અમને પાસેની પોલિસ ચોકીપર લઇ ગયા. અહીં પોલિસ અધિકારી અંગ્રેજી જાણતો નહિ હોવાથી

અમારી પાસેથી શું માહિતિ માંગે છે તે અમે સમજી શક્યા નહિ. અહી આ ભાંજગડમાં અમારો રોઢ કલાક નીકળી ગયો. પણ કંઈ છુટકો થયો નહિ. સવારે કંઇ ખાંધેલું નહોતું, એટલે ભુખ પણ ખુબ લાગી હતી અને ક્યારે છુટકો થશે તેની ચિંતા કરતા હતા. એટલામાં પેલા અમેરિકન મીશનરીએ ગજવામાંથી કંઇક કાગળ કાઢવા માંડયો. તે વખતે ઓચિંતો તેના ગજવામાથી બોટ ઉપર થએલી પોલિસ તપાસનો દાખલો નીકળી આવ્યો. આ દાખલો પાસે ઉભેલા પોલિસ સિપાઇએ દીઠો અને તે કાગળ લઇ પોલિસ અધિકારીને આપ્યો. અત્યાર સુધી આ દાખલા માટેજ તે અધિકારી અમને પુછતો હતો. એવુ તેના મોંઢાના હાસ્ય ઉપરથી જણાયું. અમે પણ તરતજ અમારી પાસેના દાખલા રજુ કર્યા એટલે છુટકારો થયો. હૉટલના એક દલાલ સાથે નજીકના હૉટલમાં અમે ગયા. અમે પારકા દેશના અણુવાકેફગાર છીએ એવું જોઇ મજુરો અમારી પાસે બમણી મજુરી માંગવા લાગ્યા. પણ પેલા મીશનરીએ તેમને ધમકાવી કાઢયા અને વ્યાજબી મજુરી આપી વિદાય કર્યા. આ હૉટલમાં જમવાની કંઇ સોઇ ન હોવાથી પાસેના ઉપહારગૃહમાં ગયા. અહીં ભાષા ન સમજતા હોવાથી ખાવાના પદાર્થ જોઇએ તેવાં મળ્યાં નહિ. અને બમણી કિંમત આપવી પડી.

**શહેરનો દેખાવ.**

આજે રવિવાર હોવાથી બધી દુકાનો બંધ હતી. તોપણ સાંજના વખતે ગામમાં ભાડાની ગાડીઓ કરી શહેર જોવા નીકળ્યા. આ શહેર સમુદ્ર કાંઠે હોઇ ટેકરીઓપર આવેલું છે. તેથી રસ્તા ઘણાજ ઉંચા હતા. કેટલેક ઠેકાણે તો એટલો બધો ઢોળાવ આવે કે ગાડીને ઉતરતાં ઘોડાનો પગ લપસી પડશે કે શું ? એવી બીક લાગે આ શહેરની બધી સડકો ફરસબંધી જડેલી હતી. દુકાનો તથા ઘરો લોકોની સ્થિતિ સારી સંપત્તિવાળી હોવાનું બતાવતા હતા. ઇટાલીના શહેરોમાં આ શહેરનો દેખાવ સૌથી સરસ હોવાનું પ્રસિદ્ધ છે. સાંજે ફરી આવ્યા પછી બપોરના અનુભવપરથી ઉપહારગૃહમાં જવાનું માંડી વાળ્યું. અને અમારી પાસે થોડું ઘણું ખાવાનુ હતું, તે તથા બજારમાંથી આણેલા મકાઇડોડા શેકી ખાધા. પ્રવાસમાં આવી રીતે ત્રાસ પડશે જાણી અમે કુકકમ્પની મારફત પ્રવાસ કરવાનો વિચાર કર્યો.

તા. ૨૫-૮-૧૩ સોમવાર

## 'નેપલ્સ.'

અંગ્રેજી જાણનાર ગાઇડ મી. એડવર્ડ.

સવારે અમે કુક કમ્પની તરફ અંગ્રેજી જાણનારો ગાઇડ મેળવવા તથા નેપલ્સથી રોમ સુધીની ટીકીટો કઢાવવા માટે જવા નીકળ્યા. અહીં વીજળીની ટ્રામપર ટ્રામ ક્યાં જવાની છે તે બતાવનારાં પાટીઆં ન લગાડતાં માત્ર નંબરજ લખેલા હોય છે. કુક કમ્પની તરફ જનાર નંબરની ટ્રામની રાહ જોતાં અમે રસ્તા ઉપર ઉભા હતા. એટલામાં અમારી હોટેલના દલાલે એડવર્ડ નામના એક સરકારી પરવાનાવાળા ગાઇડ સાથે અમારી ઓળખાણ કરી આપી. આજે અમારે પૅાપી શહેર જોવા જવાનો વિચાર હોવાથી આ ગાઇડને આજનો દહાડો સાથે રાખવાનો વિચાર કરી અમે કુક કમ્પનીમાં ગયા.

મ્યુનીસીપાલ ઑફીસમાં હાજરી.

કાલે સવારે પોલિસ ચોકીપરથી અમે નીકળ્યા ત્યારે આજ અગીઆર વાગતાં લગીમાં પોલિસ ઑફીસમાં જઈ હાજરી આપવા માટે અમને તાકીદ આપી હતી અને ન જઇએ તો દરેક માણસને ૪૦ ફ્રાંક દંડ કરવામાં આવશે એવું અમને કહેવામાં આવ્યું હતું. માહિતગાર ગાઇડ મળી જવાથી અમે તેને લઈ પોલિસ ઑફિસમાં ગયા. એક ઇમારતના ચોથા મજલે જઈ તપાસ કરીને જણાવ્યું કે હાજરી માટે તો મ્યુનીસીપાલ આફીસમાં જવું પડે છે. તેથી અમે ત્યાં ગયા. અગીઆર નહિ વાગ્યાને લીધે આફિસ બંધ હતી એટલે અમે કુક કમ્પનીમાં જઈ રેલ્વે ટીકીટો ખરીદી અને આ નવા ગાઇડનો એક બે દિવસ અનુભવ લઈ પછી કુક કમ્પની મારફત પ્રવાસ કરવાની વ્યવસ્થા કરવાનું ઠરાવ્યું. અને પછી ત્યાંથી પાછા મ્યુનીસીપાલ ઑફીસમાં આવ્યા. સવારે કંઇ ખાધેલું નહિ હોવાથી અમને આ વખતે ચાર માળ ચઢી ઉપર જવાનો કંટાળો આવ્યો ઑફીસરે અમારાં નામ, કામ, આવવાનો હેતુ વગેરે લખી લીધું પછી તેણે મારી પત્નીએ કપાળમાં કંકુનો ચાંદ્લો કર્યો તે બદલ બહુજ ચોકસી કરી. અને ત્યાર પછી અમારો છુટકો થયો અમારી પાસેના ઓઠ ઉપરના છાપલાની તારીખ વાચવાની કંઈ ભુલ થવાથી અમારે પાંચ દિવસને બદલે ત્રણ દહાડાજ હાજરી માટે જવુ પડયુ

બપોરના બે વાગે પાંપી શહેર જોવા જવાનું હતું પણ તે દરમ્યાન વખત મળવાથી અમે અહીંનું મ્યુઝીઅમ જોવા ગયા.

મ્યુઝીઓ નેશનલ.

દરેક માણસ દીઠ એક લીરા (દશઆણા) ફી આપવી પડી. આ મ્યુઝીઅમમાં દટાઈ ગએલા પૅાંપી અને હરક્યુલીયમ વગેરે ઠેકાણેથી ખોદી કાઢેલા આરસપાણના અને કાંસાના અનેક પુતળાઓ મુકેલાં છે. બધા નગ્નાવસ્થામાં છે અને તેની કારીગરી ઘણીજ જોવા લાયક છે. આ શિવાય રોમન સામ્રાજ્યના વખતના વાસણો દીવાઓ વાજવાં નાણાં, જુદા જુદા રંગના પથ્થરના કડકાઓ બેસાડી કાઢેલી છબીઓનાં મોઝાઇક નમુનાઓ વિગેરે અનેક પ્રાચીન ચીજો અહી એકઠી કરી રાખી છે. આ સંગ્રહસ્થાન બહુજ ઉતમ અને ખાસ જોવા લાયક છે.

ત્યાંથી નીકળી એક દુકાનમાં અમે ખાવા ગયા આ વખતે ગાઈડ જોડે હોવાથી ખાવાનું સારૂ મળ્યું. બે વાગે ગાડીમાં બેસી અમે અઢી વાગે પૅાંપી શહેરમાં આવી પહોંચ્યા. રસ્તામાં વીસુવીયસના જ્વાળામુખીમાંથી નીકળતો ધુમાડો અમને બતાવવામાં આવ્યો. મ્યુઝીઅમમાં–સ્ટેશનપર વગેરે જાહેર ઠેકાણે "અહીં થુંકવું નહિ" એવી નોટીસ લગાડેલી હતી તે ઉપરથી આ લોકોમાં થુંકવાની બહુ આદત હોય એમ લાગ્યું. સ્ટેશનથી ગામ નજીકજ છે અને તેમાં પ્રવેશ કરવા માટે દર માથા અઢી લીરા ફી આપવી પડી આસ પાસના પ્રદેશ કરતાં આ શહેર ઠેઠ ખાડામાં નીચાણમાં આવ્યુ હોય એમ જણાયું. ઈ. સ. ૭૯ માં વીસુવીયસ જ્વાળામુખીમાંથી એક મોટો સ્ફોટ થઇ લ્હાવા નામનો રસ ચારે પેર ફેલાઈ ગયો તેમાં આ શહેર દટાઈ ગયું હતું. ત્યાર પછી પંદરસો સોળસો વર્ષ સુધી આ શહેરના અસ્તીત્વ સંબંધી કોઇને કંઈ ખબર નહોતી. થોડા વર્ષ પર ખોદતાં ખોદતાં અહીંથી કેટલાક બાવલા વગેરે જડી આવ્યાથી અહીં વિશેષ ચોકસી કરવાથી આખું શહેરનું શહેર દટાઇ ગયેલું માલુમ પડી આવ્યુ. અને આ ખોદાણકામ કરવામાં કરોડો રૂપૈયાઓનો ખર્ચ થયો છે. આ શહેરની બાંધણી ઘીસ્તેનથી ઘોઈ રસ્તા સાંકડા પણ ફરસબંધી જડેલા છે. કેટલેક ઠેકાણે રસ્તાપર ફુંડીઓ કરી તેમાં નળનું પાણી છોડી લોકોની પાણી પીવાની સગવડ કરેલી છે. ઘરના છાપરા તુટી ગએલાં હોવાથી કેટલેક ઠેકાણે નવાં કર્યાં છે.

તા. ૨૬–૮–૧૩ મંગળવાર

**'નેપલ્સ'**

**સલ્ફતારા જ્વાળામુખી.**

વીસુવીઅસ જ્વાળામુખી પર્વત જોવા જતાં ખર્ચ વધારે થઇ બપોરે સખ્ત તાપ વેઠી માત્ર તેના વિસ્તીર્ણ મુખમાંથી નીકળતાં ધુમાડા જોઈ પાછા ફરવું પડે છે અને લ્હાવારસ જોવા માટે સલ્ફતારા નામનો જ્વાળામુખી જોવાથી તે સંબંધી સારી કલ્પના આવે છે એવું ગાઇડે જણાવ્યું એટલે અમે તે જોવા જવાનો વિચાર રાખ્યો. આ બદલ ગાઇડને દર માણસ દીઠ દસ લીરા ફી આપવાનું ઠરાવ્યું અને આ ફીમાં અમારો જમવાનો તથા ગાડીભાડાનો તમામ ખર્ચ કરવાની બોલી કરી હતી. ઠર્યા પ્રમાણે ૭ા વાગે અમારો ગાઇડ આવી પહોંચ્યો તેની સાથે નેપલ્સનો જુનો કીલ્લો, તેમાં રાજકીય કેદીઓને ગુપ્ત રીતે નાશ કરવાની ભયંકર અંધારી કોટડી, રોયલચેપલ વગેરે જોઇ અમે મ્યુનીસીપાલ ઑફિસમાં હાજરી આપવા ગયા. અને પછી સ્ટેશનપર એક દુકાનપર ગાઇડે અમારે માટે ભાત અને બે ત્રણ શાક કરાવ્યાં હતાં. તે ખાઇ જ્વાળામુખી જોવા જવા માટે ગાડીમાં બેઠા. અડધા કલાકે પોઝુઓલી ગામના સ્ટેશને આવી પહોંચ્યા. અહીંથી એક મૈલપર જ્વાળામુખી હોવાથી અમે સૌ ગાડીમાં બેસી ત્યાં ગયા. આ પર્વત નજીક કદાચ જ્વાળામુખીનો સ્ફોટ થવાનો સંભવ હોય તો આસપાસના ગામને ખબર કરવા માટે એક ઑબઝરવેટરી એટલે વેધશાળા રાખી છે થોડો ડુંગર ઉપર ચઢી નીચે એક મોટા બે માઇલના ઘેરાવાના મેદાનમાં આવ્યા તો અહીં હજારો ન્હાના ન્હાના ખાડા હોઈ તેમાંથી ગંધકનો ધુમાડો નીકળતો હતો. નારીનપરની માટીમાં ગંધકનો મેળ હોવાથી, પીળી દેખાતી હતી. આ મેદાનની વચ્ચોવચ એક દસ ફીટ લાંબો પહોળો ખાડો હતો ત્યાં અમને અમારો ગાઇડ લઈ ગયો. પાંચ છ ફીટ નીચે આ ખાડામાં જ્વાળા રસ ઉકળતો હતો. અમારા ગાઇડે આ મેદાનની પાંચ છ જગ્યાએ પત્થર ઠોકી બતાવ્યું તો અંદર જગ્યા પોલી હોય એમ બોદો અવાજ થતો જણાયો. ગાઇડે એક કાકડો સળગાવી લ્હાવા રસ ઉકળતો હતો. તે ખાડામાં તે ધર્યો નો પાસેના ખાડાઓમાંથી એકદમ ધુમાડો નીકળવા માંડયો. આવા ભયંકર અખતરે ન કરવા માટે અમે ગાઇડને સમજાવ્યો. પછી એક ખાડામાંથી ગંધકની માટી નમુના તરીકે લઇ આગળ ગયા ત્યાં નીરો બાદશાહે કરેલું બાથરુનાનગૃહ જોવા ગયા અહીં ડુંગર ખોદી અંદર

ઓરડીઓ બનાવી છે. ત્યા બેસવાથી અનાયાસેજ ગંધકના ધુમ્રાડાથી પરસેવો છુટે છે. આવી રીતે ધુમાડો લેવાથી પાચનશક્તિ વધી કેટલાક રોગ નાબુદ થાય છે એવું માનવું છે. આવી અદ્ભુત સૃષ્ટિ ચમત્કાર જોવાની તક શ્રી સયાજીરાવ મહારાજની કૃપાથી મળે માટે મનમાં તેમનો ધન્યવાદ માની અમે સૌ પાછા ફર્યા. અને રેલ્વેમાં બેસી નેપલ્સ આવ્યા.

**કેબીલ ટ્રામ.**

અહીં સ્ટેશન પાસેથી કેબીલ ટ્રામમા બેસી એક ડુંગરપર અમને અમારો ગાઈડ લઈ ગયો. આ ડુંગરમાં ખુલ્લાં ચોકડી ઘોડાના તારના દોરડાં જડે ટ્રામ ઉપર યંત્રથી ખેચવામાં આવે છે. રસ્તાનો ચ્હડાવ બહુ હોવાથી બેસવા માટે ત્રાંસી બેઠકો બનાવી હતી. અહી ચ્હડવા ઉતરવાના પ્લેટફાર્મ પગથીઆ જેવા કરેલા છે. આવી ટ્રામ અમે આજેજ જોઈ. ટેકરી ઉપર જઈ અમે એક ઉપહાર ગૃહમાં ગયા અહીથી નેપલ્સ શહેરનો દેખાવ બહુજ સારો દેખાય છે. અહીંઆં ભીખારી સ્ત્રી પુરૂષો આવી વાદ્ય વગાડી, પૈસા માંગવાનો રીવાજ બહુજ જણાય છે. અહીંથી પાછા ફરી અમે હોટલમાં ગયા.

**ગાઇડ સાથે કરેલો ઠરાવ.**

આજે રાત્રે રોમ જવાનો વિચાર હોવાથી આજના દિવસનું ભાડું આપવું નહિ પડે એવું ગાઇડે કહ્યું હતું એટલે અમે સવારેજ અમારો સામાન બાંધી હૉટલના મેનેજરને કબજે કરી આપ્યો હતો. બપોરના બાર વાગ્યા પછીનો ઓરડી કબજામાં રાખવામાં આવે તો બીજા બપોરના બાર વાગતાં સુધીનું ભાડું ચ્હડાવવામાં આવે છે. સાંજે પાછા આવ્યા પછી રાત્રે ગાડી ઉપડવાને ઘણો વખત હોવાથી અમારા ગાઇડે અમને બે ત્રણ કલાક માટે બેસવાની ઓરડી ભાડે કરી આપી. યુરોપના પ્રવાસમાં ભિન્ન ભિન્ન ભાષાઓ આવડતી નહિ હોવાથી તેમજ દરેક ઠેકાણે નવો ગાઇડ શોધી કહાડી ફરવું પડશે તેના કરતાં જો એકજ ગાઇડ સાથે હોય તો બહુજ સારૂં એવું ધારી અમે એડવર્ડનેજ અમારી સાથે આવવા મરજી છે કે કેમ એમ પુછ્યું. અને આવવાનો હોય તો શું પગાર લેશે વગેરે પડપુછ કરી. બે ત્રણ દીવસના અનુભવપરથી તે માણસ મહેનતુ અને પ્રમાણિક જણાયો અને જો તે સાથે આવે તો ઠીક પડે એવું હતું. તેણે રોજના પગાર કરતા અમારી મુસાફરીનું ઉચક કંત્રાટ રાખવા મરજી બતાવી અમે માણસ દીઠ ૨૦ ફ્રાંક એટલે બાર રૂપિયા લેવાનું જણાવ્યું. આના બદલે જમના ખાધનો, ઘોડાગાડીનો,

પ્રવેશ ફીનો, સ્ટેશનપરની મજુરીનો હોટેલના નોકરને આપવાની બક્ષીસનો તેમજ તેને પોતાને ખાવાનો પીવાનો અને રેલ્વે ભાડાનો સમાવેશ થઇ જતો હતો. કુક કમ્પની મારફત પ્રવાસ કરવામાં માણસ દીઠ ઓછામાં ઓછા ૭॥ શિલિંગ એટલે ૫ રૂ, ૧૦ આના આવે એ શિવાય દરેક ઠેકાણે ગાઇડની ફી વગેરે જુદો ખર્ચ આપવો પડે. એટલે તે રીતે એ લગભગ ૧૨ રૂપિયા ખર્ચ થવા સંભવ હતો અને વળી દરરોજ સાથે જાણીતો માણસ મળે નહિ એટલે આ ગાઇડની શરત કબુલ કરી અમે તેનેજ સાથે રાખવાનું નક્કી કર્યું. ખાજ રાત્રે અમારે આગળ જવાનું હોવાથી તેને સામાન લઈ આવવા કહ્યું. રાત્રે દસ વાગે સ્ટેશનપર ગયા. સ્ટેશનપર વેટીંગરૂમ મોટી અને ભપકાબંધ હતી. આ દેશમાં મજુર લોકો કંઇપણ સામાન માથે ન્હડાવતા નથી. પણ પેટી વગેરેને ચામડાના પટ્ટા ન્હડાવી ખભે ભરવી લે છે અને બહુ સામાન હોય તો હાથ ગાડીમાં મુકે છે. ઇટાલીના ઘણાખરા સ્ટેશને પ્લાટફોર્મ કરેલા નહિ હોવાથી ન્હડવા ઉતરવાની બહુ અડચણ પડે છે. વળી રેલ્વેમાં માત્ર ગ્લેડસ્ટન બેગ જેવો નાનો સામાન સાથે રાખવા દે છે. બીજું કંઇ વિશેષ રાખી શકાતું નથી. રાત્રે અગ્યાર વાગે બરોબર અમારી ગાડી રોમ જવા ઉપડી.

તા. ૨૭–૮–૧૩ બુધવાર

## 'રોમ.'

રોમ શહેર બીજા ઇમાન્યુઅલ રાજાનું સ્મારક.

સવારે અમારી ગાડી ડુંગરપર ચડતી જણાઇ. આજુબાજુનો પ્રદેશ લીલી હરીઆળીથી ઘણોજ સુંદર જણાતો હતો. ૭॥ વાગે રોમ પહોંચ્યા. અમને સ્ટેશનપર બેસાડી ગાઇડ એક સારૂં હૉટલ તપાસી આવ્યો. આ હૉટલમાં માળ ઉપર જવા માટે 'લીફ્ટ' હતું અને રોમ શહેર જુના વખતથી સુપ્રસિદ્ધ છે અને ઈ. સ. ૧૮૭૦ માં ઇટાલી દેશ પાછો સ્વતંત્ર થયા પછી આ શહેર રાજધાની તરીકે મુકરર કરેલું છે. શહેરના રસ્તા ફરસબન્ધી હોઇ શહેરમાં ઇમારત ભવ્ય અને સુંદર છે. હૉટલમાં આવ્યા પછી તુરતજ અમે સેંટપીટરનુ મહાન્ મંદીર જોવા ગયા. રસ્તામાં એક વિશાળ ચોકમાં બીજા વ્હીકટર ઇમાન્યુઅલ રાજાનુ સુનેરી ઢોળ ન્હડાવેલું ઘોડેસ્વાર એક સુંદર પુતળું ઉભું કર્યું છે તે જોયું. આ પુતળાની પાછળની બાજુએ એક આરસપાણના ઉંચા ઓટલાપર એક સુંદર આરસપાણનુ મંદીર કરેલું છે તે

ખરેખર પ્રેક્ષણીય છે. આ પુતળુ અને મદિરની ઉત્તમ કારીગરી ઈટાલીને છાજે એવી છે. આ સ્મારકની પાછળ દોઢ કરોડ રૂપૈઆ ખરચ કરી ઈટાલીએ ગુમાવેલી સ્વતત્રતા પાછી મેળવ્યા બદલ આ નરવીરનું નામ અમર કર્યું છે આ રાજાને લોકો "ફાધર ઓફ ઈટાલી" ઈટાલીના પીતા તરીખે ઓળખે છે અને તેના સ્મારક પુતળા ગામે ગામ ઉભા કર્યા છે

અહીથી નીકળી અમે સેંટપીટરના મદીર આગળના ભવ્ય ચોકમાં આવ્યા.

**સેંટપીટરનું મંદીર.**

અહી બે મોટા ફુવારા હમેશ ઉડતા રાખવામાં આવે છે. આ મદિરની શોભામાં ઉમેરો કરવા બે અર્ધગોળ આચ્છાદિત રસ્તા કરેલા છે. આ રસ્તાની બન્ને બાજુએ અનેક પ્રચંડ થાંભલાઓ ગોઠવી તે પરની અગાશીપર દરેક થાંભલા દીઠ સાધુપુરૂષના પ્રચંડ પુતળા બેસાડેલા છે. મદિરમાં જવા માટે વીસ પચીસ પગથીઆ ચડયા પછી એક ભવ્ય પોર્ચ (આચ્છાદીત આંગણું) આવે છે. આ મદીર તમામ ખ્રિસ્તી દેવાલયોમાં શ્રેષ્ટ છે, આ જોયા પછી બીજા બધાં મદીરો નાનાં લાગે છે અને કોઈ પસદ પડતું નથી. આ મદીરમા ૧૮૦૦૦ ચોરસ વાર (લગભગ પોણાચાર એકર) જમીન અંતરાઈ છે અને તેનો ઘુમટ ૧૩૮ ફીટના વ્યાસનો છે અને અંદર મદીરની ઉચાઈ ૪૩૫ ફીટ છે ભીંતમાં અને છોયતળીયે અનેક જાતના અમુલ્ય આરસપાહણ જરેલા છે. અદર મોટ મોટી ઑઇલપેન્ટીંગની છબીઓ છે એવું દુરથી જણાય છે પણ પાસે જઇને જોતાં તે મોઝાઇક (એટલે નાના પત્થરના કકડા ગોઠવેલી છબીઓ) નું કામ માલુમ પડે છે. આ મદિરમાં દેવદુતનાં બે પુતળાં તો દુરથી છેક બાળક જેવાં લાગતાં હતાં તે પાસે જઇને જોયાં તો મોટા માણુમના આકારનાં જણાયાં. અનેક પોપો (ધર્મગુરૂઓ) એ આ મદિર પાછળ કરોડો રૂપિયા ખર્ચ્યા છે. આ મદિરની ભવ્યતા અને સુદરતાની કલ્પના ગમે તેટલું વર્ણન કરીએ તોપણ આવે નહિ માત્ર નજરે જોયા શિવાય ખ્યાલ આવે તેમ નથી. અહીંથી બાર વાગે પાછા ફરી સાંજે પિપલ્સ સ્કેવરમાં ગેરીબાલ્ડીનું પુતળું અને સાર્વજનીક બગીચો જોઇ આવ્યા.

તા. ૨૮-૮-૧૩ ગુરૂવાર

## 'રોમ.'

ગાઇડે કરેલી અમારી જમવાની વ્યવસ્થા.

દૂધ, માખણ, મલાઇ વિગેરે વેચવાની દુકાનને ઇટાલીમાં " લૅારેરીઆ " કહે છે. અમારો ગાઇડ અમને સવારના બ્રેકફાસ્ટ માટે આવા લૅારેરીઆમાં લઇ જતો. તેથી ત્યાં માલ સોંઘો મળી અમને પસંદ પડે એવો ખોરાક મળતો. બપોરે ત્યાં સાંજે દૂધ ભાત મલાઈ બે ત્રણ શાકો અને વટાણાના શણગા એ પ્રમાણે રોજ ખાસ ગાઇડ તૈયાર કરાવતો. શાક હમેશાં માખણમાં તળી તેમાં મીઠું મસ્યું કંઇ પણ નાંખવામાં આવતું નહિ એટલે અમને તે સાવ મોળું લાગી ભાવે નહિ તોપણ અહિંયા જમવા ખાવાની સારી સગવડ મળી હતી.

" વ્હેટીકન પેલેસ. "

આજે પોપનો " વ્હેટીકન પેલેસ " જેવા ગયા આ મહેલમાં અગીઆર હજાર ઓરડાઓ છે એમ કહે છે. અહીંઆ ઑઇલપેન્ટીંગની છબીઓનો સારો સંગ્રહ છે. આ છબીઓ બસો વર્ષ પહેલાં ચિત્રેલી છતાં પણીજ કળા કૌશલ્યથી કાઢેલી જણાઇ. આમાંના ઘણાખરા દેખાવ બાયબલની કથાને લગતા છે. અહીંઆં વળી રોમન સામ્રાજ્ય વખતના હજારો આરસપાહણના પુતળાંઓનું એક મોટું પ્રેક્ષનીય સંગ્રહસ્થાન છે. તે અમે જેયું. ખરા અસલ રોમન પુતળાઓનો આજ સંગ્રહ છે અને બીજા બધા સંગ્રહસ્થાનમાં જે રોમન પુતળા હોય છે. તે આના નમુના પ્લેસ્ટર ઑફ પેરીસના કરેલા હોય છે. વળી અહીંઆ સળગ આરસપહાણના પત્થરના હોજ બનાવેલા છે તે ખાસ જેવા લાયક છે પોપના મહેલના પાંચ સાત ઓરડાઓ જે ઉઘાડા હતા તે અમે જેયા તો તેમાં ટેપેસ્ટ્રીનું કામ ( કપડામાં વણી કાઢેલી રગે બે રંગી છબીઓનું કામ ) ઘણુંજ સુંદર માલુમ પડ્યું. અહીંઆ પોપની તૈનાતમાં એક ખાસ પલટણ રાખેલી છે. આ પલટણના સીપાઇએ માત્ર વિચીત્ર રંગનો પોષાક પહેરી ઠેક ઠેકાણે પહેરો કરતા જેવામાં આવે છે. ઇટાલીના રાજા જોડે પોપને બનતું ન હોવાથી આ પલટનમાં ઇટાલીઅન સિપાઇ ન રાખતાં સ્વીસ વગેરે બહારના સીપાઇઓ છે. આ પ્રેક્ષણીય મહેલ જેતાં જેતાં બપોર પડી ગઇ

**કોલોઝીયમ અને બીજાં પ્રાચીન રોમન ઇમારતો**

જમ્યા પછી અમે ટાયટસ નામના બાદશાહે ઈ૦ સ૦ ૮૦ની સાલમાં બાંધેલી કૉલોઝીયમ નામની ભવ્ય ઈમારત જોવા ગયા આ ઇમારત ગ્લેડીએટર ( મલ્લ જેવા પહેલવાનો )ની અને સિંહ જેવા ક્રૂર પશુઓની લડાઈઓ કરવા માટે બાંધેલી હોઇ તેમાં પચાસ હજાર જોનારા બેસી શકે એવી ગોઠવણ કરેલી છે આ ઇમારત ગોળ આકારની બાંધેલી છે અને તેના $\frac{2}{3}$ ભાગ પડી ગયો છે તોપણ બાકી રહેલા ભાગપરથી આખી ઇમારતની ભવ્યતાની ખાત્રી થાય છે આ મહાન અગડ જોઇ કોન્સ્ટન્ટાઇન બાદશાહના વિજયનું સ્મારક કરવા બાંધેલો મોટો દરવાજો ( આર્ચ ) જોઇ પ્લાટાઇન ટેકરી ઉપર સીઝર બાદશાહનો પડી ગયેલો મહેલ જોયો પેન્થીઑન નામની જુની પ્રચંડ ઇમારત જોઈ પાછા ફરતા ટ્રેજન માર્કસ અને ઑરેલિયસ બાદશાહના જય સ્તંભો અને ફોરમની જગ્યા જોઇ ઘેર આવ્યા આ ઇતિહાસ પ્રસિદ્ધ સ્થળોની એક વખતની જાહોજલાલી અને હાલની ખંડેર સ્થિતી જોઈ ભર્તૃહરીના " सा रम्या नगरी महान्स नृपति " એ શ્લોકની યાદ થઇ આવે છે અને આ નશ્વર જગતમાં કોઇની પણ મોટાઇ ચીરકાલ ટકતી નથી એ વાતની ખાત્રી થાય છે અને કવિએ કહેલા " कालाय तस्मै नमः " એવાજ શબ્દોમાંજ કાલને વંદન કર્યું

**ઓપેરા હાઉસ**

કોતર કામ તથા ચિત્રકળામાંજ ઇટાલી દેશ પ્રખ્યાત છે એટલુંજ નહી પણ ગાયનવિદ્યામાં પણ તે બહુજ પ્રવીણ ગણાય છે. રાત્રે જમ્યા પછી અમે એક ઓપેરા હાઉસમાં નાટક જોવા ગયા આ હાઉસ એટલે નાટકશાળા ૭ માળની હોઈ તેમાં ૭ હજાર પ્રેક્ષકો એકીવારે બેસી શકે એવી ગોઠવણ છે આવડું મોટું નાટકગૃહ જોઈ હિંદુસ્તાનની નાટકશાળાને શું નામ આપવું તે કંઈ સમજાણું પડે નહિ. યુરોપખંડમાં લોકો નાટક જોવાના બહુ શોખીન હોવાથી નાટક કમ્પનીની પેદાશ ઘણી થાય છે અને તેને લઈ નાટક કમ્પનીઓ આવા ભવ્ય નાટકગૃહો બંધાવી શકે છે અમે એક બોક્ષ ( બેસવાનું ખાનું ) રીઝર્વ કર્યું હતું અહીંયા ખુરશીઓને મખમલ જડેલો હતો અને દાદર પર કીમતી ગલીચો પાથરી દીધો હતો થોડીવાર પછી સ્ટેજપરનો મખમલનો ડ્રોપ પડદો ઉપડયો કે તરતજ બધા દીવા હોલવાઇ ગયા અને સ્ટેજ સીવાયના ભાગમાં અંધકાર થઈ રહ્યો નાટકની સીનસીનેરી, નાટકોનો અભિનય અને ગાનારીઓના મધુરસ્વર સાંભળી અમને બહુજ આનંદ



ઑપેરા હાઉસના અંદરનો દેખાવ-રોમ

*The Bombay Art Printing Works, Fort*

ગયો પણ ઈટાલીયન ભાષા સમજાતી નહિ હોવાથી અને યુરોપીયન ગાયનપદ્ધતી બરોબર ગમતી નહી હોવાથી અમને વચ્ચે વચ્ચે કંટાળો આવી ગયો. બ્હાર અંધારૂ કરવાથી સ્ટેજપરની સીનસીનેરી, અને અભિનયને વધારે શોભા આવે છે એવુ માનવું જણાયું. સ્ટેજપર કોઈ અભીનય અગર ગાયન ઘણું ઉત્તમ અને પ્રેક્ષકોને ઘણું પસંદ પડે છે તો આ નાયક પાછો અંદર જતી વખત ટાળીઓ પાડી તેને બ્હાર બોલાવવામાં આવે છે અને તે નાયક પ્રેક્ષકો તરફ માથું નમાવી નમન કરી પાછો ચાલ્યો જાય છે કોઈ કોઈ વખત ઘણા સારા નાયકને બે ત્રણ કે ચાર વાર બ્હાર બોલાવવામાં આવે છે પણ આપણા દેશ પ્રમાણે "વન્સમોર"ની બુમો પાડી લાકડીઓ ઠોકી સીટીઓ વગાડી શોરબકોર કરી નાયકને ફરી તેજ અભિનય અગર ગાયન ફરી કરવાની ફરજ પાડવાનો રીવાજ નથી. યુરોપમાં સ્ત્રી પાત્રો સ્ત્રીઓજ હોય છે નાટકની ખરી મોસમ શિયાળાની હોવાથી આજે નાટકગૃહમાં બહુ ભીડ નહોતી. નાટક ચાલુ હોય ત્યારે પ્રેક્ષકો એવા શાન્ત રહે છે કે નાટકનો દરેકે દરેક શબ્દ બરોબર સંભળાય છે. આપણી જેમ સ્ત્રીઓ ન્હાનાં રડતાં બાળકો નાટકશાળામાં લાવતા નથી એટલે શાંતી બહુ સારી સચવાય છે.

તા. ૨૯-૮-૧૩ શુક્રવાર

## 'રોમ.'

સેંટપીટર અને ઇસુખ્રીસ્તની મુલાકાતનું સ્મારક.

રોમ શહેરની બહાર એપીઅન રોડ ઉપર એક મંદીર છે તે અમે જોવા ગયા. અમલ જ્યારે સેંટપીટરને ધર્મ ફેલાવવા માટે કેદમાં નાંખ્યો હતો ત્યારે તે કેદખાનામાંથી નાસી છુટી આ ઠેકાણે આવ્યો. ત્યારે ઇસુખ્રીસ્તે તેને દર્શન આપ્યુ અને પાછા કેદખાનામાં જવા અને ધર્મ માટે પ્રાણ આપવા ઉપદેશ કર્યો હતો આ મંદીરમાં ઇસુખ્રીસ્તની પાદુકાઓ બેસાડી તે મુલાકાતનુ સ્મારક કર્યું છે. આ સ્થળ રોમન કે થોલીક લોકો બહુ પવીત્ર માનતા હોઈ અહીં બહુ જાત્રાળુ આવે છે.

કમાટા કુમસ.

અહીંથી નીકળી સેંટપોલનું મંદીર જોવા જતાં રસ્તામાં કમાટા કુમસ (ભોયરામાંની ભુલભુલામણી) જોવા ગયા અસલ જ્યારે ખ્રીસ્તી લોકોનો ધર્મ માટે અમાનુષિક છળ કરવામાં આવતો તો ત્યારે તેઓએ આમાંથી

નાશી છુટવા માટે આવી અનેક ભુલભુલામણીઓ રોમ શહેરની આસપાસ કરેલી છે એક ન્હાના મદીરને ગયા પછી ત્યાના બાવાએ એક ઓરડીનું બારણું ઉઘાડી અમને અદર લઈ ગયો પછી અમારા દરેકના હાથમા અકેકી મીણબત્તી આપી તે સળગાવી અને તે બાવો અમને લઈ ગયો ત્યા એક પછી એક અંધારા ભોંયરામા ગયા અહીંનો રસ્તો સાવ સાકડો હતો અને વચ્ચે વચ્ચે ધર્મ માટે મરેલા અનેક સાધુઓના હાડમ ગોઠવી રાખ્યા હતા તે અમને બતાવ્યા આશરે ૫ દરેક મીનીટ આ બીનાશવાળી અંધારી જગ્યોમા અમે ફર્યા નહી એટલામા તો પાછા ક્યારે બ્હાર નીકળીશુ એમ થવા લાગ્યુ આવા રસ્તા ભુલભુલામણી જેવા કરેલા હોવાથી કેટલેક ઠેકાણે બે ત્રણ માઈલ લાબા રહે છે આ રસ્તાઓના હાલ બીલકુલ ઉપયોગ થતો નહિ હોવાથી સાવ નાદુરસ્ત થઈ ગયેલા છે ફરેતે રસ્તે અમને બાવો પાછા અમને બ્હાર લાવ્યો આ રસ્તાઓ બનાવવામા એક એવી ખુબી છે કે અમે પાછા આવતા અમને એવો ભાસ થયે કે આપણે નીચેના નીચે જઈએ છીએ પણ જ્યરે બ્હાર આવ્યા ત્યારેજ જાણ્યુ કે ભોયરુ પુરૂ થયુ છે આના રસ્તામા ઘણી વાર લોકો ભુલા પડી જાય છે એક વખત એક અંગ્રેજ મુસાફર ભુલો પડી ગયો તેનો પત્તોજ નથી એવુ અમારા ગાઇડે જ્યારે અમને કહ્યુ ત્યારે અને સુરક્ષિત પાછા આવ્યા તેથી અમને બહુ આનદ થયો

ત્યાથી અમે 'સેટપોલ"નુ મદીર જોવા ગયા રસ્તામા અનેક જાત્રાળુઓ પગે જતા હતા તેમની દરેકની છાતીપર એક બીલ્લો લગાડેલો જોઈ અને તપાસ કરી તો આ લોકો રોન દેશના ખેડુતો હોઈ પગે ચાલી જાત્રા કરવા આવ્યા છે એવુ જાણ્યુ અગ્યાર વાગે અમે મદીરમા પહોંચ્યા અહીયા ૧૨૦ મોટા એક અગગ મોટા આરસપહાણના થાંભલાઓ અને કાચ ઉપર કાઢેલા સેટપોલના ચિત્રો ઘણા જોવા લાયક છે આજ સુધીના તમામ પોપોની છબીઓ મોઝાઇક કામમા કાઢેલી છે એક કબર ઉપર લીલા રગનો આરસપહાણ જોઈ અમને બહુ નવાઇ લાગી મદીર જોઈ રહ્યા પછી આનતી વખ્તે રાટપોલ અને સેટપીટરનુ જુના વખતનુ જમીનમા દટાઇ ગયેનુ ઘર ખોદી કાઢ્યુ છે તે જોયુ

સેટપોલનુ મદીર

બપોરે કૉન્સ્ટન્ટાઇન રાજાનુ મદિર જોઈ લૅટેરાન મદિર જોયુ ધર્મ દ્રષ્ટિથી આ મદિર સેટપીટરના મદિર કરતાં પણ વધારે પવિત્ર છે આની નજીક એક મદિરમા ૨૮ આરસપહાણના પગથીઆ છે તે ઇસુખ્રીસ્તના પાદસ્પર્શથી પવિત્ર થયેલા મનાય છે આ

ઇસુખ્રીસ્તના પાદ સ્પર્શથી પુનીત થયેલો દાદરો

પગથીઆ એક રોમન બાદશાહ જેરૂસલમથી અહીંયા લઈ આવ્યો છે. અને આ પગથીઆ પર કોઇને પગ મુકી ચ્હડવા દેવામાં આવતું નથી. પણ શ્રદ્ધાળુ લોકો ઘુટણીએ પડી આના ઉપર ચ્હડી જાય છે. કેટલાકને આવી રીતે ચ્હડતાં જોઇ અમને તેમની ધર્મ શ્રદ્ધા માટે બહુજ આશ્ચર્ય લાગ્યું. રાત્રે અગ્યાર વાગ્યાની ગાડીએ ફ્લૉરેન્સ જવાનું હોવાથી વચલો વખત ગાળવા અમે "પૉંપીનો પલયકાળ" ( લાસ્ટડેઝ ઑફ પૉંપી ) નું સિનેમેટોગ્રાફ નાટક જોવા ગયા. અમે જાતે પૉંપી શહેર જોઇ આવેલા હોવાથી અમને બહુ આનંદ થયો. ત્યાંથી સ્ટેશનપર જઇ ફ્લૉરેન્સ માટે જવા નીકળ્યાં.

તા. ૩૦–૮–૧૨ શનીવાર.

## ફ્લૉરેન્સ.

ફ્લૉરેન્સ

સવારે ૭ વાગે જાગ્યા તો ડુંગરના રમણિય દેખાવો દેખાતા હતા. આ ડુંગરપર ઉંચે બંગલાઓ જોઇ તે ઠેકાણે લોકો શી રીતે જતા આવતા હશે તે અમને નવાઇ લાગી. ૬ાા વાગે ફ્લૉરેન્સમાં ઉતરી એક હૉટેલમાં મુકામ કરી ગામ જોવા નીકળ્યા. રસ્તામાં એક મંદિર અને કંપાનિલ નામનું ટાવર જોઇ આરનોલ્ડ નદીનો પુલ ઓળંગી એક હવા ખાવાની ટેકરી ઉપર ગયા. આ ટેકરી ઉપરથી શહેરનો દેખાવ ઘણોજ મનોહર દેખાતો હતો. ફ્લૉરેન્સને બગીચાનું શહેર કહે છે તેની અહીં ખાત્રી થઇ અહીંથી યુરીજી નામની પીક્ચર ગૅલેરી જોઇ અહીંઆ ઓઇલ પેન્ટીંગનો ઘણોજ મોટો અને સારો સંગ્રહ છે. જુના વખતની તસબીરો સાથે નવા નામાંકિત ચિત્રકારોની પણ છબીઓ અહીંઆ મુકેલી છે. સાંજે કસીનો નામનો બગીચો છે ત્યાં ફરી આવ્યા. આ બગીચો એક જંગલજ હોઇ તેમાં હરવા ફરવાના સારા રસ્તાઓ કરેલા છે. આ બગીચાને "નેચરલ ગાર્ડન" એટલે કુદરતી બાગ કહે છે. આ બગીચાના એક ખુણામાં કોલ્હાપુરના શ્રી છત્રપતિ રાજારામ મહારાજ તેમના પ્રવાસ દરમ્યાન અહીં ગુજરી જવાથી તેમની એક છત્રી બાંધેલી છે. સાંજે ઉપહારગૃહમાં નાસ્તો કરવા ગયા. અહીં સેંકડો માણસો બહારથી થકું ફરેલું દૂધ પીવા આવતા. સાંજે ફરી આવ્યા પછી ચ્હા અગર સોડાવૉટર લેમન જેવા પેય પદાર્થો પીધા કરતાં દૂધ પીવાનો અહીંનો રીવાજ અમને બહુ પસંદ પડ્યો.

તા. ૩૧-૮-૧૩ રવીવાર.

## ફ્લૉરેન્સ.

આજે અહીંનું જુના અને નવા ચિત્રોનું સંગ્રહાલય જોવા ગયા. રસ્તામાં કેટલાક છોકરાઓ અમારી ગાડીપર ચઢી અમે કઇના છીએ એવું ઇશારાથી પુછી અમે " ઈંડીયા " ના છીયે એમ કહેતા ત્યારે તેઓ સલામ કરી નીચે ઉતરી જતા. આ જોઇ અમને બહુ ગમ્મત થઈ. અહીંથી પછી " મ્યુઝીઓ નેશનલ " નામનું જુના વખતના હથીઆરનું સંગ્રહસ્થાન જોઈ પાછા ઘેર આવ્યા. અહીંની ભાડાની ગાડીઓને તથા મોટર ગાર્ડીઓને " ટેક્સીમીટર " લગાડેલું હોય છે. આ યંત્રથી ગાડી કેટલા માઈલ દોડી અને ભાડું કેટલું થયું તેના આંકડા પોતાની મેળે નીકળી આવે છે. એટલે ગાડીવાળા જોડે ભાડું ઠરાવવાની કટકટ રહેતી નથી.

એન્શીયંટ અને મૉડર્ન પીક્ચર ગેલેરી.

સાંજે બાબોલી ગાર્ડન જોવા ગયા આ બગીચો એક ખાનગી માણસની માલકીનો હોય ઘણોજ સુંદર બનાવેલો છે. આના રસ્તાની બન્ને બાજુએ વેલ લગાડી રસ્તા ઉપર માંડવા જેવી છાયા કરી દીધી છે અહીંઆ પ્રસિદ્ધ ગણાતી ગેલીલીઓના વખતની " ઑબ્સરવેટરી " વેધશાળા છે. અહીંથી પાછા ફરતી વખત એક મંદિર જોયું. અહીંઆ અનેક ભાવિક લોકોએ બાધા રાખી અનેક ચાંદીની રકમો નજર કરી છે. મંદિરમાં આખો દીવસ ને રાત અખંડ દીવો બાળવામાં આવે છે. આપણા ધર્મ જેવોજ આ રીવાજ જોઇ અમને બહુ નવાઈ લાગી.

બાબોલી ગાર્ડન.

તા. ૧-૯-૧૩ સોમવાર.

## ફ્લૉરેન્સથી વ્હેનીસ.

સવારે સાત વાગે અમે વ્હેનીસ જવા નીકળ્યા. રસ્તામાં એપીનાઇન પર્વતના ઘાટમાં ગાડીને બે ઈન્જીન લગાડવામાં આવ્યા. આ ઘાટમાં ૪૬ બોગદા હોય તે બહુ પાસે પાસે આવેલાં છે એટલે એક બોગદામાંથી ગાડી નીકળી કે બીજું લાગુંજ છે આથી કરીને ધુમાડો બહુ ભરાઈ જાય

વ્હેનીસ.



વ્હેનીસમાંનો રિયોડી મેંડી કૅટી નામનો જલમાર્ગ.

The Bombay Art Printing Works, Fort.

ભોગદમાં ખંડાળાના ઘાટ જેવી મઝા પડતી નથી. બપોરે બે વાગે એક લાંબો પુલ ઓળંગી અમારી ગાડી વ્હેનીસના સ્ટેશનપર આવી પહોંચી. સ્ટેશનની બહાર આવ્યા ત્યારે રસ્તાના બદલે મોટી મોટી નહેરો માલુમ પડી. અને ભાડાની ગાડીઓને બદલે હોડીઓ ઉભી હતી. આ શહેર પાણીમાં વસેલું હોવાથી એક જગ્યાએથી બીજી જગ્યાએ જવા માટે હોડીનોજ ઉપયોગ કરવો પડે છે. સમુદ્રમાં ન્હાના ન્હાના ૧૧૭ બેટો હોઇ આ બેટના સમુદ્રમાં શહેર વસેલું છે પગે જવા માટે આ શહેરમાંના જલ માર્ગો ઉપર ૩૭૮ પુલ બાંધેલા છે. તોપણ શહેરનો ઘણોખરો વ્યવહાર જલ માર્ગેજ થાય છે. અમે એક હોડી ભાડે કરી એક હોટલમાં ગયા.

સેંટમાર્ક સ્કેવર

સાંજે નજીકમાંજ આવેલો સેંટમાર્કનો ચોક જોવા ગયા. આ ચોક ૫૭૬ ફીટ લાંબો અને ૨૭૦ ફીટ પહોળો છે. આની ચારે બાંજુએ જુના વખતના રાજ્યઘરોની ઇમારતો છે. આ બધો ચોક ફરસબંદી હોઇ એક બાજુએ સેંટમાર્કનું મંદિર છે. આનાં જેવો સુંદર ચોક અમે અમારા આખા પ્રવાસમાં કોઇપણ ઠેકાણે જોયો નહિ. આ ચોકમાં ઘણા કબુતરો માણસને હળી ગયેલા હોઈ હાથમાંથી મકાઇના દાણા ખાય છે. અહીંથી નીકળી સ્ટીમ લૉંચમાં બેસી ગ્રાંડ કેનાલમાં ફરી આવ્યા. આ ગામમાં કેટલાક સ્ત્રી પુરૂષો ૬૫–૭ ફીટ ઉંચાઇના અમે જોયા.

તા. ૨–૯–૧૩ મંગળવાર

## વ્હેનીસ.

સેંટમાર્કનું મંદિર અને ડ્યુકલા પૅલેસ.

સવારે સેંટમાર્કનું મંદિર જોવા ગયા. આ મંદીરમાં મોઝાઇક કામ ઘણુંજ હતું. તે મંદીર નજીકના કૅપેનાઇલ નામના ૩૨૨ ફીટ ઉંચા ટાવર પર ચડી અમે આખા વ્હેનીસ શહેરનો દેખાવ જોયો. પછી ડ્યુકલ પૅલેસ જોવા ગયા. આ વાડામાં ઑઇલ પેઇન્ટીંગ ઘણા જોવા લાયક છે. અહી એક ૭૨ ફીટ લાંબી અને ૨૩ ફીટ પહોળી એક મોટી સ્વર્ગની કાલ્પનીક છબી છે. આવડી મોટી પ્રચંડ છબી જોઈ અમને બહુજ વિસ્મય થયું વાડાની એક બાજુએ તુરંગખાતુ જોઈ સેંટમાર્કના ચોકમાં પાછા આવ્યા.

પિઆઝેલ કહ્યુમો કહે છે. આ ચોક આખા સહેરમાં મુખ્ય હોઇ અહીંઆ પણ વિકટર ઇમાન્યુઅલ રાજાનું ઘોડાપરનું પુતળું ગોઠવેલું છે. ઘોડા અને સ્વારની અહીંની આકૃતિ ઘણીજ સુંદર છે.

હિસ્ટારીકલ નેશનલ મ્યુઝીઅમ

શ્રીમંત મહારાજા સાહેબ સાથે રા. પેંડસે હોવાથી તેમને શ્રીમંતનો મુકામ હાલ કયાં છે તે સંબંધે કુક ઑફીસ મારફત ખુલાસો પુછાવ્યો હતો. અહીં કુકની ઑફીસમાં રા. પેંડસેનો કાગળ મળ્યો, તેમાં શ્રીમંતની સ્વારી સ્વીટ્ઝર્લેન્ડમાં સેંટ મૉરિત્ઝ નામના ગામમાં હોઇ શ્રીમંતે અમને ત્યાં આવવાનું ફરમાન કર્યું હતું; એટલે આવતી કાલે સવારની ગાડીએ સેંટમોરીત્ઝ જવાનું ઠરાવી કુક કમ્પનીની ઑફીસમાંથી રેલ્વે ટીકીટો ખરીદ કરી; અહીંથી નીકળી અમે મિલાનના જુના કિલ્લામાં હિસ્ટરીકલ ન્યાશનલ મ્યુઝીઅમ જોવા ગયા. અહીંઆ ઇટાલી દેશ સ્વતંત્ર કરવામાં જે વીરપુરૂષોએ દેહત્યાગ કર્યો હતો તેમની છબીઓ, તેમનો લશ્કરી પોષાક, તેમના હસ્તાક્ષર વિગેરે અનેક વસ્તુઓનો સંગ્રહ કર્યો હતો. આ લડાઇના પણ અનેક ચિત્રો કાઢી મુકેલા છે. આ જોઇ બહારનો બગીચો અને તેમાં ઇ. સ. ૧૮૭૧ ની લડાઈ પછી ઇટાલીને સ્વાતંત્ર મળ્યું ત્યાં શાંતતાનું સામ્રાજ્ય શરૂ થયું તેના સ્મારક માટે. બાંધેલી શાંતતાની કમાન ( આર્ચ ઑફ પીસ ) જોઈ અને પછી હૉટેલમાં પાછા ફર્યા.



આ ચોકમાં કાચનો સામાન વેચવાની અનેક દુકાનો છે. આ દુકાનદારો પ્રવાસીઓને દુકાનપર આવી સામાન જોવાનો બહુજ આગ્રહ કરે છે. આ શહેરની કાચ પરની નકસી જગ પ્રસિદ્ધ છે. અને લાખો રૂપૈયાનો માલ અહીથી હિંદુસ્તાને ચ્હડે છે. અમે એક દુકાનમાં જઈ ત્યાં નાના પ્રકારનો કાચ સામાન જોઇ છક થઇ ગયા. થોડી એક ખરીદી કરી સાંજે લીડો નામનો બેટ જોવા બોટમાં બેસી ગયા. આ બેટમાં સમુદ્ર સ્નાન કરવા ઘણા લોકો વ્હેનીસથી આવે છે. અહી ટ્રામની માફક સ્ટીમલૉન્ચ ફરે છે. સાંજે પાછા ફરતાં એક દુકાનેથી મોઝાઇક કામની વસ્તુઓ ખરીદ કરી પણ આમાંની કેટલીક ચીજ અમે દુકાનપર ભુલી ગયા. ઘેર આવ્યા-પછી આ ભુલની ખબર પડવાથી ગાઇડને ફરી ત્યાં મોકલ્યો. પ્રથમ દુકાનદારે તો હાથ મુકવા દીધો નહિ પછી ગાઇડે જ્યારે પોલિસને ખબર આપવાની ધમકી આપી ત્યારે તે ચીજો મળી. આ શહેર પાણીમાં વસેલું હોઈ ઘણુંજ નમુનારૂપ છે પણ હવા ઘણી સરદ છે. આજે રાતની ગાડીએ અમે મિલાન જવા નીકળ્યા.

વ્હેનીસનું કાચકામ

તા. ૩-૯-૧૩ બુધવાર.

## મિલાન.

ઇટાલીના લંબાર્ડી નામના સુપીક પ્રદેશમાં મિલાન (મિલ્યાનો) વસેલું છે. અમારી ગાડી મિલાન નજીક જ્યારે આવી ત્યારે મીલોનાં સેંકડો ભુંગળાં દેખાવા લાગ્યાં. આ શહેર ઉદ્યોગ ધંધામાં ઇટાલીમાં પહેલે નંબરે હોઇ અહીં ગરમ, રેશમી, સુતરૂ કાપડ તેમજ પથરનું નકશી કામ ઘણું ઉત્તમ થાય છે. આઠ વાગે સ્ટેશન ઉપર ઉતરી હૉટેલમાં ગયા.

મિલાન.

જમીને અમે કેથિડ્રલ જોવા ગયા. આ મંદિર આખું આરસપહાણનું બનાવેલું હોઈ તેની બ્હારની બાજુએ બે હજાર પુતળાં બેસાડેલાં છે. અંદર ૩૨ ફીટ ઘેરાવના પર થાંભલા જોઇ અમે તો છક થઇ ગયા. સેંટપીટરથી ઉતરતું આ મંદીર બીજા નબરનું જોવા લાયક છે. આ મંદિરના ટાવરના ૪૯ પગથીઆ ચ્હડી ઉપરથી આખા શહેરનો દેખાવ જોયો. સામે ચોક છે તેને

મિલાનનું કેથિડ્રલ.

# ભાગ ૭ મો.

# स्विट्झर्लेन्ड.

## મિલાનથી સેંટ મૉરિટ્ઝ.

તા. ૪-૯-૧૩ ગુરૂવાર.

ઇટાલીઅન સરોવરોનો દેખાવ.

સવારે ગાડી નીકળી તે એક કલાકમાં ઘાટ ચ્હડી ગયા પછી નામાંકિત ઇટાલીઅન સરોવરોનો દેખાવ શરૂ થયો. લોકો અને કોમો આ બે સરોવરના કિનારેથી રેલ્વેનો રસ્તો હોવાથી ગાડીમાંથી આ દેખાવ જોવાની બહુ સારી તક મળી. આ સરોવરોની પહોળાઈ ત્રણ સાડાત્રણ માઇલ હોઇ લંબાઇ ૫૦-૬૦ માઇલ છે. સરોવરની ચારે બાજુએ ડુંગરો હોવાથી દેખાવ ઘણોજ રમણીય લાગે છે સરોવરના કિનારે હજારો બંગલા બંધેલા છે. બાર વાગે અમારી ગાડી ટીરાંનો જંકશને આવી પહોંચવાથી અમે ત્યાં ઉતર્યાં.

સ્ટીમ આલ્પાઇન રેલ્વે.

અહીંથી સેંટ મોરિટ્ઝ જવા માટેની વીજળીથી ચાલનારી એક ન્હાની રેલ્વેમાં બેઠા. આ ગાડીને ટ્રામ જેવા ચાર ડબ્બા હતા. એક વાગે આ ગાડી ડુંગર પર ચ્હડવા લાગી, આલ્પસ પર્વત ઘણો ઉંચો હોવાથી આ રસ્તો ઘણા ફેરમાં આડો અવળો કરેલો છે. જેમ જેમ ઉપર જતા ગયા તેમ તેમ હવા થંડી માલુમ પડી. બરફથી છવાએલા શીખરોનો દેખાવ અને અનેક ધોધના સુંદર દેખાવો જોઇ અમને ઘણોજ આનંદ થયો. બરફ ઉપર સૂર્યનો પ્રકાશ પડતો હોઇ અવર્ણનીય શોભા જણાતી હતી. બરફની નદીઓ માટે અને વચેલું હતું તે આજ પ્રત્યક્ષ જોવા મળી. એક માઇલ પહોળી બરફની નદી, ગગનચુંબિત બરફથી ઢંકાયેલા

ડુંગરો, મોટ મોટી ઉંચી ખીણો, પાઇન ઝાડોનાં મોટાં જંગલો વિગેરે ભવ્ય દેખાવ જોઈ સૃષ્ટિની અદ્ભુતતા અને વિશાળતા માટે અને મનુષ્યની લઘુતા વિષે અનેક તર્ક વિતર્ક થવા લાગ્યા. આજનો રમણિય અને ભવ્ય દેખાવ અમારાથી કદી ભુલાશે નહિ ચાર વાગે સાંજે સેંટ મૉરિત્ઝ સ્ટેશને પહોચ્યા અને ગાર્ડની ભલામણથી એક હૉટલમાં જઈ મુકામ કર્યો.

શ્રી મહારાજ સાહેબની ભેટ.

અહીં આવવાનો મુખ્ય હેતુ શ્રીમંત મહારાજા સાહેબની મુલાકાત લેવાનો હતો. એટલે લુગડા કપડાં બદલી અમે તરતજ ભાડાની ગાડીમા બેસી "સુવ્રેતા હાઉસ" નામની હૉટલમાં ગયા. અહીંયા રા. પેંડસે તરફ વિઝીટ કાર્ડ મોકલાવી ખબર આપતાંજ અમને રા. પેંડસેની રૂમમાં બોલાવવામાં આવ્યા શ્રીમંત મહારાજા સાહેબને વર્દી આપતાંજ તેઓશ્રીએ કૃપાવંત થઇ અમારી તરતજ મુલાકાત લીધી. શ્રીમંતે ઘણીજ ખંતથી અમારા પ્રવાસની હકીકત પુછી, અને અમે બન્ને કુટુંબ મના માણસો યુરોપના પ્રવાસે નીકળી આવ્યા માટે ખુશી બતાવી. સાંજે શ્રી. સૌ. મહારાણી સાહેબ બહારથી ફરી આવ્યા ત્યારે તેમની પણ મુલાકાત થઇ. કુટુંબના કોઇ પ્રેમાળ વડીલને મળીએ ને જેટલો આનંદ થાય તેટલો આનંદ આજે અમને થયો. શ્રીમંતે અમને અહીં બે ત્રણ દિવસ રહી બરફની ગુફાઓ બરફની નદીઓ વિગેરે જોઈ આગળ પ્રવાસમાં જવા આજ્ઞા કરી. સાંજે શ્રીમંતની રજા લઈ પાછા હૉટલમાં આવ્યા. અને નાઇડે અમારી નોકરી ઘણીજ સારી ઉઠાવેલી હોવાથી આગળના પ્રવાસમા પણ તેને પ્રથમના કરારથી આગળ લેવાનુ ઠરાવ્યુ.

તા. ૫-૯-૧૩ શુક્રવાર.

## સેંટ મૉરિત્ઝ.

બરફની ગુફા.

આજે બપોરના બાર વાગે મારતરીશ્ન સ્ટેશન પાસે બરફની ગુફા છે. તે જોવા ગાડીમા બેસી ગયા અહીં ટાઢ ઘણી હતી તેમા વળી આજે વરસાદ થયેલો હોવાથી ઘણી અડચણ પડી. આ સ્ટેશનથી દસ મિનીટના રસ્તાપરજ બરફની ગુફા હતી તે જોવા અમે ગયા દુરથી તો જાણે ડુંગરની ગુફા હોય એવુ જણાતુ હતુ-પણ અંદર ગયા પછી બસે ત્રણસે ફીટ ડુંગર બરફનોજ હોય તેમા આ ગુફા કોતરી કાઢેલી હતી અંદરની બાજુથી

બરફનો લીલો રંગ બહુજ મજાનો દેખાતો હતો. અહીં તાઢ બહુજ વાતી હોવાથી અમે સ્ટેશનપર પાછા આવ્યા ત્યાંથી નજીકજ બરફની નદી હતી પણ વરસાદ પડેલો હોવાથી બરફમાં ચાલવાનું બહુ મુશ્કેલ લાગવાથી તેમજ બરફપર ચાલવા માટે અણીવાળા ખીલા મારેલા બુટ, તથા અણીવાળી ખીલી જડેલી લાકડીઓ અમારી પાસે ન હોવાથી આ નદીપર જવાનું અમારાથી બન્યું નહિ. અહીંથી પાછા આવી સાંજે પાછા શ્રીમંતની મુલાકાત લેવા ગયા. આજે સાંજે શ્રી. સૌ. મહારાણી સાહેબે આગળનો પ્રવાસ કયા રસ્તેથી કરવો તે માટે ઘણી સારી માહિતી આપી.

તા. ૬-૯-૧૩ શનિવાર.

## સેંટ મૉરિત્ઝ.

સેંટ મોરિત્ઝ હવા ખાવાનું સ્થળ હોઈ અહીંઆ હજારો સારી હોટેલો અને બગલાઓ થયેલા છે. આ ગામ નજીક આ ગામના નામનું એક સુંદર તળાવ છે. નજીકની ટેકરીઓપરથી સૃષ્ટિ શોભા ઘણીજ રમણીય જણાય છે. મોટ મોટા ચાર ઘોડાની ચોકડી એક ધેરા ભરેલા ગાડાને જોડેલી જોઈ અહીંની સાંપત્તિક સ્થિતી માટે અમને બહુ નવાઈ લાગી. બપોરે પાછા શ્રીમંત મહારાજા સાહેબને મળવા ગયા. ત્યાં કેટલીકવાર બેઠા. પછી આવતી કાલે આગળના પ્રવાસ માટે નિકળવાનું હોવાથી શ્રીમંતની સવિનય રજા લીધી.

સેંટ મૉરિત્ઝ.

તા. ૭-૯-૧૩ રવિવાર.

## સેંટ મૉરિત્ઝ.

સવારે કુક ઑફીસમાંથી રેલ્વે ટિકીટો ખરીદી, સરોવરના કિનારે ફરી આવ્યા પછી બપોરે સાડા ચાર વાગે સ્ટેશન ઉપર ગયા સાડા છ વાગે ગાડી ઉપડી તે નવ વાગે કૂર જ કશને પહોચી અહીંથી બીજી ગાડીમાં બેસી

વિએનાસ જવા નીકળ્યા.

બાર વાગે બુક્સ સ્ટેશને પહોંચ્યા. અહીં ઑસ્ટ્રીઆની હદ લાગતી હોવાથી અમારો સામાન તપાસવામાં આવ્યો. પણ અહીં બહુ સખતાઇ જોવામાં આવી નહિ. વિએના બહુ છેટું હોવાથી અમે ઇન્સબ્રુક ગામ ઉતરવાનો વિચાર ફરી અમે બીજી ગાડીમાં બેઠા. ઉજાગરાથી તરસ લાગવાથી થંડુ પાણી ગાડી પાસે મંગાવી પીતા હતા તે જોઇ અમારા ડબ્બામાંના બીજા ઉતારૂઓને અમે ફક્ત સાદું પાણી પીએ છીએ એ જોઇ બહુ આશ્ચર્ય લાગ્યું એમ જણાયું.



# ભાગ ૮ મો.



# ऑस्ट्रिया.

## ઇન્સબ્રુક.

તા ૮-૯-૧૩ સોમવાર

ઇન્સબ્રુક

સવારે સાત વાગે ઇન્સબ્રુક પહોંચ્યા નજીકની એક હૉટલમા મુકામ કરી ભગની ગાડીમા બેસી ગામ જોવા ગયા આ ગામ અસ્ટ્રીઅન આલ્પ્સમા હોઈ ઘણુ સુંદર અને નમુનેદાર છે અહીના લોકોને ફુલ ઝાડનો બહુ શોખ છે દરેકના ઘરની બારીમા ફુલ ઝાડના કુંડાઓ મુકેલા જોવામા આવતા હતા નજીકની એક ટેકરી ઉપરથી શહેરનો અને ડુંગરોનો દેખાવ બહુ સુંદર દેખાતો હતો સાંજે સાત વાગ્યાની ગાડીએ વીએના જવા નીકળ્યા ગાડીમા ભીડ હોવાથી અમને એક ઠેકાણે જગ્યા મળી નહિ એટલે જુદે જુદે બેસવુ પડયુ અમે એક ડબ્બામા ચાર જણ સુતા હતા તે જોઇ અમે અગ્યાર વાગ્યાના સુમારે ગાડીમા બે ત્રણ ઉતારૂઓને અમારા ડબ્બામા બેસાડવા માટે અમને કંડકટરે જગાડયા પણ અમે સુતા હતા એવુ જોઈ પેલા નવા ઉતારૂઓ અંદર આવ્યા નહિ અને ઉલટા કંડકટરને અમને જગાડયા માટે ઠપકો દેવા લાગ્યા અને તેઓ બીજા ડબ્બામા જઈ બેઠા આ તેમની ભલમનસાઈ જોઇ અમને બહુ આશ્ચર્ય લાગ્યુ

તા ૯-૯-૧૩ મંગળવાર

## વિએના.

વિએના શહેરનો દેખાવ

સવારે સાત વાગે અમે વિએના સ્ટેશને ઉતર્યા આ શહેર "વિએન નદી" નજીક હોવાથી તેનુ નામ વિએના પડયુ છે આ શહેરનો વ્યાપાર લંડન શિવાય યુરોપના બીજા શહેર કરતા વેગે છે જેથી દેખાતા હજારો



વિયના માના એક રસ્તાનો દેખાવો

The Lo bay 1 t P g Wo ks Fo t

મીલોના જુગળો, પ્રચંડ ઇમારતો ભપકદાર દુકાનો અને પહોળી ડામરની સડકો વગેરેથી આ શહેરનો દેખાવ ઘણોજ ભવ્ય લાગે છે.

આ શહેરની મોટર, બસ વગેરેની રાહદારી જોઇ મુંબઇ શહેર તો એક નાના બચ્ચા જેવું લાગે છે. હૉટલ તરફ જતાં રસ્તામાં અનેક ઉંચા પોલિસ સીપાઇઓ ગાડીઓ જવા આવવાનો બંદોબસ્ત રાખવા ઉભા હતા. હૉટલમાં સામાન મુકી એક દુકાનપર જમવા ગયા. ત્યાં હિસાબ રાખવાનુ યંત્ર જોયું. આમાં ઘરાકો પૈસા નાખે કે તેની તરતજ નોંધેલી પહોંચ છાપેલી યંત્રમાંથી બહાર નીકળે છે. અને યંત્રમાં મુકેલી ચોપડીમાં આ રકમ જમા થાય છે. આ જોઇ અમને બહુ નવાઈ લાગી.

આફ્રિઆટીક પ્રદર્શન.

બપોરે પ્રેટર નામના બગીચામાં ભરાએલું આફ્રિઆટિક પ્રદર્શન જોવા ગયા. આ પ્રદર્શનમાં અનેક જાતની વસ્તુઓ અને ગમ્મતના સાધનો મુકેલાં હતાં. એક જાતના લાકડામાંથી રેશમ બનાવવામાં આવે છે તેના નમુના અહીં મુકેલા હતા. આ પ્રદર્શનમાં એક બસો અઢીસો ફીટના વ્યાસનો એક મોટો ચગડોળ હતો અને આ ચગડોળમાં ઝુલવા પાયણાને બદલે ટ્રામના ડબ્બા લગાડેલા હતા. અને આ ચક્કર યંત્રથી ચલાવવામાં આવતું હતું.

તા. ૧૦-૯-૧૩ બુધવાર.

### વિએના.

રિંગ સ્ટ્રાસે.

આજ ભાડાની ગાડીઓમાં બેસી શહેર જોવા ગયા. આ શહેરમાંનો રિંગસ્ટ્રાસે નામનો રસ્તો ઘણોજ જોવા જેવો છે. આ રસ્તો ત્રણસે ચારસે ફીટ પહોળો હોઇ રસ્તાની બન્ને બાજુએ મોટ મોટી, યુનીવરસિટીની, નાટકગૃહની પાર્લામેન્ટની, ન્યાયમંદિરની, સંગ્રહાલયની, રાજવાડાઓની અનેક ભવ્ય અને સુંદર ઇમારતો હતી અને રસ્તાની વચોવચ ઉભા કરેલા અનેક બ્રોંઝના પુતળાઓ અને ઠેકઠેકાણે ઉડતા ફુવારાઓ જોઇ અમે તો આશ્ચર્યથી છક્કજ થઇ ગયા. આવો ભવ્ય રસ્તો અમે અમારા આખા પ્રવાસમાં કોઇ ઠેકાણે પણ જોયો નથી.

# ભાગ ૯ મો.

## જર્મની.

### વિએનાથી બર્લીન.

તા. ૧૧-૯-૧૨ ગુરૂવાર.

'વિએનાથી બર્લીન.

સવારે ૭ા વાગે બર્લીન જવા સ્ટેશનપર ગયા. અહીંયા વેઇટીંગ રૂમની સગવડ ઘણીજ સરસ છે. ટિકીટ કહાડતાં પહેલાં વેઇટીંગ રૂમમાં બેસવાની છુટ હોય છે. ગાડીના વખત પહેલાં દસ મીનીટ અગાઉ વેઇટીંગ રૂમમાં દરવાજા પર ટિકીટ તપાસી ઉતારૂઓને અંદર લે છે. ત્રીજા વર્ગને માટે પણ એક સારી વેઇટીંગ રૂમ હતી. આપણા દેશમાં ટીકીટ કહાડ્યા પછી વેઇટીંગ રૂમમાં જવાય છે એટલે પહેલાં ઘણો ત્રાસ પડે છે. ૮ા વાગે બર્લીન જનારી ગાડી ઉપડી. બે ચાર સ્ટેશન ગયા પછી બે જુવાન ઉતારૂઓ અમારા ડબ્બામાં આવ્યા પણ અમારો સામાન ઘણો બેસવાની જગ્યાએ મુકેલો હોવાથી આ બન્ને જણ કંઈ પણ તકરાર ન કરતાં ચાલવાની ચાલીમાં ( કોરી ડોર ) ઉભા રહ્યા. આ તેમની ભલાઇ જોઇ અમે શરમાઈ ગયા. અને અમારો સામાન નીચે ઉતારી તેમને બેસવાની જગ્યો કરી આપી. આ બન્ને જુવાન ડચ હતા. આપણા દેશમાં જગ્યા માટે થતી તકરાર યાદ આવી અને આ લોકોની સભ્યતા જોઇ ઘણીજ નવાઇ લાગી. સાંજે ૭ વાગે ટેશચમ સ્ટેશનથી જર્મન હદ લાગવાથી અમારે ગાડી બદલવી પડી. આ પછી જર્મન હદમાં રેલ્વેની બન્ને બાજુએ કારખાનાઓની હાર જણાવા લાગી. રાત્રે સાડા દસ વાગે બર્લીન પહોંચ્યા. અહીંઆ સામાનની ગાડીઓ નીચે ઉતરવા માટે કરેલી "લીફ્ટ"ની યોજના જોઈ અમને બહુ અજબ થયું. આ શહેરના રસ્તાઓ ડામરના હોઇ એવા તો સાફ અને ચકચકિત હતા કે રસ્તા ઉપરના વીજળીના દીવાનું તેમાં પ્રતિબીંબ પડતું જણાતું હતું. અમે એક હોટલમાં જઇ મુકામ કર્યો.



અન્ટરડેન લિન્ડેન-બર્લીન

The Bombay Art Printing Works Fort

તા ૧૨-૯-૧૩ શુક્રવાર

## બર્લીન.

અન્ટર ડેનલિડન

વિએન્નાના રિંગ સ્ટ્રામ જેવો જો કે પહોળો નહિ પણ તેના જેવો સુંદર રસ્તો અન્ટરડેનલિડન નામનો બર્લીનમા છે તે જોવા ગયા રસ્તાની બન્ને બાજુએ પહોળો ફુટપાથ હોઇ તેના પર શોભા માટે ઝાડ રોપેલા હતા રસ્તાની વચ્ચે ઝાડોની બે લાઇનો રોપી તે લાઇન વચમાથી ઘોડા ઉપર બેસી ફરવા માટે રસ્તો કરેલો છે આ શહેરનો મુખ્ય રસ્તો હોવાથી, મોટર બસ, મોટર અને ઘોડા ગાડીઓની મોટી ધમાલ જણાઇ પરચુરણ નાનો સામાન લઇ જવા માટે નાની મોટરકાર વીજળીથી ચાલતી હોઇ. રસ્તાપર પાણીનો છટકાવ પણ મોટર ગાડીથી થતો હતો મોટ મોટી ઇમારતોપર પુતળા બેસાડેલા હોઈ શોભા ઘણી સરસ જણાતી હતી આ પ્રમાણે રાઉંડ જોઇ સાંજે પાછા આવ્યા

વિન્ટર ગાર્ડન થિયેટરના વેરાઈટીનો ખેલ

હોટેલ પરથી વેરાઇટીનુ થીયેટર નજીક હોવાથી ત્યા રાત્રે ખેલ જોવા ગયા, આ થિયેટરની છત ઘણીજ વિચિત્ર તરેહની કરી હતી જ્યારે થિયેટરમા અંધારૂ કરવામા આવતુ ત્યારે આ છતમા ગોઠવેલા ન્હાના ન્હાના વીજળીના અનેક દીવાઓને લઇ જાણે આકાશ મંડળમા તારાઓ શોભે છે તેવો દેખાવ દેખાતો હતો આ ખેલમા એક અજબ જેવો તો એ ખેલ જોયો કે એ મોટા કાચના હોજમા સીલ નામની બે મોટી માછલીઓ સાથે બે જણ પાણીમા ડુબકી મારી આશરે પાંચ મીનીટ સુધી રમતા હતા તેમજ પાણીમા ડુબકી મારી પાણીમાજ બેસી ફળ ચાકુથી કાપી પરસ્પરને આપતા તે પાણીનો પ્રયોગ ઘણો ચમત્કારીક લાગતો હતો આ સિવાય એક મોટા બિલીયર્ડ ટેબલ પરથી રબરનો દડો ઉછાળી સામેની બાજુએ અથડાઈ તે પાછો ફરે ત્યાર ટેબલ પાસે ઉભી રહેતી જે ચાર છોકરીઓ પોતાને માથે નખેલી ન્હાની ન્હાની ટોપલીઓમા તે દડો ઝીલી લેતી હતી આ સિવાય બીજા ખેલ ઘણાજ સારા હતા

તા ૧૩-૯-૧૩ શનીવાર

## બર્લીન.

એક વેરીઅમ

સવારે અહીનુ એક વેરીઅમ એટલે જલચર પ્રાણીઓનુ સંગ્રહસ્થાન જોવા ગયા અંદર જવા માટે માણસ દીઠ એક માર્ક એટલે બારઆના ફી આપી આ ઇમારતમા ન્હાની ન્હાની કુંડીઓમા અનેક જાતના જલચર પ્રાણીઓ જોવામા આવ્યા એક પ્રાણી કના ગોળા જેવુ સફેદ હતુ અને જાણે કંઇ મૃત પદાર્થ હોય એવુ પ્રથમ લાગતુ પણ તેને હાલતુ ચાલતુ જોયુ ત્યારેજ ખરી કલ્પના આવી એમ પત્થરપર ઝાડની મુળો હોય એવા દેખાતા અનેક વિચિત્ર પ્રાણીઓ જોવામા આવ્યા આ સંગ્રહ ઘણોજ જોવા જેવો છે

ઇ સેકટોરીઅમ

આ ઇમારતની ઉપર જીવતા જંતુઓનો સંગ્રહ કરેલો છે તેને ઇન્સેકટોરીયમ કહે છે અહીં અનેક તરેહની માખીઓ હોઇ મધના ઘરમાં મધપુડા કરેલા હતા આ વિચિત્ર સંગ્રહ જોઈ બપોરે બાર વાગે હોટેલમા ગયા અને સાન્જે શહેરમા ફરી આવી રાતની ગાડીએ કલોન જવા નીકળ્યા.

તા ૧૪-૯-૧૩ રવીવાર

## કલોન.

કેથીડ્રલ

સવારે સાત વાગે કલોન ટેશને પહોંચ્યા પાસેની હોટેલમા મુકામ કરી કેથીડ્રલ જોવા ગયા આજે રવીવાર હોવાથી હજારો માણસ આ મંદિરમા આવ્યા હતા આ મંદિર જર્મનીના મોટા મંદિરે માનું છે

કલોનથી ગોનીગ્સ વિટર

ન્હાઇન નદીના કિનારાનો દેખાવ બહુ રમણીય છે એવુ 'ગાઇડબુક' મા વાચેલુ હોવાથી અમે સ્ટીમરમા બેસી ગોનીગ્સ વિટર સુધી ગયા પણ સીનરી અમને બહુ રમણીય લાગી નહિ નદીના બન્ને કિનારે સુન્દર

ગામો હોઇ જલમાર્ગે મોટો વ્યાપાર ચાલે છે. કોનીગસ વિંટર ગામે ઉતર્યા પછી અમારા ગાઇડે બે ઘોડાની ગાડી કરાવી તેમાં ફરી આવ્યા. અહીંયા ટ્રામની સગવડ છતાં ગાઇડે ઘોડાની ગાડી કેમ ભાડે કરી તે વિષે ગાઇડને પુછ્યું ત્યારે તેણે કહ્યું કે બોટમાં આપણે બેઠા હતા ત્યારે કેટલાક જર્મનો એવી ટીકા કરતા હતા કે આ કોઇ ભીકારી લોક જેવા લાગે છે. આથી કરીને તેને બહુ માઠું લાગ્યું એટલે તેમને ફજેત કરવા માટે ગાઇડે બે ઘોડાની ગાડી કરી હતી. અને તે ટીકા કરનારાઓને પ્રત્યક્ષ બતાવી આપ્યું કે અમે કંઇ ભીકારી વટે માર્ગું નથી પણ સારા આબરૂદાર સદ્‌ગૃહસ્થ પ્રવાસ કરીયે છીએ. કેમ કે બોટમાંથી ઉતરી તે ટીકા કરનારાઓ હાથમાં પાકીટ લઇ પગ ઘસતાં જતા હતા. અમારા ગાઇડની આ ટેક જોઇ અમને ઘણો અચંબો થયો. આ ગાઇડ ઇટાલીઅન હોઇ ઘણોજ સ્વદેશાભિમાની હતો અને જ્યારે ત્યારે ઑસ્ટ્રીયન લોકોનો દ્વેષ કરી તેમની પાસેથી અમે કોઇપણ કાળે ટ્રિએસ્ટર બંદર અને આસપાસનો ઇટાલીનો મૂળ પ્રદેશ લીધા વગર છોડવાના નથી એમ બોલી બતાવતો હતો. સાંજે પછી વીજળીની ટ્રામમાં ફ્લોરેન્સ પાછા આવ્યા.



# ભાગ ૧૦ મો.

# फ्रान्स.

## ક્લોનથી પારિસ.

તા ૧૫-૮-૧૩ સોમવાર.

ક્લોનથી પારિસ.

સવારે નવ વાગ્યાની ગાડીથી પારિસ જવા નિકળ્યા રેલ્વેની બન્ને બાજુએ એક સરખા કારખાનાઓ દેખાતા હતા બાર વાગે બેલજીઅમની સરહદ આવી અને ગાડીના ગાર્ડ ડ્રાયવર વગેરે લોકો બદલી નાખવામા આવ્યા. બેલજીઅમની હદનાથી ચાર કલાક અમારી ગાડી જતી હતી ત્યારે બન્ને બાજુએ અસંખ્ય ખાણો અને કારખાના દેખાતા હતા ચાર વાગે ગામાવ જકનને ફ્રેચ હદ લાગી. ફ્રેચ અને જર્મન લોકોનો મેળાપ નાર હોવાથી બધા ઉતારૂઓને નીચે ઉતારી તેમની જકાત માટે સખ્ત તપાસ કરવામા આવી. ફ્રાન્સમા રેલ્વેની બાજુએ કારખાના જણાયા નહિ રાત્રે ૭ વાગે પારીસના ઉત્તર બાજુના સ્ટેશને " ગાર્ઈનાર " પર ઉતર્યા સ્ટેશન કઇ એટલુ બધુ ભપકાદાર નહોતુ પણ સ્ટેશન બહાર ભીડ ખુબ હતી અહીથી પછી હોટલમા ગયા

તા ૧૬-૮-૧૩ મંગળવાર

## પારિસ.

પારિસમા હિંદી ઝવેરીઓ

એકર નામના એક ઝવેરીપર મી ધોડ તરફથી ચીઠી લઈ આવ્યા હતા તેમને અમે મળવા ગયા અહીંયા ગુજરાતમાથી આશરે ૫૦-૬૦ ઝવેરીઓ વેપાર માટે આવી રહ્યા છે અને પેદાશ પણ સારી કરે છે આ લોકો

ઘણા માહમી છે અને ખરો વેપાર પણ એજ છે કે પરદેશનુ સાહસમદી બે પૈસા પેદા કરી દેશમા મોકલવા બહારના દેશનો વેપાર સબધ પ્રત્યક્ષ તુટી ગયેલો હોવાથી હિદુસ્તાનને ઘણુજ નુકસાન પહોચ્યુ છે. પારકા દેશમા પ્રથમ ત્યાક માણસોને બગડવાનો બહુ ભય હોય છે પણ તેથી ના ઉમેદ ન થતા અસખ્ય માણસો પરદેશ જઇ આવશે તો આખરે તેનુ સારુ પરિણામ આવ્યા વગર રહેશે નહિ

બપોરે બુઆ દી બ્લોન નામનો બગીચો જોવા ગયા આ બગીચો "નેચરલ ગાર્ડન" (કુદરતી બાગ) ની પદ્ધતિ પર છે આમા ૩ ½ મૈલ લબાણનુ એક કૃત્રીમ સરોવર છે અને તેમા હોડી ફેરવવાની ઘણી સારી

બુઆ દી બ્લોન,

ગોઠવણ છે અહીંઆ એક ઠેકાણે દસ બાર ગાયો અને દશ પદર બકરીઓ રાખી મુકી છે અને તેનુ દૂધ ગમે ત્યારે ઘરાકને તાજુ કાઢી આપવાની સગવડ કરી છે. અમે અહીંઆ દૂધ પીધુ પણ દરેક ગ્લાસનો એક ફ્રાંક (દસ આના) આપવો પડ્યો અહીઆ સાન્જરે અનેક શ્રીમત લોકો ફરવા આવે છે અહીંથી પાછા ફરતા એક દુકાનેથી ગરમ કપડા વેચાતા લીધા પારીસ શહેરમા વીજળી ટ્રામ કે ટેલીફોનના કોઇ ઠેકાણે તાર દેખતા નહોતા તે તાર બધા જમીન નીચે ગોઠવેલા હોવાથી શહેરની શોભા ઘણી લાગે છે અહીં મોટા રસ્તાપર ગાડીઓની રહાદારી અતિશય હોય છે તેથી એક બાજુ પરથી બીજી બાજુએ સલામત પહોચતા બહુ મુસ્કેલી નડે છે.

તા ૧૭–૪–૧૩ બુધવાર.

## પારિસ.

આજે લુવ્ર રાજવાડામા ઓઇલ પેંટિંગ ચિત્ર કામનો ઉત્તમ સગ્રહ જોવા ગયા આ સગ્રહ એવડો મોટો છે કે ત્રણ કલાક સુધી અમે ફિતાનો જોતા ફર્યા પણ પુરો થયો નહિ આ રાજવાડાની ઇમારત ઘણી સારી હોવાથી

લુવ્ર પીક્ચર ગેલેરી

સગ્રહની શોભા ઘણીજ લાગતી હતી આની સામે મોટા ચોક હોઇ તેમા વચ્ચે વચ્ચે બગીચાઓ કરેલા હોવાથી આ ભાગ બહુજ સુદર દેખાય છે વળતી વખતે "નાટ્રડામ" નુ મદીર જોયુ

નેપોલીઅનના મૃત્યુ પછી ફ્રેન્ચ પ્રજાએ તેના અસ્થી સેંટહેલીનાના બેટમાંથી માંગી આણી એક મંદિરમાં મુકી રાખ્યા છે. આ મંદીર લાખો રૂપિયા ખર્ચી ઘણુંજ ઉત્તમ બનાવેલું છે. મંદીરના એક ભાગમાં નેપોલીઅને જીતી આણેલા અસંખ્ય બાવટાઓ મુકેલા છે. મંદિરની બહાર નેપોલીઅનની છબીઓ અને અનેક જાતના નાનાં નાનાં પુતળાં વેચાતાં મળે છે. મંદિર ખાસ જોવા લાયક છે.

નેપોલીઅનની કબર.

તા. ૧૮–૯–૧૩ ગુરૂવાર.

## પારિસ.

આધુનીક ફ્રેંચ કારીગરોએ બનાવેલા આરસપહાણના પુતળાઓ અને ઓઇલ પેન્ટીંગોનું સંગ્રહાલય "લક્સેમ્બર્ગ મ્યુઝીઅમ" જો કે આ સંગ્રહ નાનો છે પણ બહુ સારો છે. આવો સંગ્રહ અને કોઇ પણ ઠેકાણે જોયો નહિ. અને આ ફ્રેંચ કારીગરીનો ઉત્તમ નમુનો છે.

લક્સેમ્બર્ગ મ્યુઝીઅમ.

બપોરે ચાર વાગે "મેજીકસીટી" નામની રમત ગમતની જગ્યા જોવા ગયા. અહી અનેક પ્રકારના ખેલ, સ્વીસબેક રેલ્વે વગેરે ગમતના સાધનો હોઇ અંદર જવાની ફી એક ફ્રાંક ( દશ આના ) હતી. અંદર જાણે જાત્રા ભરાઇ હોય એવી ભીડ હતી. રાત્રે વળી આથી વિશેષ ભીડ થાય છે. પારિસ શહેર રંગીલું છે એવું જે સાંભળેલું તેની સત્યતા અહીં માલુમ પડી આવી.

મેજીકસીટી.

તા. ૧૯–૯–૧૩ શુક્રવાર.

## પારિસ.

પારિસથી પંદર માઇલ ઉપર "વર્સેલ્સ" નામનો મોટો રાજ્વાડો છે. તે જોવા ગયા. આ વિશાળ મહેલ અને આસપાસનો વિસ્તૃત બગીચો જોઇ જુના ફ્રેંચ બાદશાહનો વૈભવ કેવો હતો તેની કલ્પના આવે છે.

"વર્સેલ્સ."

# ભાગ ૧૧ મો.



# पारीसथी लंडन.

---

તા ૨૬-૮-૧૩ [illegible]

ઇંગ્લીશ ચેનલ

સવારે સ્ટેશનપર ગયા ને દસ વાગે ગાડી ઉપડી ગાર્ડની જોડે એક મહિનાનો સહવાસ થયેલો હોવાથી તેનાથી જુદા પડતાં અમને લાગી આવ્યું બપોરે એક વાગે અમે [illegible] પહોંચ્યા અને ઇંગ્લાંડ જનારી સ્ટીમર તૈયાર હતી તેમાં બેઠા ઇંગ્લીશ ચેનલ ઘણું ખરૂં તોફાની રહે છે પણ આજે નસીબ શાંત હોવાથી આગબોટ અમને બીલકુલ લાગી નહિ અને એક કલાક અને દશ મીનીટમાં અમે ડોવર બંદરે જઈ પહોંચ્યા અમે યુરોપના અનેક શહેરો જોયા પણ ઇંગ્લાંડના કીનારે ઉતર્યા ત્યારે અમને અનેરો આનંદ થયો આજ સુધી યુરોપના પ્રવાસમાં ભાષા સમજતી નહી હોવાને લીધે મુંગા જેવો પ્રવાસ અમારે કરવો પડ્યો હતો આજે ઇંગ્લીશ બોલતા મજુરો જોઈ ઘણો આનંદ થયો અમે ડોવરથી લંડન જનારી ગાડીની જગ્યા અગાઉથી રીઝર્વ કરાવી નહોતી અને ભીડ અતિશય હોવાથી પહેલી ગાડીમાં અમને બીલકુલ જગ્યા મળી નહિ અહીં આપણે ત્યાં એક ડબ્બામાં ભરવામાં આવે છે તેમ અહીં એક ડબ્બામાં માણસો બેસે તેટલા ભરતા નથી પણ વધારે ઉતારૂઓ હોય તો તરતજ બીજી ગાડી છોડવાની ગોઠવણ કરવામાં આવે છે બીજી ગાડી આશરે અડધા કલાક પછી છુટી અને છ વાગે ચેરીંગ ક્રાસના સ્ટેશને આવી પહોંચ્યા રસ્તામાં હાપની ખેતી પુષ્કળ જણાઈ આ છોડનો ઉપયોગ બીયર નામનો દારૂ બનાવવામાં આવે છે અને આ પાકની ખેડુતોને બહુ પેદાશ આવે છે સ્ટેશનપર અમને રા. માવલણકર તથા ડા. [illegible] તેડવા આવ્યા હતા રા. માવલણકર પોતાનું ઘર કરી રહેલા હોવાથી અમે તેમની જોડે ગયા રા. માવલણકરની પત્નીએ આજે અમારે માટે દેશી પદ્ધતીની રસોઈ તૈયાર કરી હોવાથી આજે જમવાનો ઘણોજ સંતોષ થયો આજે બે મહિના થયા આપણી રસોઈ ખાવા ન મળેલી હોવાથી આજે તે ખાઈ કેટલો આનંદ થયો હશે તેનો અનુભવ [illegible]

### તા ૨૨-૮-૧૩ સોમવાર

## લંડન.

એજનાટરના રસ્તાપર લિંડન ગાર્ડનમા ૭૮ નબરનુ ઘર

રા માવલણકર ત્રણ ચાર રોજ પછી હિંદુસ્તાન તરફ જવાના હોવાથી અમારી સોઈ કરવા માટે તે અમને લિંડનગાર્ડનના ૭૯ નંબરના મકાનમા લઈ ગયા આ મકાન સુરતના એક જૈન ગુજરાતી વ્યાપારી શેઠ જીવણચંદ લલ્લુભાઇનુ છે અહીયા ધાન્યાહારી ખોરાક સિવાય બીજો કોઇ પદાર્થથી જેઓને ચાલતો નહિ તેઓને અહીયા આ એકજ હોટેલ છે તેની વ્યવસ્થા મી ડીમોઝા કરીને એક ગોવાના ગ્રહસ્થ ચલાવે છે રા માવલણકરની મી ડીમોઝા સાથે સારી ઓળખાણ હોવાથી અમને આ મકાનમા જગો મળવાની કઇ અડચણ પડી નહિ બ્રેકફાસ્ટ અને રાત જમણ સહિત રહેવાની જગો માટે માસુમ ૬૬ રોજના પાચ શીલીંગ ( રૂ ૩-૧૨-૦ ) આપવાનુ ઠરાવ્યુ અને બપોરે લચ વખતે ખાવાનુ જોઇએ તો તેના જુદા પૈસા આપવા પડશે એવુ જણાવ્યુ અહીં હિંદી પદ્ધતનુ ખાવાનુ મળે છે એવુ જ્યારે અમે જાણ્યુ ત્યારે અમને ઘણો સંતોષ થયો આ ઘર પાચ માળનુ હોઇ ઓરડીઓ સારી મોટી હતી વળી આ ઘરથી અન્ડરગ્રાઉન્ડ અને ટયુબ રેલ્વેના સ્ટેશનો બે મીનીટના રસ્તાપર હતા અને એક મીનીટના રસ્તાપર બસનો રસ્તો હોવાથી જવા આવવાની સોઇ પણ ઘણી સારી હતી આવી રીતની ઉત્તમ વ્યવસ્થા કરવા માટે મ શ્રી ને ઘણો ધન્યવાદ ઘટે છે આ માટે અમે રા માવલણકરનો ઘણો ઉપકાર માન્યો અહીંથી પછી અમે કુક કમ્પનીની ઑફીસમા અમે મુંબઇથી મોકલાવેલી પેટીઓની તપાસ કરવા ગયા

થોમસ કુક કમ્પનીની મુખ્ય ઑફિસ

ટયુબ રેલ્વેથી લડગેટ સરકસ ઉપરની કુક કમ્પનીની મુખ્ય આફિસ પાચ માળની હોઈ ઉપર જવા માટે લીફ્ટની સગવડ કરેલી છે અમારી પેટીનો તપાસ કર્યો તો તરતજ પાચ મીનીટમા અમારી પેટીઓની કુચીઓ અમને સોપવામા આવી અને આવતી કાલે લીંડન ગાર્ડનપર અમારા મુકામે પહોચાડી આપવાનુ જણાવ્યુ આ આફીસની કામ કરવાની પદ્ધત ઘણી ઉત્તમ છે તે વારવાર કહેવાની જરૂર નથી



ઍફિલ ટાવર-પારિસ.

Bombay Art Printing Works Fort

અંદર અનેક જાતના આરસપહાણ છે વળી આ મહેલમાં નેપોલીયનનું આખું જીવન ચરિત્ર હજારો ઓઈલપેન્ટીંગ કાઢી બતાવ્યું છે તે ખાસ જોવા લાયક છે. આ મહાન મહેલ જોઇ બીજા બધા મહેલો કોઇને પસંદ પડતા નથી. સાંજે પાછા આવતાં સેવ્હરે ગામમાં એક મોટું ચીની માટી કામનુ કારખાનું જોયું.

તા. ૨૦–૯–૧૩ શનીવાર.

## પારિસ.

આજે કુક કમ્પનીમાં 'બર્ઇ લંડનની ટીકીટો કાઢી 'વિજળીનું ઘર જોવા ગયા. માણસ દીઠ બે ફ્રેન્ક ફી આપવી પડી. વીજળીના સાધનથી પીરસવાનું રાંધવાનું, વિગેરે અનેક ઘરના પરચુરણ કામો વીજળીથી કેવી રીતે કરવામાં આવે છે તે અહીં પ્રત્યક્ષ બતાવેલું હતું. ઇંગ્લાંડમાં અંગ્રેજી ભાષા પરિચિત હોવાથી ગાઈડની વિશેષ જરૂર હતી નહિ. એટલે પારિસથી લંડન જવા ઉપડયા પછી તેને રજા આપવાનું ઠરાવ્યું. લંડનમાં અમારા સ્નેહી ડૉ. ગજાનનરાવ વલવલકર અને રા. માવલણકર હોવાથી અમે અમુક ગાડીએ આવીશું એવો તાર કર્યો.

વિજળીનું ઘર.

અહીંથી પછી "એફીલ ટાવર" જોવા ગયા આ ટાવર ૯૮૪ ફીટ ઉંચો હોઇ જગતમાં સૌથી ઉંચામાં ઉંચો મીનારો છે. ઉપર જવા માટે ૧૯૨૭ પગથીઆ છે. વળી ઉપર જવા માટે લીફ્ટની પણ ગોઠવણ છે. અમે ઉપર ગયા ત્યારે બે ત્રણ ઠેકાણે લીફ્ટ બદલવું પડયું. ઉપરથી પારિસ શહેરનો દેખાવ ઘણોજ સરસ દેખાય છે. પારિસના સીધા રસ્તા મોટા ચોક, સુંદર બગીચો અને મોટમોટી ઇમારતો જાણે એકાદ નકશાપર ચિતરેલી હોય એવું અહીંથી દેખાતુ હતું.

એફીલ ટાવર.



લંડનના રસ્તાપરની રાહદારી.

લંડન શહેરની રાહદારી જોઇ અમે તો દીગજ થઈ ગયા. પેરીસના કરતાં પણ અહીંની રાહદારી વધી જાય. આપણે ત્યાં મેળામાં જેમ લોકો ભેગા થાય છે તેમ અહીયા મુખ્ય રસ્તાપર રોજ માણસની ઠઠ જણાય છે. આની કલ્પના જોયા વગર આવે તેમ નથી. રસ્તાપર એક પાછી એક મોટર, ગાડીઓ, મોટરબસો તો એટલી બધી આવે છે કે એક બાજુથી બીજી બાજુએ જવાનું હોય તો દસ મીનીટ તો ઉભું રહેવું પડે. અને પછી પોલિસ ગાડીઓ બંધ કરે ત્યારે જવાનું મળે.

ગ. માવલણકર.

રા. માવલણકર અહીંઆ કમીશન એજન્ટનો ધંધો કરવા માટે છેલ્લા દસ વર્ષથી રહે છે. એમણે પોતાને માટે એક સ્વતંત્ર ઘર વિમ્બલડન પાર્કમાં વેચાતું રાખ્યું હતું. અને અમારી બરદાસ્ત સારી કરી આ પતિપત્નીએ કરેલાં અમારા આતિથ્યને માટે તેમના અમે ઘણા આભારી છીયે. આવી રીતે બીજા લોકો પણ પરદેશમાં જઈ ધંધો કરતા હોય તો આ દેશને કેટલો લાભ થાય આ જમાનો હવે મારકા દેશથી જુદા પડીને રહેવાનો નથી રા. માવલણકર તે વડોદરાના એલેમ્બીક કમ્પનીના માજી મેનેજર કૈલાસવાસી ગ. કોટીભાસ્કરના બનેવી થાય અને રા. કોટીભાસ્કરની છોકરી કુમારી દુર્ગાબાઇ નાનપણથી ત્યાંજ રહે છે. આ છોકરી બહુ બુદ્ધીશાળી છે અને અંગ્રેજી તો સ્વભાષા જેવી બોલે છે તેનું નામ તેની નિશાળ વિગેરે ઠેકાણે સારી રીતે બોલાય માટે "ડોરિસ" રાખેલું છે.

વિમ્બલડન પાર્કની વસ્તી.

લંડન શહેરની વસ્તી ઘણી વધતી જવાથી આ શહેરની બાજુએ નવાં નવાં ઘર બાંધવામાં આવેલાં છે. આ નવી વસ્તીની જગ્યા ઘણીજ સુંદર અને સોઇવાળી બનાવવામાં આવી છે. અહીંઆ મધ્યમ વર્ગના લોકો એટલે સરાસરી જેનું વાર્ષિક ઉત્પન્ન આશરે ૩–૪ હજાર રૂપૈયા હોય છે એવા લોકો અહીં રહે છે. આજુ બાજુના બધાં ઘરો એક સરખાં હોઈ હારબંદ બાંધવામાં આવ્યાં છે. દરેક ઘરની કિંમત આશરે ૪૦૦૦ રૂપૈયા હોય છે. ઘરની પાછળ આંગણા માટે ખુલ્લી જગ્યો હોય છે. આગળ પણ થોડી ખુલ્લી જગ્યો હોય છે. આ ઠેકાણે ન્હાના ન્હાના બગીચાઓ કરેલા હોય છે, ઘરના આગળ પાટો પત્થરનો બાંધેલો

અમે પીતાશ્રી માટે જગ્યો રીઝર્વ કરવા કુક કમ્પનીમાં ગયા. આસ્ટ્રીયન લાઇડ કંપનીની ટ્રીએસ્ટ બંદરથી નીકળતી સ્ટીમરોમાં બે મહિના સુધી જગ્યા ખાલી નથી અને ૬૦ રૂપૈયા વધારે આપવાથી માર્સેલ્સથી નીકળતી મેસેન્જરીમેરી ટાઇમ કમ્પનીની ફ્રેંચસ્ટીમરમાં જગ્યા રીઝર્વ કરી. આ કમ્પનીની અને ઑસ્ટ્રીઅન લાઇડ કમ્પનીની ટીકીટો અદલા બદલી કરી શકાય છે. પણ પીએન્ડઓ કમ્પનીની ટીકીટ કોઇપણ સ્ટીમર કમ્પની સાથે બદલી શકાતી નથી.

લીંડન ગાર્ડનમાં જમવાની સોઈ.

અમે રહેતા હતા તે ઘરમાં, ઘરનો માલિક મુંબઇથી ઘી, મશાલા, પાપડ વગેરે દરેક પ્રકારનો જરૂરનો સામાન મોકલી આપતો હતો એટલે આ ઘરમાં રસોઇ દેશી રીવાજ પ્રમાણે બનતી હતી. બે ત્રણ વર્ષ પહેલાં એક ગુજરાતી રસોઇઓ અહીં માલીકે મોકલ્યો હતો પણ તે હાલ દેશમાં જતો રહ્યો હતો. તોપણ તેની પાસેથી એક અંગ્રેજ બાઇ રસોઈ કરતાં શીખી હતી. તે અહીં દેશી તરેહની રસોઈ બનાવતી હતી. સવારે બ્રેકફાસ્ટમાં બ્રેડ-બટર-ચ્હા-દૂધ અને એક શાક, મુરબ્બો, પોરીજ વગેરે વાનીઓ મળતી હતી, અને બપોરે દાળ, ભાત, શાક, પુરીઓ વગેરે પદાર્થ મળતા હોવાથી અમારી ખાવાની ઉત્તમ સોઈ થતી હતી. અહીંઆ ઑક્સફર્ડ કેમ્બ્રીજ વગેરે ઠેકાણેથી કેટલાક વિદ્યાર્થીઓ રજામાં આવે છે કાયમ માટે તો માત્ર એક બેજ વિદ્યાર્થી રહે છે. આ ખાનગી વીશી હોઈ આમાં ગમે તેને દાખલ કરતા નથી. ઓળખાણવાળાનેજ રાખવામાં આવે છે. એટલે રહેવાનું ઘણું સોઇદાર થયું.

તા. ૨૪-૯-૧૩ બુધવાર.

લંડન પોલિસ.

આજે સવારે અમે જીઓલોજીકલ મ્યુઝીઅમ જોવા નીકળ્યા. અમારા ઘરથી એસરોટર રસ્તો એક મીનીટનો હતો. અહીં આવી બસની રાહ જોતા ઉભા રહ્યા. આજે અમારી જોડે કોઈ જાણીતું માણસ ન હોવાથી પોલીસને પુછ્યું. લંડનના પોલિસ ઘણા સારા હોઈ તેમની પાસેથી જોઇતી માહિતી મળે છે. એવું અમે સાંભળેલું હતું તેનો આજે પ્રત્યક્ષ અનુભવ થયો. અહીંના પોલિસ



પિકેડલી સરકસ-લંડન.

The Bombay Art Printing Works, Fort

કદમા ઉંચા અને જાડા હોઇ ઘણા ભવ્ય ભાસે છે તેમની નોકરી જોતાં વર્તણુક ઘણી માયાળુ હોઇ તો તેને બહુ મદદગાર થઇ પડે છે આપણે ત્યાં પોલિસ એટલે લોકપર અમલ ચલાવનારો હોય છે અને અહીંના પોલિસ લોકોના નોકર થઇ તેમને જોઇતી મદદ કરે છે હિંદુસ્તાનથી નવા આવેલા માણસને તેમની વર્તણુક જોઇ બહુજ નવાઇ લાગે છે નગર પુછે પણ અજાણ્યા માણસને આ લોકો મદદ કરે છે એવો અમને ઘણીવાર અનુભવ થયો એમનો પોશાક કાળા રંગના કોટ પાટલુન કમ્મરપટો અને માથા રંગની ટોપી હોય છે અને દેખાવમા ચારા ને સભ્ય હોય છે એમના હાથમા મોટી ક ડ(હન્ટર) હોતો નથી અને રસ્તામા કોઇને પણ ધમકાવતા હોય એવુ અમે કદી જોયુ નથી રસ્તાની રાહદારીની ગોઠવણ કરવાનુ કામ એમનુ છે પગેચાલનારાઓની સગવડ પર બહુ ધ્યાન આપે છે વરડો માણસ કે ન્હાનુ બાળક જતુ હોય તો તેમનો હાથ ધરી આ બાજુથી બીજી બાજુએ પહોંચાડી આવે છે પોલીસના કહેવા પ્રમાણે અમે બારમા નંબરની બસમા બેઠા

લંડનની ઓમ્નીબસ

લંડનની બસ ' ગાડીઓ ટ્રામ ગાડી જેવી મોટી હોઇ તેની ઉપરની બાજુએ પણ બેસવા માટે ગોઠવણ હોય છે બસની દરેક બાજુએ બસ કઇ તરફ જાય છે તે જાણવા માટે મોટા નંબર લગાડેલા હોય છે આપણે જ્યા જવાનુ હોય તે બાજુએ કઇ બસ જાય છે તે પુછવાથી ખબર પડે છે તે તરફની આવનારી પણ બસને તેજ નંબર હોવાથી પોલીસને પુછી લેવુ પડે છે રસ્તાના ફુટપાથપર ઉભા રહીને બસ હાંકનારને નિશાની કરવાથી ફુટ પાથ નજીક બસ લાવી ઉભી કરવામા આવે છે બે ચાર કમ્પનીની બસો ચાલે છે પણ "લંડન જનરલ ઓમ્નીબસ કમ્પની ની બસ ગાડીઓ ઉત્તમ છે બસમા ૧૮ માણસ અંદર અને ૧૪ માણસ ઉપર બેસી શકે છે ઉપર જવા માટે બહારની બાજુએ ગોળ દાદરો હોઇ ચડતા ઉતરતા કઠેડો મજબુત પકડી રાખવો પડે છે ઉતરવુ હોય ત્યારે બસ ઉભી રહ્યા પછી ઉતરવુ સહી સલામત ભરેલું છે આ બસ રંગ રોગાન કરી સુંદર કરેલી હોય છે બસનુ ભાડુ એક મઝલને એક પેની એટલે એક આનો હોય છે બસના કંડકટરો મજબુત હોઇ અજાણ્યા ઉતારૂઓને દરેક રીતે મદદ કરે છે ...ઓનો ટ્રેન મ્યુઝીઅમ આવવાથી અમને પીંગનો સરંજામ પામે ઉતારામા આવ્યા

ઉઓલોજીકલ મ્યુઝીઅમ અને આગાઉ ચકરીબર ગાનુ

આ મ્યુઝીઅમના પ્રથમ મકાનનો મુખ્ય હેતુ ભાગ પિતાના ચકરી ખડ માલુમ હતુ તે આહાના અધિપતીને બતાવવાનો હતો આ ગાનુ બોગમના આધારનો હોજ દેખાવમા તો માધારણ દેખાય છે આ બાગ મારા પિતા પાસે કેવી રીતે આવ્યો તેની હકીકત વિસ્તાર પણ લેવાની અત્રે કઇ ખાસ જરૂર લાગતી નથી આ બાગની એક બાજુએ તુવેરના દાણા જેવડો સફેદ ડાઘ છે આ ડાઘ ઇચ્છાવત મટી અદૃશ્ય થઈ જાય છે અને ઇચ્છાવત ફેક ન્હાનો થાય છે આ સિવાય બાગનો રંગ પણ બદલાય છે આ મ્યુઝીઅમ જુનાં શાસ્ત્રીઓનુ હોવાથી આહીના પ્રોફેસરોને બાગ બતાવવાથી તેમને આનંદ થઇ તથા કેટલાક શાસ્ત્રીઓનો અભિપ્રાય જાણવામા આવશે એવા હેતુથી અમે અહીં આવ્યા હતા. મ્યુઝીઅમના મુખ્ય અમલદારને મળવાનુ છે એવુ કહેવાથી પોલિસ સીપાઈ અમને ઓફીસમા લઈ ગયો ત્યાંના કારકુનને બાગ બતાવતા તેણે અમારી હકીકત સાંભળી આશ્ચર્ય બતાવ્યું અને એવો અદ્ભુત બાગ તેણે કદી જોયો નથી એવુ કહ્યુ આ મ્યુઝીઅમના એક પીળા રંગનો પત્થર એણે અમને બતાવ્યો તે પાણીમા નાખ્યા પછી એક બે મીનીટમા પારદર્શક થતો અને પાણી બહાર કાઢીને સુકાયા પછી ફરી પહેલા જેવો પાછો અપારદર્શક થતો પછી આ કારકુન સાથે અમે મુખ્ય અધીકારી તરફ ગયા તેણે કહ્યુ કે જુના પુસ્તકમા રંગ બદલનારા પત્થરનો ઉલ્લેખ છે ખરો પણ એકવાર રંગ બદલ્યા પછી તે રંગ પાછો થાય એવુ કંઇ જાણવામા નથી અમે અમારા બાગ બતાવ્યુ અને તે બદલ તેણે અમારો ઓપચારીક આભાર માન્યો અને તેનો રંગ બદલાય ત્યારે પાછો લાવી બતાવવા કહ્યું આ માણસને આગમ કહેવાનો વિશ્વાસ બેઠો નહિ એવુ લાગ્યુ પોતાની જાણ બહાર કંઈ ચીજ નથી એવુ તેનુ મીથ્યાભીમાન જોઈ અમને નવાઈ લાગી પછી મ્યુઝીઅમ જોઈ અમે પાછા આવ્યા આ મ્યુઝીઅમ જોવા લાયક છે

ટ્રાફલગર સ્કેવર અને પિક્ચર ગેલેરી

બપોરે નેશનલ પિક્ચર ગેલેરી જોવા ગયા આ ગેલેરી ટ્રાફલગર સ્કેવર પાસે છે લંડનનો આ સ્કેવર ઘણો ભવ્ય અને સુંદર છે સને ૧૮૦૫ ટ્રાફલગરની લડાઇમા નેલ્સનને મોટો જય મળ્યો તેના સ્મારક માટે આ ચોકની વચ્ચે એક ઉંચા થાંભલા ઉપર નેલ્સનનુ



ટ્રાફ્લગાર સ્ક્વેઅર—લંડન.

પુતળુ બેસાડેલું છે અહીંઆ બે મોટા ફુવારા રોજ ઉડતા હોઈ શોભા બહુ સુંદર જણાય છે. આ શિવાય બીજા અનેક સેનાપતીઓના પુતળા અહીં ઉભા કરેલા છે ચોક જોઇ તેની નજીકની પીક્ચર ગેલેરી જોઈ લાખો રૂપૈયા ખર્ચ કરી આ પીક્ચર ગેલેરીનો સંગ્રહ કરેલો છે. પણ પેરીસની છબીઓ જોયા પછી આ કંઇ વિશેષ સારો લાગતો નથી તો પણ અંગ્રેજ ચિત્રકારોના ચીત્રો જોવા માટે આ સંગ્રહ સારો છે.

તા. ૨૫-૯-૧૩ ગુરૂવાર.

ટ્યુબ રેલ્વે.

અમારા ઘર નજીક ટ્યુબ રેલ્વેનું "નૉટિંગ હિલ ગેટ" નામનું સ્ટેશન હતું ત્યાંથી ટ્યુબ રેલ્વેમાં બેસી સેન્ટ પાલનું મંદીર જોવા જવાનો વિચાર કર્યો આ સ્ટેશનની બહારની બાજુએ ટ્યુબ એવા લાલ રંગના મોટા અક્ષર લગેલા હોય છે ટીકીટ કાઢ્યા પછી લીફ્ટમાં બેસી ૫૦-૬૦ ફીટ જમીનના ઉંડાણ પડતું જમીનમાં નીચે રેલ્વેના પ્લેટફાર્મ હોય વીજળીના દીવાનો પ્રકાશ હોય છે. યંત્રના સાધનથી આ ઠેકાણે ઉપરથી હમેશ સ્વચ્છ વા[illegible]ના છોડવામાં આવતી હોવાથી અંદર બીલકુલ [illegible] ગભરામણ થતી નથી દર ૨-૩ મીનીટે ગાડીઓ આવતી હોવાથી આ સ્ટેશન પર રાહ જોવી પડતી નથી. આ ગાડીને પણ ચાર ડબ્બા હોય તે વીજળીના સાધનથી ચાલે છે. આ ગાડીમાં એકજ વર્ગ હોય બેસવાની વ્યવસ્થા અહીંના જેવી સેકન્ડ ક્લાસના ડબ્બા જેવી સરસ હોય છે દરેક ડબ્બામાં કંડક્ટર હોઈ તે સ્ટેશનનું નામ મોટેથી કહે છે સ્ટેશનપર પણ મોટા અક્ષરે સાત આઠ ઠેકાણે લખેલું હોય છે જાણે રાત્રે મુસાફરી કરતાં હોઇએ એવું લાગે છે. અમે પોસ્ટ ઑફિસ સ્ટેશને ઉતરી લીફ્ટમાં બેસી ઉપર ગયા ૫૦-૬૦ માણસો વટને જાય એવું મોટું લીફ્ટ દરેક સ્ટેશને હોય છે. ઉપરનું [illegible] જોઈ આશ્ચર્ય લાગે છે. આનું ભાડું બસના ભાડા જેટલુંજ હોઈ લંડનના ગમે તે ભાગમાં આ રેલ્વેથી જવાય છે આવી રેલ્વે જોઈ અમને બહુ નવાઈ લાગી

કેથીડ્રલ.

ઉપર આવ્યા પછી સેંટપાલનું કેથીડ્રલ જોવા ગયા આ મંદીરની ઈમારત ઘણી મોટી છે. પણ અંદર જોવા જેવું કશું નથી. આ મંદીરમાં ડ્યૂક ઑફ વેલીંગટન-નેલસન વગેરે પ્રસિદ્ધ પુરૂષોની કબર હોવાથી આ મંદીરનું મહત્વ

છે ઓઆરે યુદ્ધમાં જય મળ્યા પછી, વીક્ટોરીઆ રાણીની ડાયમંડ જ્યુબીલી વખતે અને એવા નજદીક દિવસો આ મંદિરમાં મોટા સમારંભથી પ્રાર્થના કરવામાં આવે છે ।

**વિમાનની સરતો**

બપોરે હેંડન ગામે વિમાનોની સરત જોવા ગયા લંડનથી પાંચ સાત માઈલને છેટે આ વિમાન ઉડાવવાનું મેદાન છે અને ત્યાં બસ અને વિજળીની ટ્રામથી જવાય છે આ મેદાનને કમ્પાઉન્ડ કરીને અંદરની બાજુએ લોકોને બેસવા માટે જગ્યા કરેલી છે માથું દીઠ એક શીલીંગની ટીકીટ કઢાવી અમે અંદર જોવા ગયા. હરત વાર થતાં પડેલા જુદા જુદા વિમાનો પ્રયોગ માટે ઉડાવી જોતા હતા આ વિમાનો માનોપ્લેન બાયોપ્લેન જાતના હતા આ વિમાનોને આપણા જેવા પૈડા હોઈ વિમાનનો આનગનો પ મો શરૂ કર્યો પછી જમીનપર ૫-૧૦ કદમ સુધી જમીનપર ચલાવ્યા પછી વિમાન જમીન છોડે છે અને આજે પ્રથમજ વિમાન ઉડતું જોવાથી અમને બહુ આનંદ થયો આમાંના બે ત્રણ વિમાનો તો પક્ષીના જેવાજ લાગતા હતા તે બહુ ઉંચે ઉડી ગયા ને પાછા આવ્યાજ નહિ કયું વિમાન મેદાનને ચક્કર ચારી રહેતું અને કયું વિમાન જમીનપરથી વહેલું ઉડે છે વગેરે અનેક તરેહની સરતો થઈ સરતમાં કયું વિમાન ઉડયું એ એક મેગા ભુંગળામાંથી ( મેગાફોનથી ) પ્રેક્ષકને જણાવવામાં આવતું હતું આ સરતો જોતા ત્રણ ચાર કલાક આનંદમાં નીકળી ગયા

**અહીંના લોકોની સભ્યતા**

સાંજે સરતો પુરી થયા પછી લોકો પાછા જવા માટે ટ્રામના તબેલા પાસે એકઠા થયા બહુ ભીડ થઇ હતી ટ્રામ દરસ્દર મીનીટે છુટતી હતી અને અમારે જગ્યા મળવા સુધી એક કલાક ઉભા થઈ રહેવું પડયું હતું બધાને ઘેર જવાની ઉતાવળ હતી પણ લોકો એવા સભ્ય હતા કે જેમ જેમ લોકો ટ્રામના સ્ટેશને આવતા ગયા તેમ તેમ હાર બધાઇ બધા ઉભા રહ્યા હતા અને વારા પછી બેસવા માટે ચાર ચાર માણસની જાણે એક મોટી પલટણ હોય તેમ ગોઠવાઈ ગયા હતા પાછળનો માણસ આગળ જવા માટે જરાપણ ઉતાવળ કરતો નહોતો એટલે ધક્કા ધક્કી બીલકુલ ન થતાં બધા એક પછી એક ટ્રામમાં બેસતા હતા આ સભ્યતા જોઇ અમેતો બહુજ નવાઇ પામ્યા આપણે ત્યાં આવે પ્રસંગે કેટલી ધક્કા ધક્કી અને મારામારી થઇ ગઈ હોત.

તા. ૨૬—૯—૧૩ શુક્રવાર.

## લંડન.

અંડરગ્રાઉન્ડ રેલ્વે.

આજે રા. માવલશંકરને મળવા માટે અન્ડરગ્રાઉન્ડ રેલ્વે રસ્તે વિમ્બલ્ડન પાર્ક સ્ટેશને ગયા. આ રેલ્વે કેટલેક ઠેકાણે ભોંયરામાં અને કેટલેક ઠેકાણે જમીનપર કરેલી છે. અને ટયુબ રેલ્વે સળંગ ભોંયરામાંજ હોય છે. આ રેલ્વેના પ્લેટફાર્મ જમીન ઉપર કરેલા હોય છે અને ત્યાં દીવસનું અજવાળું આવી શકે છે પણ પ્લેટફાર્મ ઉપર જવા માટે દાદર ઉતરી નીચે જવું પડે છે. આ રેલ્વે પણ વીજળીથી ચાલે છે અને ભાડું પણ મારી હોય છે. સ્ટેશને ઉતરી માવલશંકરને ત્યાં જવા નીકળ્યા પણ ઘર જડયું નહિ. અમે કંઇક શોધતા છીયે એવું જાણી એક રસ્તે જનારે પોતે થઇને અમને માહિતી આપી અને તે માણસે અમારી પાસેના રસ્તાના નામ અને ઘરના નંબર ઉપરથી તે ભલા માણસે અમારી જોડે આવી તે ઘર બતાવી આપ્યું. આ તેની ભલાઇ જોઇ અમે તેનો ઉપકાર માન્યો. રીતભાત અને બોલવા ચાલવામાં અહીંના લોકો ઘણાજ સરસ માલુમ પડયા. રા. માવલશંકર ઘેર નહિ હોવાથી તેમની પત્નીને મળી અમે પાછા આવ્યા.

મીલીટરીઅલ સર્વીસ એકસીબીશન.

લંડનમાં અનેક જાતના પ્રદર્શનો હમેશ ભરાતા હોવાથી પ્રદર્શન માટે કેટલીક જગ્યાઓજ કાયમની નક્કી કરી રાખેલી હોય છે. અર્લ્સ કોર્ટ નામની જગ્યામાં "મીલીટરીઅલ સરવીસ એકસીબીશન" ચાલતું હતું તે જોવા ગયા. લશ્કરી ખાતાનું કામ કેટલું અગત્યનું છે અને દેશના બચાવ માટે કેટલી તયારી કરવી પડે છે એ બાબતની કલ્પના સાધારણ લોકોને આપવા માટે આ પ્રદર્શન લશ્કરી ખાતા તરફથી ભરવામાં આવ્યું હતું. આ જોવા માટે ટીકીટના દર એક શીલીંગ હતી. આ પ્રદર્શનમાં રોજ એક વખત આગબોટની લડાઇનું નાટક કરી બતાવવામાં આવતું હતું પણ આખું પ્રદર્શન જોતાં સાંજ પડી જાય તેથી આ લડાઇ જોવા ફરી પાછા આવવાનું અમે નક્કી કર્યું.

તા. ૨૭-૯-૧૩ શનીવાર.

બપોરે બે વાગે આરમરી લડાઇનો ખેલ જોવા ગયા પ્રદર્શનના જવાની ફી તેમજ નાટક જોવાની ફી જુદી જુદી એક એક શી.ગ આપવી પડી આ નાટક માટે અર્ધ ગોળાકાર થીએટર બનાવ્યુ હતુ. સ્ટેજ ઉપર એક મોહલુ બદર હોય,એવો દેખાવ ગોઠવેલો હતો. અને પાસે દરીઓ બતાવવા માટે એક ન્હાનું તળાવ કર્યું હતું. નાટક શરૂ કરતા પહેલાં બધે અંધારૂ કરવામાં આવ્યુ અને બદર પરના દીવા બળતા હોય એમ દેખાયું પછી આરમારની કવાયત કેવી રીતે કરવામાં આવે છે તે બતાવ્યુ. મોટી લડાઉ બારકસોના આકારની ન્હાની ન્હાની પાંચ છ ફીટ લાંબી બોટો કરેલી હતી આ દેખાવ થઇ રહ્યા પછી બદર પરના શહેરમાં બળવો થયો હોય અને આરમારની બોટો આવી તોપોનો મારો ચલાવતી હોય એવો દેખાવ બતાવ્યો. આ નમુનાની બોટપર તોપો છોડવાની ગોઠવણ આબેહુબ બતાવી હતી અને બદર પરના કિલ્લામાંથી તોપો છુટતી હતી તે પણ દેખાતું હતુ. દરીયામાં સુરગની મુકેલી માઇનથી એક આરમાર જહાજ ડુબી જતુ હોય એવો સરસ દેખાવ થયો. અને આવી દરીઆઇ લડાઇમા પણ વિમાનો શું ભાગ લેછે તે બતાવ્યું. આવી રચના એવાતો ઉત્તમ હતી કે અડધા કલાક સુધી અમને એવોજ ભાસ થયા કર્યો કે જાણે ખરેખરજ લડાઇ ચાલી રહી છે. ડાર્ડનેલ્સની સામુદ્રધુનીમાં અગ્રેજો અત્યારે જે મહાયુદ્ધ ચલાવી રહ્યા છે. તેનું વર્ણન વાચતી વખતે આ નાટકનો દેખાવ હમેશા આંખ આગળ ફર્યા કરે છે. આ નાટક ઉપર કહ્યુ તે પ્રમાણે આરમારી ખાતા તરફથી થતુ. તે જોઇ પ્રદર્શનનો બાકી રહેલો ભાગ જોઇ અમે પાછા આવ્યા.

તા. ૨૮-૯-૧૩ રવીવાર.

લંડન.

કૉન્ટીનેન્ટ (ગ્રેટબ્રિટન શિવાયના યુરોપખંડ) કરતાં પણ અહી વિલાયતમાં રવીવારનો તહેનાર વધારે ચુસ્તાઇથી પળાય છે આજે ગામની બધી દુકાનો બંધ હતી. શહેરનો વ્યાપાર જાણે બંધ થઇ ગયો હોયએમ શહેર ઉદાસ લાગતું

પ્રો બીમેની ઓળખાણ થઇ.

હતુ ખાનગી નોકરોને સુદ્ધ આજે અરધી રજા મળે છે આજે શેઠ નરોત્તમ મોરારજી હિંદુસ્થાન પાછા જનાના હતા એથી તેમને વિદાય કરવાને વિક્ટોરીઆ* સ્ટેશન ઉપર ગયા તેમણે સ્ટેશન ઉપર અમારી ઓળખાણ પ્રો ભીસે જોડે કરાવી પ્રો ભીસે અહીં કેટલાક વર્ષથી વિલાયત રહેતા હોઇ પોતાનો નિર્વાહ અનેક તરહની યાંત્રિક શોધો કરીને ચલાવે છે આપણા દેશનો માણસ આવી રીતે અહીં ઉત્તમ પ્રકારથી જીવન ચલાવતો જોઇ અમને ઘણોજ આનંદ થયો આજે રવીવાર હોવાથી બહાર કંઇ ગયા નહિ ।

તા ૨૮-૯-૧૩ સોમવાર.

## લંડન.

વડોદરાના અસીસ્ટન્ટ જનરલ મે રા રા દાતારના સાળા રા ખાસ લંડનમાં મીકેનીકલ ઇન્જીનીયરીંગનો અભ્યાસ કરતા હતા તેમની ઓળખાણ રા માધવરાવે કરી આપી હતી અને હાલમા તેમને રજા હોવાથી લંડનનો કેટલોક ભાગ બતાવવા આજે તેઓ અમારી સાથે આવ્યા હતા અમે તેમની સાથે મૅડમ ટુસૉડના મીણના પુતળાનુ સંગ્રહાલય જોવા ગયા આ પ્રદર્શનમા અનેક અતિહાસિક પુરૂષોના પુતળા હતા પુતળા બહુજ સરસ અને આબેહુબ હતા દરવાજામા એક પોલીસના સીપાઇનુ પુતળુ અને એક કેટ-લૉગ વેચનાર બાઇનુ પુતળુ એવા તો આબેહુબ હતા કે પહેલા પ્રથમ અમે તો તેમને સાચાજ માણસ સમજી તેમની પાસે ગયા આ સંગ્રહ ઘણોજ ઉત્તમ છે. અને લંડનમા આવનાર દરેક સખસે ખાસ જોવોજ જોઇએ નવા નવા પ્રસિદ્ધ પુરૂષોના પુતળા હજી તેમા નવા મુકાતા જાય છે અને સંગ્રહમા વધારો થયે જાય છે આ મકાનના ભોંયરામા અનેક ખુની તથા જુગાર રમનારાના વિગેરેના પુતળા એવા ગોઠવ્યા છે કે તે જોઇ આપણને કંપારી છુટે છે આ પ્રદર્શનની બીજી એક ખુબી એ છે આ ઉપરાંત અહીં નેપોલીયનની અનેક યાદગાર વસ્તુઓના સંગ્રહ છે જે જોવા માટે ૭ પેન્સ આપવા પડે છે લડાઇ વખતે નેપોલીયને જાતે કાઢેલા અનેક નકશાઓ અહીં રાખેલા છે તે ખાસ જોવા લાયક છે

મૅડમ ટુસૉડનુ મીણના પુતળાનુ સંગ્રહસ્થાન.

તા. ૩૦-૯-૧૩ મંગળવાર

આજે રા. બાન સગાથે બ્રીટીશ મ્યુઝીઅમ જોવા ગયા. આ મ્યુઝીઅમના એક વિભાગમાં એક મોટો પ્રચંડ ગ્રન્થ સંગ્રહ છે. અને તેમાં આશરે ૪૦ લાખ પુસ્તકો છે. આ સિવાય અહીંયાં બીજી અનેક વસ્તુઓનો સંગ્રહ છે. આ સંગ્રહ ખરેખર જોવા માટે આઠ દીવસ પણ પુરા પડે નહિ પણ અમારે તો એટલો એ વખત ન હોવાથી આખો દિવસ ફરી અમે ઉતાવળે ઉતાવળે આ સંગ્રહ જોઇ લીધો જેમ પેરિસ ફ્લોરેન્સ વગેરે સ્થળે ચિત્રોના સંગ્રહ મોટા છે. તેમ અહીં આ વસ્તુઓના સંગ્રહ બહુ પ્રચંડ છે. અહીં મ્યુઝીઅમ જોવા માટે યુરોપના દેશોની માફક કઇ ફી આપવી પડતી નથી. આ સંગ્રહ જોયા પછી બીજાં બધાં મ્યુઝીઅમો નાનાં લાગે છે આ સંગ્રહાલયનું સંપૂર્ણ વર્ણન કરવાં એક મોટો ગ્રન્થ લખાય તેમ છે.

બ્રીટીશ મ્યુઝીઅમ.

તા. ૧-૧૦-૧૩ બુધવાર

આજે બપોરે સ્કાલા થિએટરમાં " કિનેમા કલર " નો ખેલ જોવા ગયા. આ ઠેકાણે અનેક તરેહના રંગીત ચીત્રો બતાવ્યા પછી એક નવી જાતનોજ સીનેમાનો પ્રયોગ જોયો. સીનેમામાં જેમ ચિત્રો પડદા પર દેખાય છે તેમ ન થતાં સ્ટેજપર માણસનુ ચિત્ર દેખાતું ( બેકગ્રાઉન્ડ ) પડદા વિગેરેના આધાર શિવાય આ ચિત્ર કેવી રીતે ફરતું હતું તેની અમને કઇ ખબર પડી નહિ. આ ચિત્ર કેટલાક નાટકમા ભોયરામાંથી કાચોથી ગોઠવણી વડે ચાલતા માણસની છાયા ભુત તરીકે દેખાડવામાં આવે છે તેવા પ્રકારનું કંઇક હોય એવો ભાસ થયો. સાંજે પાંચ વાગે ખેલ પુરો થયા પછી બહાર આવતા તે અંધારું થઇ ગયું હતું.

" કિનેમા કલર " નો ખેલ.

અહીંથી પાછા આવતી વખતે સાઉથ કેન્સીંગટન સ્ટેશન ઉપર એક નાટકોની ટીકીટો વેચવાની દુકાન છે. અહીંથી "સીલ્ડ ઑરડર્સ" નામના નાટકની ટીકીટો ખરીદી કરવાની હતી. આવી નાટકની ટીકીટો વેચવાની દુકાનો પુષ્કળ છે અને અહીં ટેલીફોન વડે અમુક

ઑરડર્સ નાટકની ટીકીટો ખરીદી.

જગ્યા ખાલી છે કે કેમ તેનો તપાસ કરી જગ્યા રીઝર્વ પણ કરી આપવામા આવે છે જે નાટક શાળાની ટીકીટો રીઝર્વ કરવાની હોય તેનો નકશો ઘરાકને બતાવવામા આવ છે અમે જે નાટકની ટીકીટ નાટકગૃહ લેવાના હતા તે "ફુીનેન" નામનુ હોટ ઘણુંજ શ્રીમતી હાઉ હતુ અને તેના દર પણ ઘણા મોઘા હતા એકના એક નાટકનો પ્રયોગ લગભગ ચાર મહિનાથી રોજ બે વખત કરવામા આવે છે તો પણ આ નાટક એટલુ તો લોકપ્રિય થઈ પડયુ હતુ કે આજે જગ્યા ખાલી નથી એમ અમને જણાવ્યુ ત્યારે અમે શુક્રવારને માટે ટીકીટો રીઝર્વ કરાવી છે આ દેશમા નાટક જેવાનો શોખ સહુજ વધી પડયો છે. ગમે તેવો સાધારણ માણસ હોય તો પણ આઠે દહાડે એક વારતો નાટક જેવા જાયજ. પરાણાગતમા નાટક દેખાડવાનો રીવાજ અહીં બહુ પ્રચલીત છે

તા ૨-૧૦-૧૩ ગુરૂવાર

**લંડનની રાહદારી**

લંડનનો "ઑકસફર્ડ સ્ટ્રીટ" નામનો રસ્તો ઘણોજ ભપકદાર છે અહીં દુકાનોને આગળની બાજુએ ભીતોને બદલે મોટા મોટા કાચ જડેલા હોઇ દુકાનની અંદરનો તમામ દેખાવ બહારથી દેખાય છે રસ્તાપર પગે ચાલનારાઓની તેમજ ગાડી ઘોડાઓની ઘણીજ ભીડ રહે છે આ રસ્તો જોઈ આ દેશના ઐશ્વર્યનો ખ્યાલ આવે છે આટલી મોટી ભીડ છતા રસ્તા ઉપર બીલકુલ અવાજ થતો નથી કેમકે રસ્તાપર તાણીને ઘાંટા કહાડી બોલવુ ઘણુજ અસભ્ય ગણાય છે આજ રસ્તે આગળ જવા પેકડીની સરકસ નામની જગ્યા આવે છે. અહીયા ચારે બાજુથી દસ બાર રસ્તાઓ આવવાથી ઘણીજ રાહદારી રહે છે. આની વ્યવસ્થા લંડનનો પોલિસ બહુજ ચાલાકીથી રાખે છે અહીયા તે વારા ફરતી કોઇપણ રસ્તાની ગાડીઓ બંધ કરી બીજા રસ્તાઓની ગાડીઓ ચલાવવા માત્ર આંગળીથી હુકમ આપે છે આ પ્રમાણે એક ઠેકાણે મોટર ગાડીઓ-બસ વગેરેની એક પછી એક મોટી હાર્નીહાર ગાડીનો છુટવાના હુકમની રાહ જોતી ઉભી રહે છે તે જેવાની ઘણી ગમ્મત આવે છે શહેરના રસ્તાઓ લાકડાની ઇંટ બેસાડી તે ઉપર ડામર રેડી તયાર કરેલા હોય છે એટલે સ્વચ્છતા ઘણીજ સારી હોય છે આ શહેર ઘણુ પ્રાચીન હોવાથી પેરીસ-બર્લીનની માફક રસ્તાઓ બધા લાઇનબંધ અને સરખા નથી તોપણ રસ્તા અને બજારની શોભા અપુર્વ છે તે મજકુર અમે આજે મજારે પગે ચાલીને નીરાતે જેઇ આવ્યા

બપોરે અમે વીજળીની રેલ્વેમા બેસી ક્રીસ્ટલ પૅલેસ જોવા ગયા અને પૅલેસ એટલે ગજનાડો એવુ નામ આપ્યુ છે પણ તે એમ મહેલ નથી ઈ સ ૧૮૫૧ મા હાઈડપાર્કના એક મોટુ જગવિખ્યાત ઔદ્યોગિક પ્રદર્શન ભરવામા આવ્યુ હતુ તે માટે તૈયાર કરેલી આ ખાસ ઈમારત છે પ્રદર્શન થઈ રહ્યા પછી તે ઇમારત વહીવટી તોડી પાછી ઉભી કરવામા આવી છે આખી ઈમારત કાચના ન્હાના ન્હાના વગ્તા બેસાડીને કરેલી હોવાથી તેને "ક્રિસ્ટલ પૅલેસ" અગર કાચના મહેલ એવુ નામ આપ્યુ છે આનો મુખ્ય હોલ ૧૬૦૦ ફીટ લાંબો બન્ને બાજુએ ૨૮૨ ફીટ ઉંચા મોટા મીનારા છે અહીંઆ એક ૪૦૦૦ નયક નળીઓનુ એક મોટુ "ઑરગન" વાજીત્ર ઉભુ કરેલુ છે અને તેની પાસે એક સાથે પાચ હજાર જુદા જુદા વાદ્યો વગાડનારાઓને બેસવાને માટે એક મોટો આસ્ચેર કરેલો છે આની આસપાસ ૨૦૦ એકરનો સુંદર બગીચો હોઈ તેની શોભા ઘણી અપુર્વ લાગે છે અહીંઆ ક્રીકેટ–ફુટબોલ વગેરે માટે જગ્યાઓ હોઇ મોટમોટી મેચો અહીં રમાય છે તે વખતે લાખો માણસોની ગર્દીઆ જોવાને એકઠી થાય છે એવુ રા બાબે અમને કહ્યુ

આ ઠેકાણે આજે ક્રીસેન્થીમમ જાતના લોકપ્રિય ફુલોનુ એક પ્રદર્શન ભરાયુ હતું આ ફુલ મોટા કમળના જેવડુ હોય છે પણ તેને કોઇ પ્રકારનો વાસ હોતો નથી આપણા દેશના જેવા સુગંધી ફુલો અહીં થતાજ નથી પણ જે જાતના ફુલો થાય છે તેને કેવા પ્રકારનુ ખાતર જોઇએ છીએ વિગેરે હકીકતનો ખુબ શાસ્ત્રીય અભ્યાસ કરી તે ફુલો કમ મોટા ને ખુબસુરત થાય તેનો હરહમેશ પ્રયત્ન ચાલુજ હોય છે અને આવા પ્રયત્નને ઉત્તેજન આપવા માટે દર વર્ષે આવા પ્રદર્શન જુદી જુદી જાતના પ્રાણી વનસ્પતિ માટે થયા કરે છે તે ઉપરથી દરેક બાબતપર આ લોકાની કેવી ખંત છે તે સહેજ જણાઈ આવે છે આવી રીતે સૃષ્ટિ નિયમના ગુઢ રહસ્ય સમજી તેનો વ્યવહારિક ઉપયોગ કરવામા આ લોકો કેવી બુદ્ધિ ચલાવે છે તે ખાસ મનન કરવા લાયક છે

ક્રીસેન્થીમમ નામના ફુલોનુ પ્રદર્શન

આખો દહાડો ઝરમર ઝરમર વરસાદ પડતો હોઇ ઘોર અંધકાર હતું આપણા દેશની માફક અહીં જોરથી વૃષ્ટિ થતી નથી પણ હરહમેશ આનો ઝીણો ઝીણો વરસાદ ચાલુજ હોય છે આવા વરસાદમા છત્રીની બહુ

અહીંની હવા

જરૂર પડતી નથી પણ એક ઑવર કોટ પહેરવાથી ચાલે છે. એટલે અહીં પુરૂષ વર્ગ છત્રી ઓઢતા નથી. અને કદાચ કોઈ વાપરે તો તેને બૈરાંઓ જેવો નાજુક ગણવામાં આવે છે. વળી અહીં ખુલ્લો તડકો પણ બહુ પડતો નથી. વાદળાથી અગર ધુમસથી આખો દહાડો ઘોર અંધારૂં રહે છે. અહીં રોજ આવી રીતે અંધારૂં હોવાથી વચ્ચે જ્યારે કોઈ વખત સૂર્ય પ્રકાશ પડે છે ત્યારે જીવને બહુજ આનંદ લાગે છે. આવે દહાડે એક બીજાને ઘણોજ સુંદર દિવસ એમ જુદી જુદી રીતે કહેતા ફરી આનંદ માને છે.

### તા. ૩–૧૦–૧૩ શુક્રવાર.

**હેરોલ્ડનો સ્ટોર.**

આજે અહીંનો હેરોલ્ડનો પ્રચંડ સ્ટોર જોવા ગયા. આ સ્ટોરની ઈમારત પાંચ છ માળની હોઇ બધા માળની મળી એકંદર ૧૮ એકરની જમીન રોકાએલી છે. આ સ્ટોરમાં એક નાનામાં નાની સોયથી માંડી મોટ મોટી મોટર ગાડીઓ સુધી દરેક વ્યવહારની ચીજો મળી શકે છે. કોઇ અમુક ચીજ અહીં મળતી નથી એમ કહીને કોઇપણ ઘરાક અહીંથી પાછો જતો નથી. એક હોલમાં ઘરાકો બેસવા માટે સગવડ કરેલી છે ત્યાં લખવાનું નોટપેપર વગેરે સામાન ઘરાક માટે મફત મુકેલાં હોય છે. વળી એક મોટું ઉપહારગૃહ પણ છે. આ દુકાનનો બપકો અને સામાન વિગેરે જોઇ અમે તો છક થઈ ગયા. ઘરાકની બરોબર સગવડ થાય છે કે નહિ તેમને જોઇતો સામાન બરોબર દેખાડવામાં આવે છે કે નહિ વિગેરેનો તપાસ રાખવા અમલદારો ફરતા હોય છે. આ મોટો સ્ટોર એક એક પૌંડ (પંદર રૂપિયા)ના નાના શેરથી દોઢ કરોડ રૂપિયાનુ ભંડોળ એકઠું કરી કાઢવામાં આવેલો છે. આવી રીતે એકત્ર ભંડોળની કમ્પની કેટલી પ્રમાણિકપણાથી ચલાવવામાં આવે તે ખાસ આપણા લોકોને જોવા લાયક છે આ સ્ટોર બધો જોવાઇ રહ્યો માટે અને ફરી એ ત્રણ વખત પાછા આવ્યા હતા તોપણ અમારૂં સમાધાન થયું નહિ. આ સ્ટોરમાં એટલી તો વિવિધ વસ્તુઓ છે કે એક ભાગ જોવામાંજ ત્રણ ચાર કલાક ચાલ્યા જાય છે. આ દુકાનમાં એકંદર ૭ હજાર નોકર લોકો કામ કરે છે. વ્હાઇટલે ડૉ સેલ્ફ્રીજ, જોન બારકર, આર્મી એન્ડ નેવી વિગેરે કમ્પનીના બીજા સ્ટોરો છે ખરા પણ અહીંના જેવો એકે મોટો સ્ટોર નથી.

સીઝરઍારડરનુ નાટક.

રાત્રે સીઝરઍારડરનુ નાટક જોવા ગયા. નાટકગૃહ પ્રેક્ષકોથી ચીકાર ભરાઇ ગયુ હતું. નાટકની ભાષા અંગ્રેજી હોઇ અમને જોવાની બહુ ગમ્મત આવી. નાટકના પડદા પણ ઘણી કારીગરીવાળા હતા સીનસીનેરી પણ ઘણીજ ઉત્તમ અને સ્વાભાવિક કુદરતી હતી. આપણે ત્યાં સીનસીનેરીમાં અતિશય ભપકો કરી તેનુ આકર્ષકપણું વાસ્તુ નઈ મન ઉપર ઉંડી છાપ પડતી નથી વળી એક પ્રવેશમા એકજ એક સીનેરી કાયમ રાખવામાં આવે છે અને આપણી પેઠે અહીં એક પ્રવેશમાં અનેક જુદા જુદા સીન અને પડદા બદલવામાં આવતા નથી ગાયન સાથે તેનું વાદ્ય વગાડવા ૫૦–૬૦ માણસોનુ એક બેન્ડ વાગે છે, તેમનું કામ પણ ઘણુ સરસ હોય છે. ગાયનની ઢબ આપણને બહુ પસંદ આવતી નથી ખરી પણ તેમની પદ્ધતિ ઘણીજ શાસ્ત્રીય ધોરણપર એકત્ર કરેલી છે. નાટક શરૂ થતા પાત્રોપર જુદા જુદા રંગ નાખી શોભામાં વધારો કરે છે. અહીંના નાટકો ત્રણ કલાકમા ખલાસ થઈ જાય એવી રીતેજ લખેલા હોય છે

તા. ૪–૧૦–૧૩ શનિવાર.

ગાડી હાંકનારા.

દર શનિવારે ધોમસ કુક કમ્પનીમાંથી અમારી હિંદુસ્થાનની ટપાલ લેવા જવા તે પ્રમાણે આજે પણ ગયા. લંડન પોલિસ બદલ આપણે આગળ વાત કરી ગયા છીએ પણ આ પોલીસના કામમા ગાડીવાળાઓ પણ કેવી મદદ કરે છે તે ખાસ જોવાલાયક છે ગાડીવાળા ઘણા સભ્ય અને સારા સ્વભાવના હોય છે અને પગે ચાલનારાઓ માટે ઘણીજ કાળજી રાખીને ગાડી હંકારે છે આપણા દેશમાંતો ગાડીવાળા જાણે પગે ચાલનારા કરતા મોટા દરજ્જાના હોય તેમ પગે ચાલનારને બુમો પાડી અને ગાળો આપી બાજુપર ખસેડે છે પણ અહીંઆતો રસ્તાની બાજુપર લોકો ઓળગવા માટે નાહ જોઇ ઉભા રહ્યા છે એવુ તે ગાડીવાળો જોઇ એકદમ થોભાવે છે અને પગે જનારાને રસ્તો કરી આપે છે. એવો ત્રણ વખત અમને અનુભવ થયો કે અમે ગફલતમા રસ્તાપર ચાલતા હતા ત્યારે પાછળથી ગાડી આવે છે એવી અમને ખબર રહી નહિ ત્યારે ગાડીવાળો બુમ પાડી અમને બાજુએ થવાનુ ન કહેતા ગાડીજ ધીમી પાડી દઇ ઉભો રહે છે એટલે આપણને ત્રાસ ન થતા શરમાઇને આઘા ખસી જવુ પડે છે.

વળી લંડનના રસ્તાપર ગમે તે રસ્તે માલના ગાડાને ખગાગ પણ જાય છે. અને અમુક રસ્તે ગાડીઓ જાય અને અમુક રસ્તે ભારવાહી ગાડા જાય એવો કંઇ પ્રતિબંધ આ મોટા શહેરમાં બિલકુલ નથી એક દિવસે રસ્તામાં એવો બનાવ બન્યો કે ઓક્સફર્ડ રસ્તાપર બસમાં બેસી અમે જતા હતા ત્યારે પોલીસે રસ્તો રોક્યો હોવાથી ગાડીઓ હારબંધ થઈ ઉભી રહી હતી આ વખતે એક ગધેડાનો નાનો ખટારો અમારી બસ અને એક મોટર વચ્ચેની સાંકડી જગ્યામાંથી નીકળી જવા મથતો હતો પણ ખટારાનું પૈડું મોટરના પૈડામાં ભરાઈ ગયું આપણે ત્યાં જો આવું બને તો ખટારાવાળા જોરે મોટરવાળાની કેરી જાય. પણ અહીં તો પેલો મોટરવાળો જ નીચે ઉતરી ખગાગ વાળાને પૈડું કાઢવામાં મદદે લાગી ગયો. અને ખટારાવાળાએ રીવાજ પ્રમાણે તસ્દી આપ્યા બદલ દુઃખ પ્રદર્શિત કર્યું ત્યારે બન્નેજણ ખુબ હસતા ચાલી પડયા.

તા. ૫–૧૦–૧૩ રવિવાર.

રવીવારે અમારા મુકામપર બપોરે કંઇ મિષ્ટાન્ન બનાવવામાં આવતું હતું.

રવીવારે કંઈ જવાનું ન હોવામાં ઉપજતો કંટાળો

અને આજે નોકર લોકોને રજા આપવી પડતી હતી એટલે રાત્રે ફક્ત ખીચડી ખાઇ લેતા હતા. રવિવાર હોવાથી કોઈ ઠેકાણે જવાનું ન હોવાથી આ દહાડો કંટાળામાં જતો

તા. ૬–૧૦–૧૩ સોમવાર.

આજે શ્રીમંત મહારાજા સાહેબ લંડનમાં પધાર્યા છે એવી ખબર થતા હાઇડપાર્ક હોટલમાં તેમને મળવા ગયા શ્રીમંતની મુલાકાત થતા તેમણે ઘણા માયાળુપણાથી અમારા પ્રવાસની હકીકત સાંભળી શ્રીમંતની સ્વારીમાંના બીજા અમલદારોને મળી અમે પાછા ઘેર આવ્યા

શ્રીમંત મહારાજાની મુલાકાત

તા. ૭–૧૦–૧૩ મંગળવાર

## લંડન.

શીયાળાના દહાડામાં ઘણીવાર લંડનમાં ધુમસને લઇને અંધારૂં ઘોર રહે છે અને દહાડે પણ દીવા કરવા પડે છે આજે આખો દહાડો અગારી આગડીમાં દીવા સળગાવવા પડયા હતા અહીં તો બહુ ધુમસ પડે છે.

લંડનમાં ધુમસ

તે તો હજી અમે જોયુંજ નથી એમ અમે જાણ્યું કેટલીક વખત તો પાંચ છ ફીટ પર માણસ પણ દેખાતું નથી. અહીં હવાનો આ ચમત્કાર જોઇ અમને બહુ આશ્ચર્ય લાગ્યું.

અમારા ઘર નજીક એજવેરટર રસ્તાપર બુટ્સ એન્ડ કુમ્પનીની કેમીસ્ટની દુકાન હતી આ દુકાનની એકલા ઇંગ્લંડમાં ૫૫૫ શાખાઓ છે. આ દુકાનમાંથી કેટલુંક ફેરો આફ્રી સાહિત્ય વેચાતુ લીધું અને તે દુકાનની બહારે આવ્યા એટલે અમારી પાસેનો ખરીદેલો સામાન પાછો લઇ લેવાને દુકાનનો એક માણસ દોડતો આવ્યો અને કહ્યું કે સામાન તમારા મુકામે અમારા માણસ જોડે પહોંચતો કરી આપીશું દુકાનથી અમારું ઘર ફક્ત એ મીનીટનાજ રસ્તાપર હોવાથી અમે હાથમાંજ લઇજઇશું એમ કહ્યું ત્યારે તેણે માન્યું નહી અને અમને આગ્રહ કરી સામાન લઈ જવા લાગ્યો આથી અમને બહુ નવાઈ લાગી. આમ શા માટે કરે છે તેની તપાસ કરતાં માલુમ પડ્યુ કે અહીં એવો રીવાજ છે કે દરેક દુકાનદારે ખરીદેલો માલ પછી ગમે તેટલો થોડો હોય તોપણ ઘરાકને ઘેર પહોંચાડી આપવો જોઇએ નહિ તો તે દુકાનની આબરૂ જાય. આ રીવાજ ઘણો સારો છે. અને માલ પહોંચાડવાની મજુરી માલપર ચ્હડે તે કહેવાને જરૂર નથી. લંડનમાં હજારો માણસ ખરીદ કરે છે પણ તેમના હાથમાં કઈ જણાતું નથી તેનું કારણ હવે અમને બરોબર સમજાયું.

તા. ૮–૧૦–૧૩ બુધવાર.

લંડન.

લંડન શહેરની બહારની બાજુએ જે વસ્તી થઈ છે તેનું એક ઘર જોઈ અમને બહુ આશ્ચર્ય લાગ્યું અહીંયાં માળ ઉપર માળ કરી રહેવાની વ્યવસ્થા કરવા કરતાં ગામ બહાર વધારે જગ્યા લઈ ત્યાં નાનાં નાનાં નવાં ઘર કરવા તરફ વધારે વલણ જણાય છે આથી સ્વચ્છતા હવા અને પ્રકાશ પુષ્કળ મળવાથી લોકોની તન્દુરસ્તી ઘણી સુધરે. આવો પ્રકાર નવાં ઘરો સબંધી તપાસ કરતાં માલુમ પડ્યું કે આવા ઘરો બાંધવા માટે એક સોસાયટી છે. અને તે બીલ્ડીંગ સોસાયટી તરીકે ઓળખાય છે. આ કંમ્પની ગામ બહાર મોટી જગ્યાબધ જગ્યા એકદમ ખરીદ કરે છે અને તેના નાના સરખા કટકા કરી તે ખરીદ

બીલ્ડીંગ સોસાયટી.

નારાઓને વેચે છે આવી રીતે પ્રથમ રસ્તા ફુટ પાથ ગ્યાસના નળ, પાણીના વારા ઇ૦ ઇ૦ ગોઠની પ્રથમ સર્વે વ્યવસ્થા થયા પછી પ્લોટ વેચાય છે અને વળી આ પ્લોટપર અમુક કરેવા આ રસ્તુ અને અમુક કિમતનુ ઘર પણ લેનારને સારૂ તેનજ સસ્તુ બાંધી આપે છે એક ભાગના અમુક જાતના ઘર બાંધવામા આવતા હોવાથી તે ભાગમા તે દરજ્જાના લોકો સામટા રહી શકે છ આપણી પેઠે ત્યાપણ પ્રત્યેક માણસ પોતાની માલકીનુ ઘર કરવા ઇચ્છે છે અને જો તે ઘર કરવાને એકદમ નાણા કાઢી શકે એમ ન હોય તો કમ્પની તેને નાણા ધીરે હપ્તે હપ્તે ને ધીમે ધીમે તે રકમ વસુલ લે છે આ પ્રમાણે ઘણૂખરૂ વીશ વર્ષના હપ્તા હોય છે ત્યા સુધી ઘરધણીની પુરી માલકી ઘરપર થતી નથી પણ હપ્તા ભરાઇ રહ્યા પછી તે ઘરનો માલીક થાય છે આવી રીતે સાધારણ માણસ થોડી આવકથી સારૂ ઘર રહેવા મેળવી શકે છ અને તે ઘરપર પોતાની માલકી કહેવાને ધીમે ધીમે કરકસર કરી હપતા ભરી ઘર મેળવે છે એટલે લોકોમા કરકસર અને બચાવ કરવાની સેહેજ ટેવ પડે છે જ્યારે આપણે ત્યા લોકો મોટી રકમનુ ઘર ખરીદવાની શક્તિ નથી એમ કહી પોતાની સઘળી કમાણી ઉડાઉપણામા વાપરી નાખે છે અને છેવટ દરીદ્રનો દરીદ્ર રહે છે

આ સિવાય વળી સોસાયટી મારફત ઘર બંધાવવાના અનેક ફાયદા છે.

સોસાયટી મારફત ઘર બંધાવવાના ફાયદા

ઘર બંધાવવાનો કઇપણ શ્રમ માલીકને કરવો પડતો નથી અને પોતે ઘર બાંધવામા બીન અનુભવી હોઇ ઘણી વખત માણસ પૈસા છતા પણ પાછો પડે છે વળી કમ્પની ઘર બાંધવાના મોટા પાયાપર ધંધો ચલાવતી હોવાથી તેને માલસામાન મજુરી સસ્તી મળી શકે છે અને ઘરમા જવા આવવા રહેવાનો સરસામાન તે બીજા માણસના સહવાસથી બધુ ભેગાડી શકે છે આવી રીતે સોસાયટી સાધારણ માણસ જાતે ઘર બંધાવે તેના કરતા સહેલી રીતે સોઘુ અને મજબુત ઘર બાંધી આપે છે વળી સોસાયટી નમુનાદાર ઘર માટે ઇનામો કાઢી પ્લાન નકશા તયાર કરાવે છે એટલે સારી સગવડતાવાળાને સોસાયટીમાન ઘર બંધાવે આપણે ત્યા ઘર બંધાવનાર જાતે બીન અનુભવી હોવાથી ઘર બાંધતી વખતે કેટલીક ભગવડો ભુલી જાય છે અને પાછળથી જેમ જેમ અડચણો આવે છે તેમ તેમ દુરસ્તી કરે છે આથી ત્રાસને ખરચમા વધારો થાય છ અને આવી રીતે સોસાયટીએ બાંધેલુ ઘર નમુનાનુ હોય ત્યા બીજી

સગવડોવાળુ અને ખામી વગરનુ હોય છે આવી કમ્પનીઓ ચલાવવામા અસલ તો પ્રામાણીકપણાની ખાસ જરૂર હોય છે અને આવી રીતે પ્રામાણીકપણે કામ કરનારી ઘર બાંધવાની સોસાયટી આપણે ત્યા ઉભી થાય તો કેવુ સારૂ

તા ૯-૧૦-૧૩ ગુરૂવાર

પ્રોફેસર ઇનાયતખાન

આજે વડોદરાની ગાયનશાળાના સુપ્રસિદ્ધ ઉસ્તાદ મૌલાબક્ષના પૌત્ર પ્રો ઇનાયતખાન જેની સાથે અમારે ઓળખાણ હતી તે અમને મળવા આવ્યા તેમણે અમેરિકામા હિંદી સગીત કળાનો પ્રસાર કરી સારી કીર્તિ મેળવી છે સગીત અને સુફી ધર્મના વ્યાખ્યાન તેઓ લડનમા આપતા હતા તેમણે એક અમેરિકન છોકરીને મુસલમાન ધર્મમા લઈ તેની જોડે લગ્ન કર્યું છે આપણા દેશના એક યુવાને આવી રીતે પરદેશમા પોતાની સ્વદેશી કળા માટે આટલુ માન મેળવેલુ જોઈ અમને ઘણુ અભિમાન આવ્યુ

તા ૧૦-૧૦-૧૩ શુક્રવાર

આઇડીયલ હોમ-એક્ઝીબીશન

ઑલિમ્પીયન નામની પ્રદર્શનની જગ્યામા 'આઇડીયલ હોમ પ્રદર્શન હતુ તે જોવા ગયા આ પ્રદર્શનમા જવા માટે એક શિલીંગની ફી હતી અને પ્રેક્ષકોની ભીડ ઘણી હતી નમુનાદાર ઘર કેવી રીતે બાધવુ અને તે ઘરમા સારો સામાન કેવી રીતે વસાવવો તેની માહિતી આપનારૂ આ પ્રદર્શન હતુ અહીઆ હલકામા હલકી કીમતના ઘર એટલે ઝુપડા કેવી રીતે બાધવા તેના નમુના હતા આ ઝુપડાઓ આપણે ત્યાના નાના બગલાઓ જેવા હતા તેથી અમને બહુ નવાઇ લાગી અને તેની કિંમત રૂ ૩૦૦૦ હજાર હોઈ આ લોકોની સાપત્તિક સ્થિતી કેટલી સારી છે તેનો ખ્યાલ આવ્યો વળી મનરજન માટે એક રશિયન ગામડાનો દેખાવ કર્યો હતો તેમા લોકોને પણ રશિયન પોષાક પહેરાવ્યો હતો આવી રીતે મનરજન સાથે જ્ઞાન મેળવવાના સાધન તરીકે આવુ પ્રદર્શન હોઇ લડનમા અવાર નવાર આવા પ્રદર્શનો ભરાયાજ કરે છે

તા ૧૧-૧૦-૧૩ શનીવાર

લડનમા માલ સામાન

લડન શહેરમા બળદની ગાડી સિવાય બીજા તમામ પ્રકારના સાધનો જોવામા આવે છે ભાડાની તેમજ ખાનગી મોટર ગાડીઓની સખ્યા ઘણી વધી જવાથી ઘોડાની ગાડીઓ ઘણીજ થોડી જોવામા

આવે છે અહીના ઘોડાઓ લડની શોભાને છાજે એવા હોતા નથી ઘોડાની ગાડીઓ બ્રુમ અને હેન્સમ જાતની હોય છે હેન્સમ ગાડીના હાકનારો પાછળની બાજુએ બેસે છે એટલે તેનો દેખાવ બહુ વિચિત્ર દેખાય છે પણ આ જાતની ગાડીઓ અહીઆ બહુ લોકપ્રિય છે લડન શહેરની મુખ્ય વસ્તીમા ટ્રામ બીલકુલ નથી પણ અનેક મોટર બસો ફરે છે પણ લડનના બહારના ભાગમા ઠીકઠીક ટ્રામ અને કેટલેક ઠેકાણે ઘોડાની પણ ટ્રામ છે બસ ને ટ્રામ શિવાય રેલ્વે-અન્ડરગ્રાઉન્ડ, રેલ્વે-ટ્યુબ, રેલ્વે વગેરે સાધનો છે તો પણ આટલા બધાં સાધનો પણ લડનની વસ્તીને પુરા પડતા નથી એવી વર્તમાનપત્રોમા વારવાર બુમ આવ્યા કરે છે માલ સામાન લઈ જવા માટે ઘોડાના ખટારા મોટર ગાડીઓ સાયકલ-ટ્રાયસીકલ વગેરે સાધનો અનેક તરહેના હોય છે આ શિવાય હાથ ગાડીઓ અને ગધેડાના નાના નાના રેકડા જોવામા આવે છે પણ કોઇ મજુર માથે સામાન મુકીને જતો રસ્તામા જોવામા આવતો નથી

તા ૧૨-૧૦-૧૩ રવિવાર

## લંડન.

ગામ હોય ત્યા ઘેડવાડો હોય એવી કહેવત પ્રચલીત છે તે લડન શહેરને પણ લાગુ પડે છે કહેવત પ્રમાણે લડન સહેરના એક ભાગમા બહુ કગાલ અને દરીદ્ર લોકો રહે છે તે લડન સ્લમ્સના નામે ઓળખાય છે આ ભાગ

મી સ્ટ્રૅસમન

જોવા આજે અમે યા અર્લ્સ કોર્ટ એક્ષીબીશનમા નાક સમારવાના અનેક પ્રકારના યત્રો વેચનાની એક દુકાન હતી આ દુકાનેથી થોડો માલ ખરીધો હતો અને દુકાનદારને બીજો સામાન લઈ ઘેર બોલાવ્યો હતો ત્યારથી અમારી તે દુકાનદાર મી સ્ટ્રૅસમન સાથે ઓળખાણ થઈ હતી તેના દુકાનનો ધંધો બરોબર ચાલતો નહીં હોવાથી તેણે અમારી સાથે આવી લડન શહેરના જુદા જુદા ભાગો બતાવવાનું કબુલ કર્યું હતુ લડન જેવા મોટા શહેરમા ફરતી વખતે કોઇ માહીતગાર માણસ હોય તો સારૂ એમ સમજી મી સ્ટ્રૅસમેનને અમે સાથે આવવા કહ્યુ હતુ નિશાળમા રજા હતી ત્યા સુધી મી બામ અમારી સાથે આવતા પણ હવે નિશાળ ઉઘડવાથી તેઓ અમારી સાથે આવી શકે તેમ નહોતુ સ્લમ્સ જેવા ભાગમા એકલા જવુ જોખમભરેલુ છે એવુ અમે સાભળ્યુ એટલે આજે મિ સ્ટ્રૅસમનને સાથે લઇ ગયા હજી તેમની સાથે કઇ કરાર કર્યો નહોતો તો પણ તેઓ રોજ અમારી સાથે આવતા તેમનો સ્વભાવ આનદી અને પ્રામાણિક હોઇ શહેરના માહિતગાર પણ હતા એટલે અમને તેમનો બહુ ઉપયોગ થયો હતો

આ દુર્બલ વસ્તી લંડનના પૂર્વ ભાગમાં છે લંડનના પૂર્વ અને પશ્ચિમ એવા બે ભાગ છે પશ્ચિમ ભાગમાં શ્રીમંત સુખી માણસો રહે છે, અને પૂર્વ ભાગમાં ગરીબ અને મજુર વગેરે લોકો રહે છે પૂર્વ બાજુના ઘણા ભાગમાં સાવ નિરૂદ્યોગી અને વ્યસની કંગાલ લોકો રહે છે આ ભાગમાં અમે જ્યાં ત્યાં ત્યાંના નીચે ફાટેલ કપડાં પહેરેલા લોકો જોઈ અમને બહુ આશ્ચર્ય લાગ્યું છોકરાં છોકરીઓ ઉઘાડે પગે ફરતા હતા, આ લોકો દારૂ પીને પડી રહેવા હોવાથી આ ભાગનું ફરવું બહુ જોખમ ભરેલું છે આ લોકોની સ્થિતિ થોડા વરસ પહેલાં તો સાવ ખરાબ હતી પણ હમણાં સરકાર અને લોકોની મદદથી સ્થિતિ સુધારવા અનેક પ્રયત્નો થતાં રહ્યા છે. આમને માટે ઘરો બાંધી આપવામાં આવે છે તોપણ હજી તેમની સ્થિતિ ઘણી દયાજનક છે રોજ લંડન શહેરના ભપકાદાર લોકોને જોયા પછી આ સુખ સંપન્ન દેશના આ લોકોની અધમ સ્થિતિ જોઈ બહુ નવાઈ લાગે છે

**ચંદ્રશેખરબાણ જોવા આવેલા લોકો**

પ્રોફેસર ઇનાયતખાન મારફત અમારે એક મીસીસ ટક્કર નામની વૃદ્ધ બાઈ સાથે ઓળખાણ થઈ હતી તે બાઈ આજે બે ત્રણ સ્ત્રી પુરૂષોને અમારૂં ચંદ્રશેખર બાણ જોવા લઈ આવી હતી આવેલા માણસો પોશાક ઉપરથી સદ્‌ગૃહસ્થ જણાતા હતા તેમાંથી એક જણે હાથમાં બાણ લઈ આંખ મીંચી ધ્યાન ધરવા માંડ્યું અને પછી બાણમાં ઘણુંજ 'મેગ્નેટીસમ" એટલે (લોહચુમ્બકત્વ હોવાનું જણાવ્યું આ જોઈ બીજી સ્ત્રીઓએ પણ તે પ્રમાણે કર્યું આ લોકો 'રીલીજીયસ લીગ' એટલે ઈશ્વરની અલૌકિક શક્તિમાં અંધ શ્રદ્ધા થી જોનારા હતા તેઓ વળી તેમના બીજા અનેક ઓળખાણવાળાઓને બાણ જોવા લઈ આવવાનું કહેતા હતા પણ પિતાશ્રી આવતી કાલે હિંદુસ્થાન પાછા ફરવાના હોવાથી અને તેઓ જોડે બાણ લઈ જવાના હતા તેથી તેમનો આ ઉમંગ પડી ભાંગ્યો પણ જો પિતાજી બે મહીના રહ્યા હોત તો આ બાણ જોવા માટે એક મોટી જાત્રા ભરાત એવું અમને લાગ્યું આ દેશમાં પણ આવા અંધ શ્રદ્ધાળુ લોકો છે તે જોઈ અમને બહુ નવાઈ લાગી

ता ૧ – ૭–૧૩ રોમવાર

લંડન.

પિતાશ્રી આજે હિંદુસ્તાન પાછા ગયા

આજે સવારે ચાલતી ગાડીએ પિતાશ્રી હિંદુસ્તાન તરફ પાછા ફરતા હોવાથી અમે તેમને વિદાય કરવા "ચેરીંગ ક્રોસ" સ્ટેશને ગયા આજે પિતાશ્રી અમને છોડીને જવાના હોવાથી મનને બહુ ખેદ લાગતો હતો આજ સુધી તેમની સાથે અમે હોવાથી કોઈ પ્રકારની ચિંતા નહોતી તે આજે તેમનાથી છુટા પડતા અમારી શી સ્થીતિ થઇ હશે તે મારાથી કહી શકાય તેમ નથી હમેશા ટ્રામ વગેરેની ટીકીટો બહાર કાઢવાની ટેવ પડી ગયેલી હોવાથી પડેલા ભુલથી બે ટીકીટ કઢી પછી પિતાશ્રીની ગેરહાજરી યાદ આવતી ત્યારે મનને બહુજ ઉદ્વેગ થતો હતો

તા ૧૪–૧૦–૧૩ મંગળવાર.

યુરોપમાં મળતા શાકભાજી ને ફળફળાદિ

વિલાયતના લોકો માંસાહારી હોવાથી અને વિલાયતમા ખાસ કંઈ પાક થતો ન હોવાથી એવી સાધારણ સમજ હોય છે. કે વિલાયતમા આપણા દેશ જેવી શાકભાજી અને ફળફળાદિ મળતા નહિ હોય પણ જો કે ખુદ ઇંગ્લાંડમા ખાસ ફળ થતા નથી તોપણ દક્ષિણ ફ્રાન્સ, ઇટાલી, સ્પેન અને અમેરિકા વગેરે દેશમાંથી બધી જાતનો માલ અહીં આવે છે અને તેને લીધે આપણા દેશમા મળે છે. એવી ઘણીખરી શાકભાજી અહીંના બજારમા દેખાય છે બટાટા, ડુંગળી, ગાજર, રીંગણા, ભીંડા, વટાણાની સીંગો, ટામેટા, મરચા, કાલીફ્લાવર, નવલકોલ, નાનાબીજ વગેરે અનેક જાતના શાક અહીંના બજારમા મળી શકે છે નારંગી, દરાખ, અનનસ, કેળા, સફરચંદ, કેરી, સીતાફળ અને આ દેશમા ખાસ થતા પેઅર, એપલપીચ વગેરે અનેક જાતના ફળો ઘણા સારા અહીં મળે છે આ બધી ચીજો અહીં મોંઘી મળે છે ખરી પણ તે અહીંની એકંદર મોંઘવારીના પ્રમાણમાંજ હોય છે વળી આ તમામ શાકભાજીની મમારીને સાફ કરી ડબ્બામા ભરીને વેચાય છે અનનસને વિલાયતમા પાઇનૅપલ કહે છે અને બીજા બધા યુરોપમાતો અનનસજ કહે છે. કેળાને અહી બનાના કહે છે અને પ્લેન્ટેન નામ કોઇ ઓળખતુ નથી. અને તેમ સમજતા નથી

આજે બપોરે અમે ક્યુગાર્ડન જોવા ગયા આ બગીચો ખાસ બૉટની (વનસ્પતિશાસ્ત્ર) શીખવા માટે ઉપયોગી થાય એવી રીતે બનાવવામાં આવ્યો છે દરેક ઝાડ ઉપર તેનુ નામ તથા તેના વર્ગનુ નામ લખેલુ હોય છે અહીંયા અનેક પ્રકારના સુમ લાકડાનુ પ્રદર્શન કરી મુકેલુ છે વળી એક ઠેકાણે ૧૦૦-૧૫૦ જાતના ચેરના ઝાડોનો સગ્રહ કરેલો છે અને ગરમ હવામા થતા ઝાડપાન ઉગાડવા માટે એક મોટુ કાચનુ ઘર બનાવી તેમા તે હવાના અનેક ઝાડો ઉગાડેલા હતા એકદર બગીચાની વ્યવસ્થા જોઇ અમને બહુ આનદ થયો

ક્યુગાર્ડન્સ

તા ૧૫-૧૦-૧૩ બુધવાર

આજે રાજકુટુબમા ડ્યુક ઑફ ફાઇફ અને પ્રિન્સ આર્થર ઑફ કૅનૉટનો લગ્ન સમારભ સેંટ જેમ્સ રાજ્યવાડાના મદીરમા થવાનો હોવાથી પરમપુજ્ય સમ્રાટ પચમ જ્યોર્જ બાદશાહ સ્વારીમા બકીંગહેમ પૅલેસમાથી નીકળી ત્યા જવાના એવી ખબર મળતા અમે સ્વારી જોવા બકીંગહેમ પૅલેસ આગળના વિક્ટોરીઆ મેમોરીયલ નજીકના ફુટપાથપર જઇ ઉભા રહ્યા આ જગ્યાએ એક મોટો ઓટલો કરી તે ઉપર મહારાણી વિક્ટોરીઆનુ મોટુ આરસપહાણનુ પુતળુ કરી બેસાડેલુ છે આજે રસ્તાની બન્ને બાજુએ લોકોની ઠઠ જામી હતી અને ઠેક ઠેકાણે બદોબસ્ત માટે પોલિસ ઉભા હતા આવી ગર્દીમા એકે ધક્કો ખાવાનો પ્રસગ આવતો નથી અમે જે જગ્યાએ જઇને ઉભા રહ્યા તે જાણે અમે રીઝર્વ કરી હોય તેમ કોઇપણ અમારી પાસે આવતુ નહિ પાછળથી આવતા । અમારી પાછળ ઉભા રહેતા પોલિસે પણ સ્વારી આવતા સુધી રસ્તા ખુલ્લા રાખ્યા હતા વખત થયો એટલે બાદશાહ સોનાની બગીમા બેસી સો સવાર સાથે પસાર થઇ ગયા તે વખતે લોકોએ રૂમાલ ઉડાડી અને આનદ દર્શક શબ્દોથી બાદશાહને વધાવી લીધા લગ્ન થઇ રહ્યા પછી વરવહુ એક બગીમા બેસી પાછા ફર્યા ત્યારે પણ લોકોએ તેમને પણ તેવુજ માન આપ્યુ, અને પછી ગર્દી વીખરાઇ ગઇ

ત્યાથી અમે ફરાળ માટે યુસ્ટેસ માઇલ્સ નામની ધાન્યાહારી ઉપહારની દુકાનમા ગયા અહીંયા ધાન્યાહારમા સાધારણ રીતે ઇંડાનો ઉપયોગ કરવા હોવાથી ચુસ્ત ધાન્યાહારીએ સાવચેત રહેવુ જોઇએ આ યુસ્ટેસ માઇલ્સ ટેનીસના મોટા ખેલાડી છે તેમની

યુસ્ટેસ માઇલ્સની ધાન્યાહારી ઉપહારની દુકાન

અને મી રસ્ૅસમનની ઓળખાણ હોવાથી તેણે અમને દુકાનને લગતી એક કસરત શાળા અને રસોઈ શિખવાનો વર્ગ હતો તે બતાવ્યાં. આ ગ્રહસ્થ ધાન્યાહાર ઉપર એક માસિક કાઢે છે. અને આ ખોરાક ઉપર ઘણાં પુસ્તકો પણ લખ્યાં છે. અહીંના લોકો ઈંડાનો ઉપયોગ કર્યા શિવાય કોઈ ચીજ બનાવવાની બહુ મુશ્કેલ ગણે છે. અને અમે ઈંડા ખાતા નથી એવું કહીએ છીએ. ત્યારે તેમને બહુ નવાઈ લાગે છે. આપણામાં જેમ ઘીનો ઉપયોગ થાય છે તેમ તેઓ ઈંડાનો ઉપયોગ કરે છે.

તા. ૧૬-૧૦-૧૩ ગુરૂવાર.

## લંડન.

કુક કમ્પનીનો ઇન્ટરપ્રેટર.

પિતાશ્રી એટલા જવાના હોવાથી કેલે, પેરિસ અને માર્સેલ્સમાં તેમની વ્યવસ્થા કરવા માટે કુક કમ્પનીમાં ઇન્ટરપ્રેટરની ગોઠવણ કરી હતી અને દરેક દિવસ માટે પાંચ શિલિંગ આપવાનુ ઠરાવ્યું હતું પણ આ ઇન્ટરપ્રેટરનો બહુ ઉપયોગ થયો નહી એવું જ્યારે પિતાશ્રી તરફથી લખાઇ આવ્યું ત્યારે અમે યુરોપખંડ પરના પ્રવાસ માટે સ્વતંત્ર ગાઇડ કર્યો હતો તેજ ઠીક કર્યું એમ મારી ખાત્રી થઇ.

એકાદ સારા કુટુંબમાં રહી અહીંના રીતરીવાજ જોવાનું બની શક્યું નહિ.

અહીંઆ સમાજનો રીતરીવાજ વિશેષ સારી રીતે માહિત થવા માટે કોઇપણ સદ્‌ગૃહસ્થના કુટુંબમાં રહી જાણવાની અમને બહુ ઇચ્છા હતી પણ અમારી પાસે કોઇ એવા આબરૂદાર ગૃહસ્થપર ઓળખાણની ભલામણ નહોતી એટલે કંઇ તેમ થવાનો પત્તો લાગ્યો નહિ. અજાણ્યા માણસને ખાસ ભલામણ શિવાય કોઈ પોતાના ઘરમાં રાખતા નથી. અને અમારા જેવા મુસાફરને કોઇ સાદા ગૃહસ્થ સાથે એકદમ પરિચય થઇ જાય તે સંભવીતય નહોતું અહીં કેટલાક ગરીબ લોકો એક મોટું ઘર રાખી તેમાં ચારપાંચ જણાની રહેવા ખાવા વિગેરેની ગોઠવણ કરે છે. પણ આ એક નાની વીશીજ જેવું હોય છે અને તેવી રીતે રહેવાનું અમને ઇષ્ટ અને ફાયદાકારક જણાયું નહિ.

તા ૧૭-૧૦-૧૩ શુક્રવાર

**લંડન ઝૂ**

આજે બપોરે ઝૂ એટલે જનાવરોનો બાગ જોવા ગયા અહીંઆ વડોદરાના કમાટિબાગની પેઠે અનેક જાતના પ્રાણીઓ રાખેલા છે અહીંયા બે નવુ હાથી અને ઉંટ લોકોને બાંકે બેસાડી ફેરવવા માટે ગોઠવણુ કરેલી છે આ બગીચો પણ જોવા લાયક છે આ બાગ જોવા માટે સોમવારે ૬ પેન્સ અને બાકીને દિવસે એક શીલીંગ ફી હોય છે

તા ૧૮-૧૦-૧૩ શનીવાર

**ટાવર ઑફ લંડન.**

આજે લંડન શહેરનો જુનો કીલ્લો ટાવર ઑફ લંડન જોવા ગયા આ કીલ્લો સને ૧૦૭૮ ના બાંધવામા આવ્યો હતો આનો ઉપયોગ કોઈ વખત રાજમહેલ તરીકે તો કોઈ વખતે રાજ કેદખાના માટે કરવામા આવ્યો છે. હાલમા અહીં જુના વખતના વખતો ની હથીઆરો ગોઠવવામા આવ્યા છે આ કીલ્લાની ચારે મેર મોટી ખાઈ ખોદેલી છે અને તેમા જરૂર પડે ટેમ્સ નદીનુ પાણી લેવામા આવે છ આ સ્થળ ઇતિહાસ દૃષ્ટિ એ ઘણુ મહત્વનુ છે અહીં અમોને કોહીનુર હીરા તેમજ આફ્રિકામા જડેલો મોટો હીરો બાદશાહ પંચમ જ્યોર્જે દિલ્લી દરબારમા પહેરેલો રત્ન જડિત મુગટ વગેરે અનેક મુલ્યવાન દાગીના જોવા મળ્યા

અહીંથી પછી ટેમ્સ નદી પરનો ટાવર બ્રીજ જોયો આ પુલ પાછળ પંદર લાખ પૌંડ ખર્ચ થયા છે પુલનો વચલો ભાગ ફીરતો ભાગ ઉંચકી લઇ આગબોટ માટે રસ્તો ખુલ્લો કરવામા આવે છે આની રીતે રસ્તો ઉઘાડો થઈ ગયો હોય ત્યારે પગે ચાલનારને ખોટી થવુ ન પડે માટે ઉપરથી જવાનો એક રસ્તો કરેલો છે દરરોજ આ પુલ ઉપરથી ૫૦૦૦ ગાડીઓ અને ૨૦૦૦૦ પગે ચાલનારા અમાર થાય છે તે ઉપરથી અહીં કેટલા વ્યાપાર છે તેની કલ્પના આવી શકે છે

**પાર્લમેન્ટ હાઉસ અને વેસ્ટમીન્સ્ટર હાલ**

અહીંથી પછી પાર્લમેન્ટ હાઉસ જોવા ગયા આ ઇમારત ટેમ્સ નદીને કિનારે હોઇ નદી પરથી તેની શોભા ઘણીજ લાગે છે લગ ભગ અડધી દુનિયાનો કારભાર જે ઠેકાણે કરવામા આવે તે જગ્યા જોવામા એક પ્રકારની ઉત્સુકતા આવે છ હાઉસ આફ કોમન્સ અને હાઉસ



ટાવર બ્રિજ—લંડન.

Tl Bo baj l Pr l g Works Bar



પાર્લમેંટ ગૃહો-લંડન.

The Bombay Art Printing Works Fort

ઑફ લોર્ડસની સભા જ્યાં ભરાય છે. તે જગ્યાઓ જોઇ આ જગ્યા અમે ધારતા હતા તેટલી ભપકા બંધ ન હતી પણ ઘણીજ સાદી અને સફાઇદાર જણાઇ. આ મકાનને લાગી ઇતિહાસ પ્રસિદ્ધ વેસ્ટમીન્સ્ટર હૉલ છે. અને આ હૉલમાં પહેલા ચાર્લ્સ રાજાનો કેસ ચાલી તેને દેહાંત દંડની શિક્ષા ફરમાવવામાં આવી હતી.

વેસ્ટમીન્સ્ટર એબી

અહીંથી પછી વેસ્ટમીન્સ્ટર એબી જોવા ગયા. આ ઇમારત પ્રાચીન છે અને તેમાં કંઇ ખાસ જોવા જેવું નથી. પણ આ મંદિરમાં બધા રાજાઓને રાજ્યાભિષેક કરવામાં આવે છે. અને અતિ સુપ્રસિદ્ધ માણસોને અહીં દાટવામાં આવ્યા છે. આને લીધે આ મકાનને મહત્વ આવેલું છે.

તા. ૧૯-૧૦-૨૩ રવીવાર.

લંડન.

શ્રી. મહારાજા સાહેબને વિદાય કરવા ગયા.

આજે શ્રીમંત મહારાજા સાહેબ હિંદુસ્તાન પધારવા માટે વ્હીક્ટોરીઆ સ્ટેશનપરથી વિદાય થવાના હોવાથી અમે સૌ સ્ટેશનપર ગયા. ત્યાંથી પછી ડૉ. ગજાનનરાવ તલવલકર સાથે સ્ટેશનપરથી તેમને મુકામે ગયા.

બપોરે હેમ્પ્ટન કોર્ટ નામનો રાજમહેલ જોવા ગયા. આ રાજવાડો ઇંગ્લંડમાં સૌથી મોટો હોઇ તેમાં ૧૦૦૦ ઓરડીઓ છે. કેટલીક ઓરડીઓમાં ટેપેસ્ટ્રીનું એટલે પડદાનું કામ ઘણું ઉત્તમ છે. આ મહેલની આસપાસ આશરે ૬૦૦૦ એકરનો બગીચો છે. અહીં બીજું ખાસ જોવા લાયક અમને જણાયું નહિ આવતી વખતે બુશીપાર્કમાં થઇને પાછા આવ્યા.

પુઅરહૌસ.

રસ્તામાં અમે " પુઅરહૌસ " જોયાં. આ ઘરોમાં આંધળાં, પાંગળાં, લુલાં, લંગડાં વગેરે અનાથ લોકોને રાખવામાં આવે છે. અને તેમના ભરણ પોષણ માટે લોકો પાસેથી " પુઅરટેક્ષ " એટલે ગરીબ માટેનો કર બેસાડેલો હોય છે. આ શહેરમાં કોઇને ભીખ માંગવા દેવામાં આવતી નથી. કાયદાથીજ ભીખને મનાઇ હોય છે. તોપણ કેટલાક ભીખારી દીવાસળીની પેટીઓ, બુટની

દોરીઓ વગેરે હલકી ચીજો લઇ વેચવાને નામે ભીખ માગે છે. આવી રીતે ભીખારીઓ સીધી રીતે ભીખ માંગતા નથી અને કંઇક પણ નામનો પણ ઉધમ કરવાની તેમને જરૂર પડે છે. કેટલાક દાતારો આવા ગરીબ લોકોને મફત અગર જુજ કિંમત લઇ આવી વસ્તુરણુ ચીજો પુરી પાડે છે અને આ ગરીબો તે વેચી ભીખ માગી તેની બમણી કિંમત મેળવી પોતાનો નિર્વાહ ચલાવે છે. આવો કાયદો આપણે ત્યાં થવાની ખાસ જરૂર છે કેમ કે અહીં ધર્મને નામે ઘણા અનકબંધ લોકો નિરઘમી થઈ ભીખ માગી પેટ ભરે છે. તે બંધ થઇ જઈ તેમની શકિતનો સદુપયોગ થઇ શકે વળી અહીના ધર્માત્માઓએ આવો હલકો ઉધમ કરી પેટ ભરનારા ગરીબો માટે ઘરો બાંધી નામના ભાડાથી તેમને રહેવા આપે છે. આનું નામ તે ખરી પુન્યાઇ.

તા. ૨૦-૧૦-૧૩ સોમવાર.

**વિન્ડસર કૅસલ.**

લંડનથી ૨૧ માઇલ દુર વીન્ડસર કૅસલ નામનો રાજમહેલ છે તે જોવા અમે ગયા. આ વાડાનો ઘાટ કિલ્લા આકારનો હોઇ તે ઘણો સુંદર અને ભવ્ય છે. આ મહેલને સુધારવા પાછળ દરેક રાજાએ પુષ્કળ દ્રવ્ય ખરચ્યું છે. અહીઆ દિલ્લીના બાદશાહનું વખ્ત રણજીતસિંહની ખુરશી વગેરે અનેક ઐતિહાસિક વસ્તુઓ ગોઠવેલી છે. આ મહેલ ખાસ જોવા લાયક છે. તોપણ વર્સેલ્સના ફ્રેંચ મહેલ કરતાં તે ઉતરતો છે. આની આસપાસ એક રંગે સુંદર બગીચો છે. મહેલની પાસે સેન્ટ જ્યોર્જ ચેપલ તથા આલબર્ટ મેમોરિઅલ ચેપલ નામનાં બે ન્હાના ન્હાના પણ સુંદર મંદિરો છે. અહીથી બે મૈલ પર વીકટોરીઆ રાણી તથા તેમના પતિ પ્રીન્સ આલબર્ટની સમાધિઓ છે. મહેલ પાસે બાદશાહનું મોટું બગીખાનું છે તે જોઇ અમે વિંડસર ગામમાં જવાને ગયા.

**ઇટનની નિશાળો.**

અહીંથી એક માઇલ ઉપર ઇટન ગામ છે તે જોવા ગયા. અહીની કૉલેજ તથા નિશાળો ઘણી જુની હોઇ બહુ પ્રસિદ્ધ છે. અહીની નિશાળો ઘણી પ્રાચીન હોઇ તેના લાંકડા વગેરે સૌ સામાન જુના વખતનોજ છે. અહીઆ ઘણાં સુપ્રિદ્ધ માણસો ભણેલા હોઇ તેમણે બચપણમાં બાંક વિગેરે ઠેકાણે પોતાના નામ રમતમાં ચપ્પુથી કોરેલાં તે બતાવવામાં આવે છે. હાલના પ્રિન્સ ઑફ વેલ્સ

પણ અહીઆનીજ નિશાળમાં ભણે છે. અહીની નિશાળોનો ખર્ચ ઘણો આવવાથી માત્ર શ્રીમંતોનાજ છોકરાં અહી ભણવા આવે છે. છોકરાઓ અમુકજ વરેહનો પોષાક પહેરે છે. અને નાના નાના છોકરાઓ લાંચી મોટી ટોપીઓ પહેરીને ફરતા જોઇ અમને બહુ ગમત લાગી. આપણે ત્યાં પણ જુના વખતમાં છોકરાઓ પાઘડી પહેરી નિશાળે ભણવા જતા એવું સાભળેલું તે આનેજ મળતું હોવું જોઇએ છોકરાઓને રમવા માટે સારી જગ્યાઓ હતી અને અંગ કસરત માટે અહી બહુ ધ્યાન આપવામાં આવતું હતું.

એક વિચિત્ર બનાવ. અહીંથી પાછા ફરતાં અમારી બસમાં એક તરૂણ સ્ત્રીને પુરૂષ બેઠેલા હતા. એક ઠેકાણેથી એક વૃદ્ધ સ્ત્રી આવવાથી રીવાજ પ્રમાણે પેલી બાઇએ ઉઠી તેને જગ્યા આપી. પણ પોતે ઉભી ન રહેતાં જોડેના પુરૂષના ખોળામાંજ બેસી ગઇ. આવી રીતનું જોઇ અમને બહુજ હસવું આવ્યું. બીજાના સામું જોઈ હસવું એ ઘણું ખરાબ છે. તે જાણતા છતાં અમે અમારૂં હસવું રોકી શક્યા નહિ. આ પછી અમે આવો પ્રકાર ઘણે ઠેકાણે જોયો એટલે પછી નવાઈ મટી ગઈ. આ પછી અમે બસ બદલી બીજી ટ્રામમાં જઈ બેઠા. ત્યાં બે ચાર જુવાન સ્ત્રીઓ અમારા સામુ જોઈ ખુબજ હસવા લાગી. થોડા વખતપર અમે બીજાને હસ્યા હતા તેનો અમને બદલો મળે છે કે શું. એમ અમને થયું. આગળ જતાં અમને માલુમ પડયુ કે મજુર વર્ગની હલકી સ્ત્રીઓજ આ પ્રમાણે હસે છે પણ સભ્ય લોકોમાં આવી રીતે હસવું અહીં પણ હલકું ગણાય છે.

તા. ૨૧-૧૦-૧૩ મંગળવાર.

## લંડન.

વેલ્સ દેશની એક કૉયલાની ખાણમાં મોટો અકસ્માત થયેલો હોવાથી અનેક માણસો મરી ગયા અને અનેક કુટુમ્બો નિરાશ્રીત થયા. આ લોકોને મદદ આપવા માટે પૈસા ભેગા કરવાનો યત્ન લંડનમાં શરૂ થયો હતો. આ ફંડમાં મદદ કરવાના હેતુથી હમણાંજ પરણેલા રાજકુટુમ્બના પ્રિન્સ આરથર ઑફકેનોટ અને તેની પત્નીએ પોતાના લગ્ન વખતે મળેલી અનેક સુંદર ભેટો લોકોને જોવા ખુલ્લી મુકી અને તે જોવા જવાની એક સિલિંગ ફી રાખી ફીનું ઉત્પન્ન આ મદદમાં આપવાનું જાહેર કર્યું. આજે આ પ્રદર્શન ખુલ્લુ મુકાયાને ચોથો

દહાડો હતો હજ ન માણસોની ભી આ જોવાને થાય છે અને અને વર્તમાનપત્રમા વાચ્યુ હતુ આજનો દહાડો અંધારો અને વરસાદ આવતો હોવાથી બહુ ભીડ નહિ હોય એવુ ધારી અમે આજે તે જોવા ગયા તો ત્યા દરવાજા પર ૪૦૦ ૫૦૦ માણસ એક પછી એક હારબંધ થઇ અંદર જવને ઉભા હતા આ જોઈ અહીંના લોકોને અનાથને મદદ કરવાની કેટલી વૃત્તિ છે તે જણાઇ આવ્યુ હિન્દુસ્તાનમા આવુ એમદ ફંડ ઉભુ કરવુ પડે છે તો કેટલો અડચણો આવે છે તે આવુ ફંડ કરનારનેજ માહિત હોય છે આજે વરસાદ વરસતો હોઇ કેટલાક કલાક સુધી પલળીને અંદર જવાનુ અમને ઠીક ન લાગવાથી અમે પાછા ફર્યા

તા ૨૨-૧૦-૧૩ બુધવાર.

આજે રોયલ એગ્રીકલ્ચર હાલના બગએસો "ડેઅરીશો" જોવા ગયા આ નદર્શનના નાકે ૧૫૮૦ ના નમૂનાનો હતા અંદર જવાની એક શીલીગની ફી હતી અહીંઆ ખુદ બાદશાહની અને કેટલાક અમીર ઉમરાવની ગાયો આવી હતી આપણા દેશ કરતા અહીંની ગાયો જુદાજ ઘાટની હોય છે તેમને આપણી ગાયો જેવી ખાદ બીલકુલ હોતી નથી અહીંઆ આવેલી ગાયો ખુબ તૈયાર થયેલી હતી એક ઠેકાણે ગાય દોવાની શરત ચાલતી હતી કેટલીક ગાયમાંથી તો એક મોટી ડોલ ભરીને દૂધ નીકળતુ જોયુ આ દેશમા ભેસ જોવામા આવતી નથી અનેક જાતનુ માખણ તથા અનેક તરેહના મધ પુડા નદર્શનમા ગોઠવ્યા હતા મધમાખીઓને બરોબર પાળીને તેમની મારફતે મધ તૈયાર કરવાનો અહીં એક મોટો વ્યાપારજ ચાલે છે તેથી અહી મધ ઘણુ ચોખ્ખુ અને સાફ મળે છે, વળી અહીં અનેક તરેહના કુકડા ઘેટા વિગેરે અનેક જનાવરા હતા અને ઢોરોના જાત જાતના ખોરાકના નમુના અને તને લગતા અનેક યંત્રો મુકેલા હોઇ આ નદર્શન જોવા ઘેહુજ લોકોની મોટી ભીડ થયેલી હતી

"ડેઅરીશો"

તા ૨૩-૧૦-૧૩ ગુરુવાર

બ્રીટીશ મ્યુઝીઅમનો નેચરલ હીસ્ટરીનો વિભાગ જોવા આજે અમે ગયા અહીંઆ અનેક પશુપક્ષીઓનો રંગ કુદરતે તેમના રહેવાના સ્થળોને અનુકુળ કેવી રીતે કર્યા છે તે જોવાને ખાસ મળ્યુ વળી અનેક પક્ષીઓ કેવી રીતે રહે છે અને ઇંડા કેમ સેવે છે તે બતાવવાના

નેચરલ હીસ્ટરીનુ સંગ્રહસ્થાન

અનેક દેખાવો જોયા. એક જગ્યાએ પ્રાચીન ભુસ્તરમાંથી મળી આવેલાં અનેક પ્રાણીઓના નમુના મુક્યા હતા. તેમાના કેટલાક તો ૧૦૦–૧૨૫ ફીટ લાંબા જણાતા હતા. આકાશમાંથી ખરતા તારાઓના પત્થર જોવામા આવ્યા. આ મ્યુઝીઅમ એટલુંતો મોટું છે કે તે બરોબર વિગતસર જોવાને ચાર દહાડા લાગે. પણ અમને તેટલો વખત નહિ હોવાથી ઉતાવળેથી જોઈ સાંજે પાછા આવ્યા.

તા. ૨૪–૧૦–૧૩ શુક્રવાર.

**અહીંઆ વિદ્યાર્થીઓનું તોફાન.**

આપણે આગળ કહી ગયા છીએ કે મી. સ્ટ્રેસમેને અર્લ્સકોર્ટના પ્રદર્શનમાં શાકભાજી સમારવાના હથીઆરોની દુકાન કાઢી હતી. તે પ્રદર્શન તા. ૨૫–૧૦–૧૩ ના રોજ બંધ થવાનું હતું એટલે તે આજે તે દુકાન ઉઠાવી લેવા ત્યાં ગયા. પણ પ્રદર્શનમાં છેલ્લા દિવસોમાં વરસાદને લીધે લોકો જોઈએ તેટલા આવતા નહિ હોવાથી તે પ્રદર્શન દસ દહાડા પહેલાંજ બંધ કરવામાં આવ્યું હતું. પણ મી. સ્ટ્રેસમેન અમારી જોડે ફરતા હોવાથી તેમને તે વાતની ખબર નહોતી એટલે આજે તે ત્યાં જઈ જુવે છે તો કેટલાક તોફાની છોકરાઓ પ્રદર્શનને છેલ્લે દહાડે લુંટીઓ ચલાવેલો તેમાં આ દુકાન પણ તોડી નાખી હતી. દુકાનનું પાટીયું તથા અંદરનું કબાટ સાવ તોડી કડકા કર્યા હતા. આશરે સોએક રૂપિયાનું નુકસાન થયું હશે. આ વાત જ્યારે મી. સ્ટ્રેસમેને અમને જણાવી ત્યારે અમને બહુ અચંબો થયો આવી રીતે છોકરાઓ તોફાન કરે છે તેનો અનુભવ તેમને બીજો એ વખત પ્રદર્શનમાં થયો હતો. હાલમાં વળી મી લઈન કરીને મજુર વર્ગના આગેવાન આલ્બર્ટ હોલમાં ભાષણ કરતો લંડન યુનીવર્સીટીના વિદ્યાર્થીઓએ તોફાન કરી અટકાવ્યો હતો એવું અમે પેપરમાં વાચ્યુ હતું તેમાના કેટલાકને પોલીસે પકડી ફરીયાદ કરી હતી પણ તેમને થોડો થોડો દંડ કરી છોડી મુકવામા આવ્યા હતા પણ તેમના પર કંઈ વિશેષ સખ્તાઈ કરેલી જણાય નહિ છોકરાઓ આવી રીતે તોફાન કરી માણસોને ઘાવ એવી કલ્પનાથી શું આ વાતમા આંખ આડા કાન કરવામા આવે છે કે શું એવો અમને વિચાર આવવા લાગ્યો. આપણે ત્યા હોળીમા પણ છોકરાઓને તોફાન કરવા દેવામા આવે છે તે પણ કંઈક આના જેવુંજ હશે એમ અમને લાગ્યુ.

શુક્રવાર ટપાલ લખવામાં જતો.

દરેક શુક્રવારે વિલાયતથી હિંદુસ્થાન ટપાલ જવાની હોવાથી અમારો આ દિવસ કાગળ વિગેરે લખવામાં જતો. આજે સાંજે વળી અમને હિંદુસ્થાનની ટપાલ મળતી. લાંબી મુસાફરીમાં દૂરના સ્નેહીના કાગળો વાંચવામાં અને જવાબ લખવામાં કેટલો આનંદ થતો તેની પ્રત્યક્ષ અનુભવ સિવાય કલ્પના આવવી મુશ્કેલ છે.

## તા. ૨૫-૧૦-૧૩ શનીવાર.

વિકટોરીઆ મ્યુઝીઅમ.

આજે અમે વિકટોરીઆ અને આલ્બર્ટ મ્યુઝીઅમ જોવા ગયા આ મ્યુઝીઅમ પ્રચંડ હોઇ એમાં અનેક જાતની કારીગરીના નમુના મુકેલા છે. તે સિવાય બીજું ખાસ જોવાનું હતું અહિં પાંચ કલાક અમે ફર્યા તોપણ જોવાનું પુરૂં થયું નહિ એટલે કંટાળો આવ્યો અને પાછા ફર્યા.

## તા. ૨૬-૧૦-૧૩ રવીવાર.

મી-સ્ટ્રેસમેન ગાઇડ તરીકે જોડે લેવાનું ઠરાવ્યું.

આજે સવારમાં વરસાદ હોવાથી અને રવિવાર હોવાથી કંઇ બહાર ગયા નહિ. આવતી કાલે ઇંગ્લંડ સ્કૉટલંટ અને આયરલંડના જોવા લાયક સ્થળો જોવા પ્રવાસે નિકળવાનું ઠરાવેલું હોવાથી સામાન બાંધી તૈયાર થયા. આજ સુધી એક મહિનો થયો મી. સ્ટ્રેસમન અમારા જોડે મફત ફરવા આવતા હતા. પણ આ પ્રવાસમાં જોડે આવાની અડચણ નહોતી તોપણ સાથે માહિતગાર માણસ હોય તો સારૂં એમ ધારી મી. સ્ટ્રેસમનને ગાઇડ તરીકે અઠવાડીઆના બે પાઉંડ એટલે ૩૦ રૂપૈયા આપવાના તથા તેમના જમવાનો તથા ગાડી ભાડાનો ખર્ચ અમે આપવાનું ઠરાવી તેમને જોડે લેવાનું ઠરાવ્યું.



# ભાગ ૧૨ મો.

# ઇંગ્લંડમાંના બીજા શહેરો.

## લંડનથી બર્મીંગહેમ.

તા. ૨૭–૧૦–૧૩ સોમવાર.

**મજુર મળવાની અડચણ.**

આપણે ત્યાં જેમ એક ઠેકાણેથી સામાન લઈ જવાનો હોય તો જેમ મજુર મળે છે. તેમ અહીંઆ મળતા નથી. હોટેલમાં રહેનારાઓનો સામાન હોટેલની ગાડીમાં પહોંચાડવામાં આવે છે અને બીજા બધા અગાઉથી કાર્ટીંગ એજન્સી વાળાને ખબર આપી સામાન લઈ જવાની ગોઠવણુ કરે છે પણ અમે તેની કંઇ વ્યવસ્થા કરેલી ન હોવાથી અમારો સામાન સ્ટેશનપર લઇ જવાની મુસ્કેલી આવી પછી સ્ટેશનપરના પોરટર પાસેથી સામાન મંગાવી લીધો. આવી રીતે અહીંઆ આવી પરચુરણુ મજુરી માટે મજુરોની બહુ તંગાસ છે.

**ત્રીજા વર્ગમાં દહાડેજ પ્રવાસ કરવાનું નક્કી કર્યું.**

લંડન આવતા સુધી યુરોપ ખંડમાં અમે સેકન્ડ ક્લાસમાં મુસાફરી કરી હતી પણ આથી કંઈ અમને આરામ મળ્યો નહોતો કેમ કે આપણે ત્યાં સેકન્ડ ક્લાસમાં ઉપર બે બર્થ હોઇ સુવાની જેવી સગવડ હોય છે તેવી કંઇ અહીંઆ હોતી નથી અને સુવા માટે જુદી ફી ભરવી પડે છે એટલે રાત્રીની મુસાફરીમાં ઘણું ખરું ઉજાગરોજ કરવો પડતો હતો. ઇંગ્લંડમાં પહેલો બીજો અને ત્રીજો એવા ત્રણુ વર્ગ હોય છે. જર્મનીમાં માત્ર ચાર વર્ગ હોય છે ત્રીજા વર્ગના બેસવાને માટે ગાદી જડેલી હોય છે. અને બેસવાની ઉત્તમ સોઇ હોય છે. પહેલા વર્ગવાળાને પણ રાત્રે સુવા માટેની જગ્યા માટે ખાસ ફી ભરવી પડે છે. અમે રાત્રે મુસાફરી કરી કંટાળી ગયા હતા એટલે હવે ત્રીજા વર્ગમાં દહાડેજ મુસાફરી કરવાનું નક્કી કર્યું.

યુસ્ટેન સ્ટેશનથી ૯–૩૦ વાગે નીકળી બર્મીંગહેમ ૧૧–૩૦ વાગે પહોંચ્યા. અહીંઆં રોજ વરસાદ વરસતો હોઇ બધે લીલું છમ જણાતું હતું અને તેને લઇ દેખાવ ઘણો સુંદર દેખાતો હતો. લંડન કરતા ટાઢ ઘણી ઓછી જણાઇ.

યુસ્ટેનથી બર્મીંગહેમ.

અહીંયાંથી અમે બપોરે જમવાનું ઉપહારગૃહમા રાખ્યુ અને સવાર સાંજ હોટેલમાં જમવાનું રાખ્યું અમને લીલા વાટાણાની દાળ. બે ત્રણ શાક અને ભાત મળવાની કોઇ ઠેકાણે અડચણ આવી નહિ. બપોરે રોટી માખણ, અનનસ, ક્રીમ વગેરે પદાર્થો મળતા. એટલે ખાવાની સોઇ બધે સારી થતી હતી. આ તરફ ભાત ખાવાનો રીવાજ બહુ નહિ હોવાથી આ લોકોને ભાત બનાવતા આવડતો નથી. કેટલીક વખત કાચો તો કેટલીક વખત સાવ રાબડી જેવો થઇ જતો એટલે અમે હમેશાં ભાત પાણીમાં ન બાફતાં દુધમાંજ બાફવાનું કહેતા હતા. એટલે જાડો પાતળો થાય તો પણ હરકત નહિ અને માત્ર કાચો ન રહે તે માટે ખાસ તાકીદ આપતા.

આ પ્રવાસમાં જમવાની સોઇ.

આજ સુધી મ્યુઝીઅમો, બગીચા, પીક્ચર, ગેલેરીઓ વગેરે સ્થળો ખુબ જોયેલાં હોવાથી દરેક શહેરમાં તેજ જોવાને વખત ન ગાળતાં ગામમાં ફરી આવી એકંદર સાધારણ સ્થિતીનું અવલોકન કરી આગળ જવાનો વિચાર કર્યો હતો. તેવી રીતે અહીં વીજળીની ટ્રામમાં બેસી ફરી આવ્યા. ગામમાં અનેક કારખાનાઓ છતાં આ ગામની સ્થિતિ દરિદ્ર જણાઇ માટે રસ્તે કેટલાએક છોકરા ઉઘાડે પગે ફરતા હતા. અને સીથરે હાલ દશામાં પણ ઘણા માલુમ પડતા. આ શહેરનો દેખાવ અમને કલ્પના હતી તે કરતાં વિચિત્રજ જણાયો.

બર્મીંગહેમ.

૨૮–૧૦–૧૩ મંગળવાર.

## સ્ટ્રેટફર્ડ ઓન એવ્હન.

શેક્સપીઅરનું ગામ સ્ટ્રેટફર્ડ ઓન ઍવ્હન અહીંથી નજીક હોવાથી અમે તે જોવા ગયા. સવારે ૯–૫૦ નીકળ્યા તે અહીં ૧૦–૪૦ વાગે આવી પહોંચ્યા. રેલ્વેની બન્ને બાજુએ દેખાવ સુંદર હતો. જમીન ઉંચી હોઇ તેમાં અનેક

શેક્સપીઅરનું ઘર.

વિશાળ વૃક્ષો જણાતા હતા. આ દેશમાં નહેરો ખેતરમાં સુંદર ઘરો લીલી જમીન અને સ્વચ્છ આકાર ઘણોજ રમણીય દેખાવ આપતા હતા. આ ગામ ઘણું ન્હાનું છે પણ સ્વચ્છતા ઘણીજ છે. આ ગામડું જોઈ આપણા ગામડાની હીલને ગલીચ દશા માટે ખેદ ઉત્પન્ન થયા વગર રહેતો નથી. ગામમાં બધાં ઘર નવેસર બંધાયા છે પણ શેક્સપીયરનું ઘર હતું તેજ સ્થિતીમાં કાયમ રાખ્યું છે. આ ઘર જોવા માટે એક શિલીંગની ફી રાખેલી છે. અહીં દર વર્ષે હજારો પ્રવાસી આવે છે. ઘરમાં ખાસ જોવા જેવું કંઈ નથી. પણ શેક્સપીયરની વપરાસમાં જે ચીજો આવી હતી તેનો સંગ્રહ ઉત્તમ રીતે કરવામાં આવ્યો છે. આની પાછળ એક બગીચો છે તેમાં શેક્સપીયરે પોતાના નાટકોમાં જે ઝાડ ફુલનો ઉલ્લેખ કર્યો છે. તે સઘળાં આ બગીચામાં ઉગાડેલાં છે. ત્યાંથી નીકળી શેક્સપીયરની નિશાળ અને તેના માનમાં બાંધેલું નાટકગૃહ જોયું આ નાના ગામડાની સ્થિતિ ઉપરથી ઇંગ્લંડની ઉત્તમ આર્થિક સ્થિતી વિષે સારો ખ્યાલ આવે છે.

**લેમિંગ્ટન સ્પૉ.**

અહીંથી લેમિંગ્ટન નામનું ગામ નજીક હોવાથી બપોરે બસમાં બેસી ત્યાં ગયા. આ ગામે એક ઔષધી પાણીનો ઝરો છે. આને લીધે આ ગામ પ્રસિદ્ધ છે. આ ઝરાનું પાણી એક નળમાં લઈ તેની બે તોટી એક ઠેકાણે રાખી છે. તેમાંથી ગમે તેને મફત ઉપયોગ કરવા દે છે. આ પાણી અમે પીધું પણ અમને તે ખારૂં અને મોળું જણાયુ. કેટલાક રોગો પર આ પાણીનો બહુ ઉપયોગ થતો હોવાથી તેની બાટલીઓ ભરી બહારગામ ન્હડાવવામાં આવે છે. આવી રીતે આવા ઝરાઓનું વૈદકીય પૃથક્કરણ થવાથી તેનો ઘણો ઉપયોગ થાય છે. આવા ઝરા યુરોપમાં પુષ્કળ છે. એને સ્પૉ ( ઝરો ) કહે છે. અહીંના સાર્વજનિક બગીચામાં ફરી રેલ્વેથી પાછા બર્નિંગ હેમ પાછા આવ્યા.

તા. ૨૫-૧૦-૧૩ બુધવાર.

## લિવ્હરપુલ.

**ટયુટોનિક આગબોટ અને ઓવર હેડ રેલ્વે.**

સવારે ૯-૧૦ વાગે નીકળી ૧૧-૧૫ વાગે લિવ્હરપુલ આવી પહોંચ્યા. આ ગામ ફરી વળ્યા પણ અમે ધારતા હતા તેટલું સંપન્ન જણાયું નહિ. વ્હાઇટ સ્ટાર કમ્પનીની ટ્યુટોનિક નામની પ્રચંડ ૧૮૦૦૦ ટનની આગબોટ અમે અહીં બંદર પર આવેલી તે જોઈ.

અમેરિકામાં ન્યુઆર્ક શહેરમાં જ્યાં ત્યાં પુલો કરી ઑવ્હરહેડ રેલ્વે કરેલી છે તેવા પ્રકારની રેલ્વે અમે અહીં બંદર પર જોઇ આ રેલ્વે માટે મોટા પુલ કરી તે ઉપરથી રેલ્વે લઇ જવામાં આવી છે. અને સ્ટેશન વિગેરે પણ ઉપરજ હોય છે. અને નીચે થઇને ગાડી ઘોડા વગેરે જવા માટે ખુલ્લી જગ્યા પુષ્કળ રહે છે. અહીંઆ અમે હતા ત્યારે એક વરસાદનું ઝાપટું ઘણું જોરમાં આવ્યુ ત્યારે હિંદુસ્થાનના ચુરસાંદની યાદ થઇ. લંડન જોયા પછી આ શહેરો બહુ નજરમાં આવતાં નથી.

તા. ૩૦-૧૦-૧૩ ગુરુવાર.

**મેંચેસ્ટર.**

સવારે ગાડીમાં નીકળ્યા તો ચાલીસ મીનીટમાં મેંચેસ્ટર આવ્યા. આજ સુધી સ્ટેશન નજીક સારી હૉટેલ મળવાની અડચણ પડતી નહિ પણ અહીંઆંની હૉટેલ બહુ ખરાબ મળી, એકજ દિવસ રહેવાનુ હોવાથી બહુ તપાસ ન કરતાં તેજ હૉટેલમાં રહ્યા. અહિંયા કારખાનાં ઘણાં છે. અને ધંધા શિખવવાની ઘણી નિશાળો છે. હિંદુસ્થાનને કાપડ પુરું પાડવામાં આ શહેર પ્રખ્યાત છે. તે અમે આજે જોઇ તેની ઔદ્યોગિક સ્થિતિની કલ્પના આવી.

તા. ૩૧-૧૦-૧૩ શુક્રવાર.

બ્રૅડફર્ડ.

**બ્રૅડફર્ડ કારખાનાની સારી સ્થીતિ.**

સવારે નીકળ્યા તે દોઢ કલાકમાં બ્રૅડફર્ડ આવી પહોંચ્યા આ શહેર ગરમ કપડા બનાવવામાટે પ્રસિદ્ધ છે. બપોરે વીજળીની ટ્રામમાં બેસી ગામ બહાર ફરી આવ્યા, ત્યાં અનેક મોટા મોટાં કારખાનાઓ દેખાતાં હતાં. અહી મજુરો માટે કારખાનાવાળાઓએ નમુનેદાર મકાન બંધાવેલા છે. અહીંના કારખાના મુંબઇના જેવા એક બીજાને લાગીને ન હોતાં છુટાં છુટાં છે. તેથી લોકોને રહેવાને માટે હવા પ્રકાશની સારી છુટ છે. અહીંઆ મજુરોના ઘર જોઇએ છીએ એટલે એકંદર દેશ કેટલો સમૃદ્ધ છે તેનો ખ્યાલ આવે છે. કારખાનાવાળાઓએ મજુરના છોકરાઓને માટે નિશાળો અને રમવાની જગ્યાઓ કરેલી છે વળી મજુરો માટે ખાસ દેવળો પણ કર્યા છે. એકંદર દરેક કારખાનું એક ન્હાનું સુંદર ગામજ હોય એમ કહીએ તો ચાલે.

તા. ૧-૧૧-૧૩ શનીવાર.

## ઑક્સ્ફર્ડ.

આજે અહીં બગીચાનું મ્યુઝીઅમ જોવા ગયા, આ મ્યુઝીઅમ નાનું હતું તો પણ સારું જણાયું, બગીચો પણ ઠીક હતો. સાંજે પાછા વળતાં એક વાળ કાપવાની દુકાનમાં ગયા ત્યાં આજે શનીવાર હોવાથી ભીડ ઘણી જણાઇ. અહીં વાળ કાપવાનો એક નવોજ રીવાજ જોયો. કાતરથી કે વાળ કાપવાના સંચાથી વાળ ન કાપતાં કાકડા સળગાવી વાળ બાળી નાખવામાં આવે છે. અમે આવી રીતે અમારા વાળ ટુંકા કરાવ્યા. આવી રીત પહેલીજ જોએલી હોવાથી અમને લાગ્યું કે વાળ સળગશે તો માથું દાઝશે પણ તેવું કંઇ થયું નહિ. આવી રીતે વાળ કાપવાનુ કારણ પુછયું તો જણાવ્યું કે આથી વાળના ઝીણા છિદ્ર બળીને બંધ થઇ જાય છે અને કોઇપણ રોગ પેદા થઇ શકતો નથી આવું કંઇક શાસ્ત્રીય કારણ બતાવ્યું રાત્રના વખતે ૩-૪ જણ ખુરશીપર બેઠા છે અને હજામો કાકડા લઇ વાળ બાળવાનું કામ ચલાવે છે. એ દેખાવ જોઇ અમને બહુ હસવું આવ્યું. આવી રીત અમે બીજા કોઇ પણ ઠેકાણે જોઇ નથી.

વાળ કાપવાની નવી રીત.

તા. ૨-૧૧-૧૩ રવીવાર.

## લિડસ્.

અહીથી આજે લીડ્સ ગામે વીજળી ટ્રામમાં ગયા. આ બધો તાલુકાનો પ્રદેશ કોલસાની ખાણો અને કારખાનાથી વ્યાપી રહેલો છે. ઑક્સ્ફર્ડથી બધા આસપાસના ગામો વિજળીના ટ્રામથી જોડાએલા છે. અહીં મજુરોના ઘરો બધાં એક નમુનાના હોઇ શોભા ઘણી લાગતી હતી. આજે રવીવાર હતો અને અમારી ટ્રામમા દશ બાર મજુરો દારૂ પીને બેઠેલા હતા તેઓ પી અંદર અંદર બોલાચાલી થઇ મારા મારી પર આવી ગયા. બર્મિંગહેમ, મેંચેસ્ટર, લિવ્હરપુલ વીગેરે ઠેકાણે મજુરોની દરિદ્ર દશા જે દેખાતી હતી તે કંઇ તેમને મજુરી થોડી મળે છે તેને લઇને નહિ પણ તેમની આ દારૂપીવાની ટેવને લીધે છે એવું અમને હવે સ્પષ્ટ સમજાયું. આપણા દેશમાં પણ આ નવા વ્યસનનો ફેલાવ થતો જાય છે. એટલે તે વિષે આપણે ચેતવું જોઇએ.

## ભાગ ૧૩ મો.

# સ્કૉટલેન્ડ.

તા. ૩-૧૦-૧૩ સોમવાર.

આજનો આખો દિવસ સવારના ૯ વાગ્યાથી ચાર વાગ્યા સુધીનો હૅરફર્ડથી એડીનબરો જવા માટે રેલ્વેમાં ગયો. સાંજે હૉટલમાં ગયા પછી અંધારૂં થઇ જવાથી બહાર કંઇ ગયા નહિ.

હૅરફર્ડથી એડિનબરો.

તા. ૪-૧૧-૧૩ મંગળવાર.

આજે સવારે હાથ મોજા લેવા એક દુકાને ગયા. ત્યાં એક નવી તરેહનું યંત્ર જોયું અહીં માલના પૈસા આપવાના હોય તો એક તારથી લટકાવેલી ડબીમાં મુકવાના હોય છે અને ડબી વિજળીક બળ વડે કાઉન્ટર પરના માણસ કને જાય છે. અને બીજું પરચુરણ કંઇ પાછું આપવાનું હોય તો ફરી તે ડબીમાં પાછું આવે છે. આવી રીતે પૈસા લેનાર કેશીયર એક ઠેકાણે બેઠા બેઠા યંત્રની મદદવડે દુકાનની ચારે મેરથી પૈસા ઉઘરાવી લેછે.

એડિનબરો.

પછી અમે ટ્રામમાં બેસી હોલીરૂડ પેલેસ જોવા ગયા પણ થોડા દહાડા પહેલા મતાધિકારી બાઇઓએ અહીં તોફાન કરી આ મહેલનો કેટલોક સામાન તોડી નાંખેલો હોવાથી તે દીવસથી પરવાનગી સિવાય આ મહેલમાં કોઇને જવા દેતા નથી અને પરવાનગી મેળવી નહિ હોવાથી પાછું આવવું પડ્યું અહીંથી નજીક ટેકરી છે તે ઉપર ચડી ગયા. અહીં તાઢ બહુ હતી પવનનો સપાટો પણ એવો હતો કે અમારા કાન ઠરી ગયા. ટેકરી ઉપર આરથર સીટ નામની જગ્યો છે ત્યાંથી એડીનબરો શહેરનો રળીઆમણો દેખાવ જોયો નીચે ઉતરતાં ત્રણ ન્હાનાં બાળકને ઉઘાડે પગે જતાં જોયાં તો

હોલીરૂડ પેલેસ અને આરથર સીટ.

અમારા પગમાં મોજાં બુટ હોવા છતા પણ પગ ટાઢથી અકડાઈ ગયા હતા અને આ છોકરા ઉઘાડે પગે જતા જોઇ અમને નવાઇ લાગી ટેવ પાડવાથી કેવી શરીરને મજબુતાઇ આવે છે તે અમને પ્રત્યક્ષ જોવા મળ્યું.

કેબલ ટ્રામ.

રસ્તામાં પાછા વળતાં ટ્રામ જોઈ તો તે વીજળીની શક્તિ વગર ઝપાટાથી દોડતી જણાઇ ટ્રામના બે પાટા વચ્ચે એક એક લોખંડી તારના દોરડાથી આ ટ્રામ યંત્ર વડે ખેંચવામાં આવતી હતી. વાર અને ટ્રામ વચ્ચે જ્યારે તે સંબંધ તોડવામાં આવતો ત્યારે ટ્રામ ઉભી રહેતી આવી ટ્રામ ડુંગર પર ચ્હડતી ટ્રામ નેપ્લસમાં જોઇ હતી પણ આવી કેબલ ટ્રામ સપાટ રસ્તાપર ચાલતી અમે અહીંજ જોઇ અહીના લોકો અંગ્રેજીજ બોલે છે પણ તેમના ઉચ્ચાર ઘણા વિચિત્ર છે એટલે ટ્રામના કંડકટર શું કહે છે તે અમે સમજી શક્યા નહિ અહીં દારૂથી ચકચુર થઇ રસ્તામાં પડેલા ઘણા જોવામાં આવ્યા.

યુનીવરસીટી.

બપોરે યુનીવરસીટી જોવા ગયા. અહી એક હિંદી વિદ્યાર્થીની મુલાકાત થઇ તેણે અમને બધી જગ્યો બતાવી અહીંની લાયબ્રેરી ઘણી સરસ છે. તેમાં નૉક્ષ, સ્કોટ વગેરે વિદ્વાનોના હસ્તાક્ષરોનો સંગ્રહ બહુ સારો છે. અને નામાકિંત પ્રોફેસરોનાં પુતળા કરી બેસાડેલાં છે. દેવનગરી ભાષામાં લખેલી ઝીણા અક્ષરની એક રામાયણની પ્રત અમે અહીં જોઇ. આ યુનીવરસીટીમાં હિંદુસ્તાનના પુષ્કળ વિદ્યાર્થીઓ છે.

તા. ૫-૧૨-૧૩ બુધવાર.

## એબરડીન.

એબરડીન ગામ.

સવારે ૭-૪૦ વાગે નીકળી ૧૧-૩૦ વાગે પહોંચ્યા આ ગામમાં પત્થરની ઇમારતો પુષ્કળ છે. ગામ ન્હાનું પણ બહુ સુંદર છે. ગામ બહાર ટ્રામમાં બેસી ફરવા ગયા. ત્યારે ત્યાં અનેક સુંદર બાગ બગીચા ને બંગલા જોયા. આવો સુંદર દેખાવ હિંદુસ્તાન ગયા પછી સ્વપ્નવત થવાનો છે. એવો વિચાર

આવતો ત્યારે મનના ભેદ થતો અમાન પ્રવાસના આ ગાર અમને મનુ ગમ્યુ આ દેશમા સ્મશાન ભુમીમા બગીચો કરી બહુ ઉત્તમ કરવામા આવે છે અને અહીંની સ્મશાન ભુમી બહુજ સરસ હતી સ્મશાન ભુમી વિશે ભયંકર કલ્પના આપણે દેશી ગઇ છે તેનો ફક્તપણુ નમાર અહીં જોવાના આવ્યો નહિ

હિંદુસ્તાનમા રહી આવેલાને હિંદુસ્તાનજ પ્રિય હોય છે

બપોરે બજારના ફરતા જતા હતા ત્યારે એક તરૂણ સ્ત્રીએ મારે મારસ્તરનો હાથ પકડ્યો આ જોઇ અમે વિચાર કરવા લાગ્યા એટલામા તે છોકરીએ હિંદુસ્તાનીમા બોલવા માડ્યુ તેણે કહ્યુ કે તમને હિંદુસ્તાનીને જોઈ તમારી જોડે હિંદીમા બોલવાનુ બહુ મન થઇ આવવાથી મે તમને રોક્યા છે આ છોકરીનો બાપ પેશાવર તરફ લશ્કરી અમલદાર હતો અને આ છોકરી હિંદુસ્તાનમાજ જન્મી હતી તેના બાપને પેન્શન મળવાથી મે નર્ક થયા તેઓ અહીં રહેવા આવ્યા છે આ બાઇ હિંદુસ્તાની ઠીક સારૂ બોલતી હતી અને ઘણા દીવસથી કોઈ હિંદુસ્તાની જાણનારૂ ન મળવાથી તેણે અમારી જોડે વાત કરવાનુ બહુ મન થઇ આવ્યુ તેણે કહ્યુ કે હિંદુસ્તાન બહુ મારો દેશ છે આ પ્રમાણે લંડનમા પણ અમારી આગળ ઘણા માણસોએ હિંદુસ્તાનની પ્રશંસા કરેલી

મજુરનુ વખતશીરપણુ

બાદશાહનો ઉન્હાળાની મોસમમા રહેવા આવાનો બાલ્મોરલ રાજવાડો અહીંથી ઘણો નજીક છે પણુ વખત ન હોવાથી અમે તે જોવા ન જતા અહીંથી ઇન્વરનેસ જવાનુ ઠરાવ્યુ અમારે સવારે સાત વાગ્યાની ગાડીએ જવાનુ હોવાથી ૬॥ વાગતા અમે મા તોપણુ મજુર કઇ આવ્યો નહિ એટલે અમે એક બીજો મજુર કરી આવ્યા એટલામા તે મજુર ભારી લઇને આવ્યો તેને અમે કહ્યુ કે મોડો કેમ આવ્યો ત્યારે તેણે ઘડીઆળ કાઢીને બતાવ્યુ કે હજી તો ૬॥ મા એક મીનીટ કમ છે અને નોટ બુકમા અમારો આપેલો ટાઇમ નોંધી રાખેલો તે બતાવ્યો આ જોઈ અમે તો સેજ ઝંખવાણા પડી ગયા અમે તેનુ વખતશીરપણુ જોઇ બહુ નવાઇ પામ્યા અને અમે તેને પણુ કંઈક કેગ માટે આપ્યુ આ પ્રમાણે મજુરો પણ આટલા ટાઇમ સાચવનારા છે એ ધોરણ આપણે ખાસ શીખવાનુ છે કેમકે વખતસરપણામા આપણે બહુ પછાત છીયે

તા. ૬-૧૨-૧૩ ગુરૂવાર.

## એબરડીથી ઇનવ્હરનેસ.

અમે ઉત્તર તરફ જેમ જેમ વધારે જતા હતા તેમ ટાઢ બહુ પડતી હતી. આજે રેલ્વેમાંથી જોયું તો બન્ને બાજુઓના ઝાડના પાન પર ફ્રોસ્ટ પડેલું જણાતું હતું. ગાડીના કાચપર પણ ફ્રોસ્ટ ઠરી ગયો

ફ્રોસ્ટ-સ્નો અને આઇસ.

હતો. ફ્રોસ્ટ-સ્નો અને આઇસ બધાને આપણે તો બરફજ કહીયે છીયે પણ તેના ત્રણે જુદા જુદા પ્રકાર છે. આપણા ત્યાં જેમ ઝાકળ પડે છે તે ઝાકળ ટાઢને લીધે ઠરી જાય છે તેને ફ્રોસ્ટ કહે છે. આને આપણે હીમ પડયું એમ વખતે કહીયે છીયે અને આકાશમાંથી વરસાદ જેવો સફેદ રંગનો ભુસો પડે છે તેને સ્નો કહે છે. આ સ્નો રૂના જેવો પોચો હોય છે અને તે જમીનપર ૩-૪ ફીટ જેટલી જાડાઇના થરમાં પડી ઠરી જાય છે. પણ ફ્રોસ્ટનો થરતો છેક પા ઓ હોય છે. શિયાળાની ટાઢને લીધે નદી નાળાં ઠરી જાય છે. બરફ આપણે કૃત્રીમ બરફ બનાવીએ છીએ તેના જેવોજ હોય છે. અને તેને આઇસ કહે છે. આજે તાઢ બહુ હતી અને બુટમાંની આંગળીઓ ટાઢથી બહુ દુખતી હતી.

આ ગામ નેસ નામની નદીને કીનારે છે અને તે ઉપરથી આ ગામનું નામ પડેલું છે. નદી સાંકડી અને ઉંડી છે. અને પાણી સ્વચ્છ હોવા જોરથી વ્હેતુ હતું આ ગામ જોવા જેવુ છે. અહીં એક જુનો કીલ્લો છે તે જોઇ

ઇન્વ્હરનેસ.

આવ્યા. સાંજે સીનેમાનો ખેલ જોવા ગયા. તાઢ એટલી બધી હતી કે પથારીનાં ગરમ પાણીની બાટલીઓ મુકી પથારી ગરમ કરી સુઇ જવું પડયુ આવી રીતે પથારી ગરમ કર્યા સિવાય ટાઢને લીધે ઉંઘ આવવી મુશ્કેલ છે.

વા. ૯-૧૧-૧૩ શુક્રવાર.

## ઇનવ્હરનેસથી પર્થ.

સવારે પર્થ આવવા માટે નીકળ્યા. આ રસ્તામાં હાયલેન્ડનો દેખાવ જોવા મળે છે. ઉંચા ટેકરાનો પ્રદેશ અને ન્હાના ન્હાના જોશથી વહેનારા ઝરાઓ અને દૂર દેખાતી બરફથી ઢંકાયેલી ટેકરીઓને લીધે દેખાવ ઘણો મનોહર દેખાતો હતો પણ સ્વીટ્ઝર્લેન્ડનો ભવ્ય દેખાવ જોયા પછી આ દેખાવ ઉતરતો જણાય છે. અહીંના કેટલાક સરોવરોનો અને ડુંગરોનો દેખાવ સારો છે. પણ શિયાળાની ટાઢને લીધે અમે જઇ શક્યા નહિ. આજે ડબ્બામાં સ્ટીમહીટર એટલે વરાળથી ગરમ કરેલી નળીઓ હોવાથી ત્હાડ બહુ વાગી નહોતી, અને આજુ બાજુના સુંદર દેખાવો જોવામાં વખત જલદી ચાલ્યો ગયો. પર્થમાં ૧૨-૩૦ વાગે આવી પહોંચ્યા. ગામ સારૂં જણાયું. પણ વિશેષ જોવા જેવું કંઇ જોવામાં આવ્યું નહિ.

હાયલેન્ડનો દેખાવ.

વા. ૮-૧૧-૧૩ શનીવાર.

## પર્થથી ગ્લાસગો.

એડીનબરોથી એબરડીન, ઇનવ્હરનેસ, પર્થ, અને એડીનબરોની સરક્યુલર ટીકીટ અમે કાઢી હતી તોપણ ફરી એડીનબરો જવાનું કંઇ કારણ ન હોવાથી અમે સ્ટાર્લિંગથી ગ્લાસગો સુધીની જુદી ટીકીટ કાઢી ૧૧ વાગે ગ્લાસગો પહોંચ્યા પછી પ્રથમ કુક કંપનીમાં ગયા અને અમે અમારી ટપાલ લીધી. અને બપોરે શહેર જોયું. આ શહેર મોટું હોઈ અહીં લંડનની અમને યાદ થઇ. અહીંઆ પણ લંડન જેવુંજ ધુમસ જણાયું એક ઠેકાણે અમે ગરીબ વસ્તીમાં ગયા તો ૪૦-૫૦ ન્હાના છોકરાં અમને વીંટળાઈ ગયા. આ છોકરાનાં પગમાં બુટ નહોતા અને લુગડાં પણ ફાટેલાં હતાં અમારા પ્રવાસમાં જ્યાં જ્યાં આવી રીતે છોકરાઓ મળ્યા તે સારા સ્વભાવના હતા. અને કંઇ તોફાન કરતા ન હતા. આવા સુખી દેશમાં આવા ગરીબો જોઇ અમને બહુ આશ્ચર્ય લાગ્યું.

ગ્લાસગો.

તા. ૯-૧૧-૧૩ રવીવાર.

ગ્લાસગો.

પ્રેસબેટેરીઅન ચર્ચમાં પ્રાર્થના.

સ્કૉટલેન્ડ, દેશમાં પ્રેસબેટેરીઅન પંથનો ઘણો પ્રસાર છે આજે રવિવાર હોવાથી સવારે ફરવા નીકળ્યા તો એક દેવલમાં ઘણી ગર્દી જોઇ અમે પણ ત્યાં ગયા. અને એક બાંક ઉપર બેઠા એક ધર્મોપાધ્યાય વ્યાસપીઠ ઉપરથી ધર્મનું વ્યાખ્યાન આપતો હતો અને વચ્ચે વચ્ચે બાયબલના ગીતો ગાતો હતો. ગાયન વખતે બધા લોકો ઉભા રહી ગાવા લાગતા દેવલમાં આવનારા માટે બાયબલની અનેક ચોપડીઓ બાંકડા ઉપર મુકેલી હતી. જે ભાગ ઉપાધ્યાય વાંચતો હતો તે અમને માહિત ન હોવાથી અમને ચોપડીમાંથી તે જડી આવતો નહોતો એટલે આ અમારી અડચણ જોઇ અમારી પાસે બેઠેલી બે બાઇઓ તે ભાગ ચોપડીમાંથી કાઢી આપતી હતી. એક કલાક સુધી પ્રાર્થના ચાલુ હતી ત્યાં સુધી તેમણે મદદ કર્યા કરી હતી. એકંદર પ્રાર્થનાનો દેખાવ ઘણો ગંભીર હતો. મંદિર પણ ભવ્ય અને વ્યવસ્થિત જણાયું પછી યુનીવરસીટીની ઇમારત જોઈ પેસ્લી નામનુ ગામ જોઇ આવ્યા આ ગામમાં લુગડાં શીવવાનો તથાં સુતર બનાવવાનાં ઘણાં પ્રચંડ કારખાના છે.

તા. ૧૦-૧૧-૧૩ સોમવાર.

ગ્લાસગોથી સ્ટેનરર.

આયર્લેન્ડ જવા માટે સ્ટૅનહર બંદરે આવ્યા.

આજે સ્ટૅનહર બંદરેથી આયર્લેન્ડ જવાનું હોવાથી ત્યાંથી નિકળનારી સ્ટીમરમાં બર્થ રીઝર્વ્ડ કરાવવા કુક કમ્પનીમાં ગયાં. આજે વરસાદ પડતો હોવાથી ટાઢ ઘણી હતી. તેથી કંઇ બહાર ગયા નહિ. બપોરે ૪-૧૦ વાગ્યાની ગાડીથી નીકળી સાંજે સાત વાગે સ્ટૅનહર બંદરે આવી પહોચ્યા અને બોટ પર જઇ બેઠા. બોટ ૭૦૦ ટનની હતી તોપણ અંદર વ્યવસ્થા અને સ્વચ્છતા ઘણી સારી હતી કોકણમાં જનારી બોટ આવીજ હોય છે પણ તેમાં સ્વચ્છતા અહીંના જેવી હોતી નથી.

# ભાગ ૧૪ મો.

# आयर्लेन्ड.

તા. ૧૧-૧૧-૧૩ મંગળવાર

## બેલફાસ્ટ.

બેલફાસ્ટ.

અમારી બોટ " પ્રીન્સેસ મોડ " સવારે ૭ વાગે ઉપડી ૮ વાગે લાર્ન બંદરે પહોંચી સમુદ્ર શાંત હતો તેથી અમને કંઈ ત્રાસ થયો નહિ. લાર્ન બંદર પર આગગાડી તૈયાર હતી તેમાં બેસી ૧૦ વાગે બેલફાસ્ટ પહોંચ્યા. આ શહેર આલ્સ્ટર પ્રાંતની રાજધાની છે. અહીં સુતરાઉ કાપડ બનાવવાના તથા આગબોટ બનાવવાનાં મોટાં કારખાનાં હોઇ શહેર ઘણું સમૃદ્ધ છે. ઑલીમ્પીઆ, ટીટેનીક વગેરે પ્રચંડ સ્ટીમરો અહિંનીજ ગોદીમાં બંધાયેલી છે. અહીંનો ટાઉન હૉલ ઘણો જોવા લાયક છે. આનો મુખ્ય હૉલ અને વિશાળ દાદરો જોવા લાયક છે આ ગામમાં અનેક મોટી ઉદ્યોગ શાળાઓ છે. ગામ જોઇ અને બપોરે ત્રણ વાગ્યાની ગાડીએ ડબ્લીન ગયા. તે સાંજે ૭ વાગે પહોંચ્યા.

તા. ૧૨-૧૧-૧૩ બુધવાર.

## ડબ્લીન.

કિંગ્સટાઉન.

સવારે કિંગ્સટાઉન જોવા ગયા. અહીંથી બંદર ઉપર ફરવા ગયા ત્યારે એક ઠેકાણે બંદર દુરસ્તીનું કામ ચાલતું હતું ત્યાં એક માણસ પાણીમાં ડુબકી મારવાને ખાસ લુગડા લુગડાની અંદર જવાની તૈયારીમાં હતો. આ માણસને નળીઓ વડે અંદર હવા પહોંચાડવામાં આવતી હતી, આ માણસ

પાણીની અંદર એક બે કલાક સુધી રહી કામ કરી શકે છે મોતી કાઢવા માટે પણ આવાજ કપડાં પહેરી ડુબકી મારે છે અહીંથી ફરી ડબ્લીન શહેરમા પાછા આવ્યા તો બાગદારી ગાડીઓમા પોલિસ સિપાઈ બેઠેલા જોયા અને આનુ કારણ એમ માલુમ પડયુ કે, આ શહેરમા મજુર લોકોએ સંપ કરી હડતાલ પાડી હતી તે અમલવારીને બંદોબસ્ત માટે આ પ્રમાણે તેમને રાખવામા આવેલા છે અહીંના લોકોની સ્થિતિ વાણી કંગાલ માલુમ પડી રસ્તાપર હજારો છોકરા ખુદ નગર અને પગેરે ઉઘાડે ફરતા હતા આયર્લેન્ડની ગરીબતા બદલ જે કાંઈ વાંચેલુ તેનુ પ્રત્યક્ષ નીરીક્ષણ થયુ

તા ૧૩-૧૧-૧૩ ગુરૂવાર

## કીલાર્ન.

અહીંથી સવારે ૮॥ વાગે નીકળ્યા તે સાંજે ત્રણ વાગે કીલાર્ન આવી પહોંચ્યા.

કીલાર્ન

રસ્તામા દેશ ઉજ્જડ દેખાયો આજુબાજુ ઘણી જમીન પડતર પડી હતી કીલાર્ન ગામ ન્હાનુ છે. તોપણ ત્યાના સરોવરો જોવા ઉનાળામા ઘણા પ્રવાસીઓ ઉતરી આવતા હોવાથી હૉટલ વિગેરેની સગવડ બહુ સારી છે સાંજે ગામમા ફરવા ગયા તો લોકો ગરીબ દશામા જણાયા દરેક ઘરમા છોકરાઓની સંખ્યા અતિશય જણાઈ આયર્લાંડ દેશ કંગાલ છે ખરો પણ તે ઠેઠ હિંદુસ્તાન જેવો અધમ સ્થિતિમા નથી

તા ૧૪-૧૧-૧૩ શુક્રવાર

## કીલાર્ન.

સવારે નવ વાગે અહીંના સરોવરો જોવા ગયા આજે સવારથી વરસાદ

કીલાર્નના મનોહર

પડતો હતો અહી વરસાદ એક મીનીટમા આવે અને વળી બંધ થઈ જતો અને ફરી આવતો આ સરોવરો જોવા માટે માણસ દીઠ એક શીલીંગ શી આપવી પડી છે અહી એક મહેલ અને નામનો મઠ જોવા લાયક છે એવુ

પર્યન અમે ગાઇડ બુકમાં વાંચેલું પણ તે જોવા ગયા ત્યારે તેમાં કંઇ એવું ખાસ નહોતું. સરોવરની આસપાસ ઘોડા ગાર્ડીઓ ફરે એવો મોટો રસ્તો કરેલો છે તેથી અમે ગાડીમાં બેસી ફરી આવ્યા આ સરોવરની આસપાસ ડુંગરો આવવાથી દેખાવ ઘણો રમણીય લાગે છે. ગૅપ ઑફ ડનલો અને ટોર્ક નામના ધોધવાની જગ્યા જોવા જેવી છે. ઉનાળામાં અહીં ફરવાની મજાના રહે છે પણ આજે વરસાદ હોવાથી ટાઢ બહુ વાતી હતી.

તા. ૧૫-૧૧-૧૭ શનીવાર.

## કીલોર્નથી લંડન.

કીલોર્નથી પાછા લંડન.

સવારે ૭ વાગ્યાની ગાડીમાં નીકળી ૧૨-૩૦ વાગે હૉલ હેઅર બંદરે આવ્યા. અને સેંટ ઍન્ડ્રયું નામની બોટમાં બેસી ફીસગાર્ડ બંદરે ઉતર્યા. અમારી બોટપર કેટલાક પલટણનાં શીપાઇ હતા ત્યાં તેઓએ ખુબ દારૂ પીધો હતો અને નાચતાં હતા. પણ બીજા કોઇને ખાસ દંગ કરતા નહોતા. ફીશગાર્ડથી ગાડીમાં બેસી રાત્રે નવ વાગે લંડન પહોંચ્યા. આ બધો પ્રવાસ ત્રીજા વર્ગમાં કર્યો પણ અમને કંઈ ત્રાસ થયો નહિ. રોજ પ્રવાસ ચાલુ હોવાથી આજ જાણે પાછા ઘેર આવ્યા હોઇએ એવું લાગ્યું.



# ભાગ ૧૫ મો.

# पाछा लंडनमां.

વા. ૧૬-૧૧-૧૩. રવીવાર.

લંડન.

અહીં કપડાં ધોવાની વ્યવસ્થા.

આજે પ્રવાસમાં મેલાં થયેલાં લુગડાં ધોબીને આપ્યાં. અમારા મુકામે દર આઠ દિવસે કપડાં ધોવાઈ આવતાં હતાં. ધોબી લુગડાં બહુ સારાં ધુવે છે. કપડાં શાસ્ત્રીય રીતે ધોવાનાં હોવાથી રેશમી કપડાં પણ ઘણાંજ સારાં ધોવાય છે. અને સાવ નવાં જેવાંજ કરે છે. મારી પત્નીનાં લુગડાં, સાડીઓ વિગેરે બહુ લાંબાં હોવાથી અહીં ધોબી ધોશે નહિ સમજી સાડીઓ બહુ સાથે રાખી નહોતી. પણ આખા યુરોપના પ્રવાસમાં અમારે આની કંઈપણ અડચણ આવી નહિ. એક બે દિવસ રહેવાનું હોય તોપણ લેટલી વારમા કપડાં ધોઈ લાવવામાં કંઈ વાંધો આવતો નહિ. આવે વખતે ફક્ત પૈસા ખુબ આપવા પડતા. અને એક સાડી ધોલાઈમણુ દસ આના આપવા પડતા. લંડનમાં એવી દક્ષણી સાડી ધોવા માટે બે આના કરતાં કંઇ વધારે આપવું પડ્યું નહિ. અહીં દરેક વાતમાં મોંઘવારી છે તે પ્રમાણમાં ધોવડામણ પણ મોંઘી છે. ગરમ લુગડાં ધોવાથી બગડે છે. માટે તેને ફક્ત ધોયા વગર સાફ કરવામાં આવે છે. અને ગરમ સુટ વાપરવાથી તેનો ઘાટ બગડી જાય છે. તે દુરસ્ત કરવા તેને દબાવી આપવાનો રીવાજ છે. એક સુટ આવી રીતે "પ્રેસ" કરાવવાની મજુરી ૩॥ શીલીંગ એટલે રૂ. ૨-૧૨-૦ પડે છે. ગરીબ લોકો લુગડાં સાથે ધોઈ લેછે.

વા. ૧૭-૧૧-૧૩ સોમવાર.

લંડન.

લંડન જેવા મોટા અને ગીચ શહેરને ખુલ્લી જગ્યાઓની ઘણી જરૂર હોવાથી તે

લંડનમાં ખુલ્લી જગ્યાઓ.

પ્રમાણમાં આવી જગ્યાઓ ખુલ્લી રાખવામાં આવી છે. હાઇડપાર્ક કેન્સીંગટન ગાર્ડન રેન્ટજેમ્સ-પાર્ક ગ્રીનીસપાર્ક મળીને ૨૦૦૦ એકર જમીન ખુલ્લી છે. કૌંટી કાઉન્સીલના કબજામાં એકંદર ૧૦૦ બગીચા હોઇ ૫૦૦૦ એકર જમીન રોકાઇ છે. આ શિવાય શહેર બહાર રીચમન્ડપાર્ક ( ૨૩૦૦ એકર ) બુશીપાર્ક ( ૧૦૦૦ એકર ) વિમ્બલડન કૉમન ( ૧૦૦૦ એકર ) એબિંગ ફૉરેસ્ટ ( ૫૦૦૦ એકર ) વગેરે અનેક જગ્યાઓ લોકોને ફરવાને માટે રાખેલી છે અને લોકો પણ તેનો ઉપયોગ ઘણો સારો કરે છે. ઉપરની ખુલ્લી જગ્યાઓમાં અનેક તરેહની રમતો રમવાની પણ જગ્યો હોય છે. એકંદર લોકોની તન્દુરસ્તી માટે જોઇએ તેટલી સગવડ રાખવામાં આવે છે.

હાઇડપાર્ક.

અમારી રહેવાની જગ્યો હાઇડપાર્કની પાસે હતી. આ પાર્ક બહુ નામાંકિત છે. આમાં એક સરપન ટાઇન નામનું લાંબું કૃત્રીમ સરોવર કરી તેમાં બોટીંગ કરવાની સોઇ કરેલી છે. અહીં હમેશ વરસાદ પડતો હોવાથી લીલું ઘાસ ચારેમેર ફેલેલું હોય છે. તેથી શોભા સારી આપે છે. બાગ તરીકે તેમાં કંઇ ખાસ નવાઇ જેવું નથી અને વડોદરાના કમાટીબાગ કરતાં કંઇ વધારે નથી. હાલ શિયાળો હોવાથી મોટા ઝાડના પાંદડાં ખરી જઇ સાવ બુઠાં થઈ ગયા હતાં. આપણા દેશમાંના ઝાડોમાંનું એક ઝાડ પણ અહીં દેખાતુ નથી. અહીં પણ મોટા વૃક્ષો થાય છે ખરાં પણ તેની જાત આપણે ત્યાં થતી નથી.

તા. ૧૯–૧૧–૧૩ બુધવાર.

લંડન.

આલ્બર્ટ મેમોરીઅલ.

વિક્ટોરીઆ રાણીના પતિ પ્રીન્સ આલ્બર્ટનું એક મોટું પુતળું બેસાડેલું છે આ પુતળું એક મંદિર જેવી જગ્યો કરી તેમાં બેસાડેલું હોઇ પુતળાપર સોનેરી ગીલ્ટ કરેલો છે. આ સ્મારક પાછળ ૧૨૦૦૦ પોંડ ખરચવામાં આવ્યા છે. લંડનમાં આ સૌથી સારામાં સારૂં સ્મારક છે.

તા. ૨૦-૧૧-૧૩ ગુરૂવાર.

લંડનમાં બદામ, દ્રાખ, અંજીર, ખજુર જરદાળુ વગેરે પ્રકારનો સુકો મેવો ઘણો સારો મળે છે. આ માલ સાફ કરી વેચવામાં આવતો હોવાથી તેનો ઉપયોગ તરત કરવા માટે તૈયાર હોય છે. ધાન્યાહારી લોકોની આવા મેવાથી ઘણી સારી સગવડ થાય છે. લંડનમાં એક સ્ટ્રટન કેફ નામનું ઉપહાર ગૃહ છે ત્યાં આપણી દેશી તરેહની વાનગીઓ મળે છે. તે શિવાય લંડનમાં બીજે કોઈ ઠેકાણે દેશી પદાર્થ મળતા નથી. અહીં હિંદી વિદ્યાર્થીઓ ઘણે ભાગે જાય છે પણ ગોરા લોક બીલકુલ જતા નથી.

પાછા લંડન.

તા. ૨૩-૧૧-૧૩ રવીવાર.

અમારા મુકામમાં ન્હાવાની ઉત્તમ સોઈ હતી. અને બીજી હોટલમાં જેમ ન્હાવાના પૈસા આપવા પડે છે તેમ અહીં કંઈ ફી આપવાની હતી નહિ. પણ ટાઢ હમણાં એટલી સખ્ત પડતી હતી કે આઠ દીવસે એક વખત પણ સ્નાન કરવાનો કંટાળો આવતો. ન્હાવાની ઓરડી બંધ હતી અને અંદર ગ્યાસથી પાણી ઉનું કરવાની યોજના હતી. ગ્યાસની બત્તી સળગાવવાથી ૨-૩ મીનીટમાં નળમાનું પાણી ગરમ થવા માંડે છે. આ યંત્રવડે પાણી તપાવવાની રીત ઘણી સહેલી છે. પણ અજાણપણાને લીધે કોઈ વખત આમાં અકસ્માત થઇ જવાનો સંભવ રહે છે. એક દિવસ ગ્યાસની નળી ઉઘાડીને તરતજ તેને સળગાવ્યો નહિ અને પછી થોડીવારે સળગાવ્યો ત્યારે યંત્રમાં ફેલાઇ રહેલો ગ્યાસ એકદમ સળગી ઉઠી મોટો અવાજ થયો. પણ સારે નસીબે કંઈ ઇજા થઈ નહિ. નવા માણસને આવી રીતે અજાણપણામાં ભુલ થઇ જવાનો સંભવ રહે છે એટલે ખરી ચેતવણી માટે આ હકીકત લખી છે. આપણા કરતાં અહીંઆ યંત્ર સાધન બહુ સાધારણ થઈ ગયેલ છે પણ તેનો ઉપયોગ કરવાની સંપુર્ણ માહિતી હોવાથી આવસ્યકતા રહે છે. ટાઢ એટલી બધી હતી કે બંધ ઓરડીમાં પણ લુગડાં કહાડી ન્હાવાનું જીવ પર આવતું.

ન્હાવાની સોઈ. અહીંની ટાઢ.

મને આપણા દેશના બાર મહિના ટાઢે પાણીએ ન્હાવાની ટેવ છે. તોપણ અહીં આડે દહાડે એકવાર પણ ગરમ પાણીએ ન્હાવાનું વસમું થઇ પડતું તે પરથી આ દેશમાં કેટલી સખ્ત ઠંડી રહે છે. તેની કંઇક કલ્પના આવશે.

વા. ૨૪-૧૧-૧૩ સોમવાર.

લંડન.

બ્રાયટન.

લંડનમાં લોકોને હરવા ફરવા માટે ખુલ્લી જગ્યાઓ રાખી છે તે આપણે આગળ જોઈ ગયા. આટલાથી પણ લોકોનું સમાધાન થતું ન હોવાથી દરીઆ કીનારે કેટલીક હવા ખાવાની ખાસ જગ્યાઓ હોય છે. કે જ્યાં લંડનથી હજારો માણસ ફક્ત હવા ખાવા માટે જાય છે. આવા સ્થળોમાં બ્રાયટન નામનું સ્થળ બહુ પ્રખ્યાત છે. તે આજ જોવા ગયા. અહિંયા નાત જાતનો કઈ પ્રતિબંધ નહિ હોવાથી લોકો હોટેલોમાં છુટથી ઉપયોગ કરે છે. અને એક દિવસ માટે સાથે કઈ પણ સામાન લઇ જવાની જરૂર પડતી નથી. અને બ્રાયટન જવા માટે ઘણા લોકો નીકળી પડે છે. વળી વાર તહેવારે ઓછા ભાડાંમાં રેલ્વે કમ્પની લઇ જાય છે. વળી કેટલીક ખાનગી કમ્પનીઓ આખી ગાડી ભાડે રાખી ઉતારૂઓને વળી સાવ સસ્તા ભાડામાં લઈ જાય છે. અમે સવારે દસ વાગે નીકળી બપોરે બાર વાગે બ્રાયટન આવી પહોંચ્યા. સ્ટેશન પરથી દરીઆ કીનારો સાવ પાસે હોવાથી ત્યાં અમે ચાલતા ગયા અહીં રસ્તા પુષ્કળ પહોળા અને ડામરથી કરેલા છે. અને ઠેકઠેકાણે બગીચાઓને દરીઆ કીનારે મોટમોટી ભવ્ય હોટેલો જોઇ દેખાવ ઘણોજ ભવ્ય લાગે છે. અહીં દરીઆ કીનારો હોઇ હવા ચોખ્ખી ને ખુલ્લી હોય છે. અને લંડનના જેવો ધુમસ માલુમ પડતો નથી. એટલે લંડનથી આવતાં અહીં માણસોના જીવને એક પ્રકારનો અલૌકીક આનંદ થાય છે. તે સ્વાભાવિક છે. એક ઠેકાણે આચ્છાદિત રસ્તો છે. તે અશક્ત માણસોને ફરવા માટે કરેલો છે. ઇંગ્લંડમાં આવ્યા પછી આ બ્રાયટનનું રમણીય સ્થાન ખાસ જોવું જોઇએ.



સમુદ્ર કિનારાનો દેખાવ-બ્રાયટન.

### તા. ૨૫-૧૧-૧૩ મંગળવાર

### લંડન.

ઑક્સફર્ડ સ્ટ્રીટમાં રાત્રે દેખાવ.

આજે કંઇ ખાસ જવાનું નહિ હોવાથી સાંજે ચાર વાગે અંધારૂં થયા પછી અમે ઑક્સફર્ડ સ્ટ્રીટમાં ફરવા ગયા. રાત્રે આ બજારમાં રોષનાઇ એટલી તો ભપકાબંદ થાય છે કે મુંબઇમાં દીવાળીને દહાડે પણ આટલો ભપકો થતો નથી. હજારો દુકાનોપર નામના પાટીઆ ઉપરના વીજળીક બત્તીના અક્ષરો જુદા જુદા રંગ બદલી બતાવવામાં આવે છે. દુકાનોપર સામાન ભપકાબંદ રીતે આકર્ષણ થાય તેમ ગોઠવેલો હોય છે. અને હજારો સ્ત્રી પુરૂષો અને ખાસ કરીને સ્ત્રીઓનો તો જાણે મેળો ભરાયો હોય એમ લાગે છે. સ્ત્રીઓ ખાસ કરીને નવી નવી ફેશનમાં કપડાંના નમુનાઓ જોવા માટે આમતેમ ફર્યા કરે છે. આ બજાર એક વખત જોયા પછી તમામ બજાર તદન ઉતરતાં લાગે છે. રાત્રે નવ વાગે બજાર બંધ થઇ જાય છે.

### તા. ૨૬-૧૧-૧૩ બુધવાર.

### લંડન.

અહીંના નોકરોની કામ કરવાની રીત.

અહીંઆ નોકરની કામ કરવાની રીત ઘણી સારી હોય છે. અમારા યુરોપના ગાઇડ એડવર્ડ અને અહીંના મિ. સ્ટ્રેસમન અને અમારા મુકામપર કામ કરનારી બે સ્ત્રી નોકર એટલા જણની કામ કરવાની પદ્ધતિ પ્રત્યક્ષ જોવા અમને મળી, તે ઉપરથી સાધારણ અનુમાન કરવાને કંઇ હરકત જણાતી નથી. એક વખત પગાર વિગેરે ચોક્કસ કર્યા પછી નોકર લોકો જેમ બને તેમ સારી નોકરી કરવાનો પ્રયત્ન કરે છે. અને કર્તવ્ય સંબંધી આ લોકો ઘણાજ ચોક્કસ હોય છે. નોકરીમાં રહ્યા પછી કોચરાઇ કરવાની પદ્ધત આ લોકમાં મુદલ જણાતી નથી. જેમ બને તેમ સરસ અને પ્રામાણિક રીતે કામ કરવા તરફ આ લોકની વૃત્તિ દોરાએલી હોય છે અમને બન્ને ગાઇડો

અચાનકજ મળી આવ્યા હતા તોપણ તેમના કામ સબંધી તેઓએ અમારે જરાએ બોલવા રાખ્યુ નથી. અમને તેઓએ અમને કોઇ પણ પ્રકારનુ દુઃખ પડવા દીધુ નથી. તેમજ વળી અમારા મુકામપર જે બે સ્ત્રીઓ નોકર હતી તે પણ કામ કરવામા ઘણીજ ખબરદાર અને કાળજીવાળી હતી. અમારા મુકામમાં દસ બાર માણસ હતા અને ઇમારત પાંચ માળની હતી. છતાં બધા રહેનારાઓનું કામ તેમનેજ કરવાનું હતું રોજ તમામ મકાન વાળી કાઢવાનુ, રસોઇ કરવાનુ, પીરસવાનુ, વાસણ સાફસુફ કરવાનું, રાત્રે પથારીઓ કરવાનું, પાણી ભરવાનું, બધાના લુગડાં જણીને ધોઇને આપવાના અને પાછા આવે ત્યારે ગણી લેવાના અને જેની તેની ઓરડીમાં મુકી દેવાના વગેરે અનેક તરેહના કામો આ બે સ્ત્રીઓજ કરતી હતી. આ ઉપરાંત બજારમાંથી જણસ ભાવ લાવવાનું તેનો હિસાબ મેનેજરને આપવાનું વગેરે કામ તેજ કરતી હતી વળી શિયાળામાં દરેક ઓરડીમાં કોલસા લઇ જઇ સગડીઓ સળગાવવાનું કામ તેઓ એકદમ હાજર થઇ બતાવેલુ કામ તાબડતોબ કરતાં હતાં. અને કામ બહુ છે એવી કુરકુર અને કદી તેમને મોઢેથી સાંભળી નથી. અને ઉલટાં જ્યારે ત્યારે તેમને આનંદમાંજ જોતા હતા. જમવા માટે દરેક જણને કેટલીક રકાબીને કેટલાં કાંટા ચમચા આપવામાં આપે છે, છતાં પણ એક દીવસે પણ વાસણને એક ડાઘો પણ દેખાતો નથી. સવાર સાંજ જમવાનું હમેશ નીયમીત રીતે મળતું. સવારના તથા રાતના આઠ સુધી તેમનો કામ કરવાનો ટાઇમ હતો પણ તે વખતમાં અમે તેમને કોઇ દીવસ નવરી બેઠેલી જોઇ નથી. તેમજ કોઇપણ આડોશી પાડોશી જોડે નકામાં ટાયલાં કરતાં પણ જોઇ નથી. આટલી બધી કાળજી અને કરામતથી તેઓ કામ કરે છે એટલે તેમના પર દેખ રેખ રાખવાની બીલકુલ જરૂર રહેતી નથી, કારીગર, મજુર, વગેરે બીજા માણસો પણ આટલીજ ઉચ્ચ બુદ્ધીથી કામ કરે છે આ લોકોની આ કામ કરવાની રીત ખાસ અનુકરણ કરવા જેવી છે. દેશની ઉન્નતીનો હમેશાં હલકામાં પણ હલકા નોકર મજુર વગેરેને કર્તવ્ય નિષ્ઠાપર આધાર રાખે છે.

તા. ૨૭-૧૧-૧૩ ગુરૂવાર.

લંડન.

આજે અમે ઇંગ્લાંડના નૌકાનું મુખ્ય બંદર પોર્ટસમાઉથ જોવા ગયા.

પોર્ટસમાઉથ.

ત્રણ કલાકમાં ત્યાં જઇ પહોંચ્યા. અને બંદર જોવા ગયા દરવાજા પર પોલીસના સીપાઇએ અમે કોણ ને ક્યાંથી અને કેમ આવ્યા છીએ તે પુછવા લાગ્યો. અને બંદર પરના અધિકારીની પરવાનગી લઇ અમને અંદર જવા દીધા. અમને બંદર બતાવવા માટે એક પોલીસ સીપાઇ આવ્યો તેણે લડાઉ જહાજને બાંધવાની ગોદી બતાવી અહીં રોજ ૧૫૦૦૦ મજુર કામ કરે છે. "આયર્ન ડયુક" નામનું મોટામાં મોટું સુપર ડ્રેડનોટ જાતનું બારકસ અમે જોયું. તે શિવાય ક્રુઝર-સબમરીન-ટોરપેડો બોટ વગેરે જોયાં પણ આ બાબતનું અમારૂં જ્ઞાન બહુ નહિ હોવાથી અમે તેના ભેદ બરોબર સમજી શક્યા નહિ. સાંજે અહીંથી નજદીક સાઉથસી નામનું ગામ છે. તે જોઈ પાછા આવ્યા.

તા. ૨૮-૧૧-૧૩ શુક્રવાર.

લંડન.

પિતાશ્રીને પાછા જવા માટે બોટ મળવી મુસ્કેલ થઇ હતી. એટલે અમારે

પાછા જવાની તારીખ નક્કી કરી બોટમાં જગ્યા રીઝર્વ કરી.

હજી પાછા વળવાને ૨॥ મહિના બાકી હતા છતાં અત્યારથીજ આગબોટમાં જગ્યા રીઝર્વ કરવાનું ઠરાવ્યું. અને કુક કમ્પનીની ઑફિસમાં ગયા. તા. ૧૫-૨-૧૪ ના રોજ મેરીઅનબાદ નામની ૧૨૦૦૦ ટનની આસ્ટ્રીઅન લાઇડ કમ્પનીની આગબોટમાં મુંબઈ પાછા જવાનું નક્કી કરી તેમાં જગ્યાઓ રીઝર્વ કરાવી હજી ઘેર જવા માટે ઘણો અવકાશ હતો છતાં જવાની તારીખ નક્કી થવાથી અમને ઘણો આનંદ થયો.

તા. ૨૯-૧૧-૧૩ શનીવાર.

લંડન.

અહીંનું નામાંકિત વિદ્યાલય કેમબ્રીજ કહેવાય છે તે જોવા આજે ગયા. બે કલાકમાં અમે કેમબ્રીજ આવી પહોંચ્યા. ત્યાં અગાઉથી ખબર કહેલી હોવાથી રા. રા. મોહનલાલ કાંટાવાળા અમને સ્ટેશને લેવા આવ્યા હતા તેઓ આ વખતે

કેમબ્રીજ.

સીવીલ સરવીસના અભ્યાસ માટે અહીં રહેતા હતા. અમારા અહીં આવ્યા પછી તેઓ પરીક્ષા પાસ કરી અહીં પાછા આવી સીલોનમાં નીમાયેલા છે. તેઓએ આખો દહાડો અમારી સાથે ફરી અમને બધું બતાવ્યું. અહીં અનેક કૉલેજો છે. કૉલેજ એટલે અહીં વિદ્યાર્થીને રહેવાનું બોર્ડીંગ એવો અર્થ થાય છે. કેમકે પોતાની કોલેજમાં રીતસર ભાષણો અપાય છે. અને તે બીજી કોલેજ ના વિદ્યાર્થીઓને સાંભળવાની પણ છુટ હોય છે. ઑક્સફર્ડ કરતાં અહીં ખર્ચ કમી આવતો હોવાથી ઘણાખરા હિંદી વિદ્યાર્થીઓ અહીંજ આવે છે. અહીંની કોલેજમાં સારા લોકો જોડે સબંધ થઇ ઘણુંજ ઉત્તમ પ્રકારનું શિક્ષણ મળે છે. અનેક વિષયો પર યુનિવર્સીટીમાં વ્યાખ્યાનો થાય છે. અને ગમે તે કોલેજમાં વિદ્યાર્થી તે સાંભળવા આવે છે. અહીંની યુનિવર્સીટી ભણાવવાનું તેમજ પરીક્ષા લેવાનું બન્ને કામ કરે છે. દરેક કોલેજમાં જમવા માટે એક મોટો હોલ હોય છે. અને વિદ્યાર્થીની હાજરી જમણ વખતે લેવામાં આવે છે. દરેક કોલેજને લગતું એક દેવલ હોય છે. અને દરેક ખ્રીસ્તી વિદ્યાર્થીને અહીં દર રવિવારે જવાની ખાસ ફરજ હોય છે. અહીં શારીરિક કેળવણીપર ઘણું લક્ષ અપાય છે. અને રમવાની ઘણી જગ્યાઓ હોય છે. દરેક કોલેજની પાછળ ખુલ્લી જગ્યા હોય ( બૅક ) ત્યાં વિદ્યાર્થીઓ આનંદથી રમે છે. આવી સગવડ ઑક્સફર્ડમાં નથી. આ શિવાય આ બે વિદ્યાલયોના શિક્ષણ વિષે એક પ્રવાસી અભિપ્રાય આપી શકે નહિ તે સ્વાભાવિક છે. સાંજે ગાડીમાં પાછા આવ્યા.



જીઝસ કૉલેજ–કેંબ્રિજ.

The Bombay Art Printing Works

તા. ૩૦-૧૧-૧૩. રવીવાર.

લંડન.

કુતરાં પાળવાનો શોખ.

અહીંના લોકોને કુતરાં પાળવાનો ઘણો શોખ હોય છે. અને કુતરાંની જાળવણી પણ બહુ રાખે છે. યુરોપમાં આપણે ત્યાં હોય તેમ રખડતા કુતરાઓ જોવામાં આવતા નથી. યુરોપમાં કુતરાઓને મ્હોએ મોરડી (મઝલ) નાંખ્યા શિવાય ફરવા દેતા નથી. પણ ઈંગ્લાંડમાં તેવું નથી. લંડનના લોકોને જપાની કુતરા બહુ પસંદ હોય છે. આ કુતરાં દેખાવમાં ચીબા ને કદરૂપાં દેખાય છે. છતાં તેમને આ જાત કેમ ગમે છે. તે સમજાતું નથી હાઇડપાર્કમાં એક બાજુએ કુતરાંનું સ્મશાન છે. અને અહીં શ્રીમંત લોકો પોતાનાં કુતરાને દાટી તે ઉપર ભપકાદાર કબર ચણાવે છે. આખા યુરોપના પ્રવાસમાં આપણે ત્યાં જેમ કુતરાં લડે છે. એવા દેખાવ જોયા નહિ. બેલજીયમ અને જર્મનીમાં તો મોટાં કુતરાં પાસે ગાડી ખેંચાવે છે.

તા. ૧-૧૨-૧૩ સોમવાર.

લંડન.

ગીલ્ડહૉલ અને કૉવ્હેન્ટ ગાર્ડન મારકેટ.

લંડન શહેરનો રાજ્ય કારભાર લૉર્ડ મેઅર અધ્યક્ષ પણા નીચે કોરપોરેશન "ગીલ્ડ હૉલ" નામની ઇમારતમાં ચલાવે છે. આ ઇમારત આજે જોવા ગયા. તે એક ખુણામાં આવેલી છે. અને તેમાં જોવા જેવું ખાસ કંઇ નથી. નામાંકિત લોકોને અહીં "ફ્રીડમ ઑફ સીટી" નું માન અહીં આપવામાં આવે છે અને પરદેશના રાજાઓને અંહી મીજબાની આપવામાં આવે છે. અહીની લાયબ્રેરી અને પીક્ચર ગૅલેરી જોઇ અમે કૉવ્હેન્ટ ગાર્ડન માર્કેટ જોવા ગયા. આ લૅંડમાનું ફળફળાદિનું મુખ્ય મારકેટ છે. અહીંયા સ્વચ્છતા ઘણી જણાઇ.

તા. ૨-૧૨-૧૩ મંગળવાર.

લંડન.

નૅશનલ પીક્ચર ગેલેરી.

આજે નૅશનલ પીક્ચર ગેલેરી જોવા ગયા. અહીં નામાંકિત પુરૂષોની ૧૫૦૦ છબીઓ છે. આ સંગ્રહ ઇતીહાસ દૃષ્ટિએ સારો છે લૉર્ડ બાયરનનું મુસલમાન પોષાકમાં ચિત્ર જોઇ અમને બહુ ગમ્મત થઇ. સાંજે હૅાગીમ્ નામના નાટકગૃહમાં ટેંગો પદ્ધતિનો નાચ જોવા ગયા હતા.

તા. ૩-૧૨-૧૩ બુધવાર.

લંડન.

વૅાલેસ કલેક્શન.

આજે વૅાલેસ કલેક્શન જોવા ગયા. આ સંગ્રહ એક શ્રીમંત ગૃહસ્થે કરેલો છે અને તેની પાછળ તેની બાયડીએ આ સંગ્રહ દેશને અર્પણ કર્યો છે. આ સંગ્રહ બીજા કોઇ સંગ્રહ સાથે જોડી ન. દેતાં તેને સ્વતંત્ર રાખેલો છે. અહીંઆં ઘણી કીમતી ચીજો એકઠી કરેલી છે. એ જોઇ અમને પૅરેસના રાજવાડાની સ્મૃતિ થઈ. અહીંની વસ્તુઓ ઘણી ખરી ઇટાલીઅન કારીગરોએ બનાવી છે, અહીં જુદી જુદી તરેહની ૫૦ નકસીદાર છીકણીની ડાબડીઓ જોઇ એકઠી કરનારના શોખની અમને બહુ નવાઇ લાગી.

બ્લૅકવૅલ ટનલ.

ટેમ્સ નદીની નીચેથી કરેલું આ બોગદું જોયું આની લંબાઇ ૬૨૦૦ ફીટ અને પોળાઇ ૨૩ ફીટના વ્યાસની છે. આ બનાવવા માટે ૨૩ લાખ પૌંડ ખર્ચ થયા છે. આ બોગદાનો પાંચમો ભાગ નદીને તળીએ છે. દરસાલ અહીંથી દશલાખ ગાડીઓ જાય છે. અહીં ગાડીઓ ચાલતી હોય છે અને ઉપરથી મોટ મોટી બોટો ચાલી જાય છે. એક બસમાં બેસી અમે બોગદાની સામેની બાજુએ ગયા. આવી તરેહનું બોગદું જોઇ અમને બહુ નવાઇ લાગી.

તા. ૪-૧૨-૧૩ ગુરૂવાર.

લંડન.

ટેટસ્ પીક્ચર ગૅલરીમાં હાલના ઈંગ્લેન્ડ ચિત્રકારોના સંગ્રહ છે. સર હેનરી ટેટ એમણે આ સંગ્રહાલય માટે જગો અને ચિત્રો બક્ષીસ આપેલાં હોવાથી આ સંગ્રહને તેમનું નામ જોડેલું છે. આ પછી આર્મી ઍન્ડ નેવી કોઑપરેટીવ્હ કંપનીના મોટા સ્ટોઅર જોઇ સાયંકાળે પાછા મુકામપર આવ્યા.

ટેટસ્ પિક્ચર ગૅલરી.

તા. ૫-૧૨-૧૩ શુક્રવાર.

લંડન.

યુરોપીઅન લોકોના ભીન્ન ભીન્ન રીવાજો જોઇ આપણને આશ્ચર્ય લાગે છે પણ તેમના રીવાજ અને પોષાક ઘણે ભાગે તે દેશની હવામાન ને અનુકૂળ છે એમ અનુભવ પરથી સમજાય છે. છરી કાંટે જમવાનું પીપમાં બેસી ન્હાવાનું હમેશાં બુટ મોજાં વગેરે લુગડા પહેરી રાખવાનું કે ઘરમાં જમતી વખતે પણ જોડા ન કાઢવાનું કે મંદિરમાં પણ જોડા પહેરી જવાનું વિગેરે અનેક રીવાજો ખરૂં જોતાં અતિશય ટાઢથી શરિર સંરક્ષણ કરવાના હેતુથી પડેલા છે. એટલે તેમના આ રીવાજોનું અત્રે અનુકરણ આપણા ગરમ દેશમાં પણ કરવાનું ડહાપણ ભરેલું જણાતુ નથી અને ઘણી વખત તો તે અડચણ કર્તા માલુમ પડે છે.

અહીંના રીવાજો અહીંની હવાને અનુકૂળ.

તા. ૬-૧૨-૧૩ શનીવાર.

લંડન.

અમારે મિસેસ ટકર સાથે ઓળખાણ થઈ હતી એટલે આજે તેના આમંત્રણથી અમે તેને ત્યાં ચહા પીવા ગયા. આ બાઇ ડેમસેલ નૉરીસ સાથે રહેતી હતી. આ બન્ને બાઇઓ બહુ આધેડ હતી. અને બહુજ બોલાડીઓ હતી. મારી પત્ની જોડે વાતચીત કરવા તેમણે ઘણી ઇચ્છા બતાવી પણ ભાષાજ્ઞાનના અભાવે તે થઇ શકી નહિ. તેમને ઘેર ગયા પછી મારી પત્નીએ ઓવર કોટ કાઢી નાંખ્યો અને

અંદરનો દેશી પોષાક જોઇ તે બાઇઓ બહુ ખુશ થઇ. અને આ પોષાક તેમને બહુ ગમે છે એમ વારંવાર કહી બતાવ્યું. ચ્હા પીધા પછી મીસીસ નૉરીસે અમારા હાથ જોઇ અમારૂ ભવિષ્ય જોયું તેમને હાથ જોતાં એટલું બધું આવડતું નહોતું પણ પરોણાના મન ગમે તે પ્રકારે રાજી કરવા તેઓ મથતા હતા. અહીંથી પછી સાંજે ઘેર પાછા આવ્યા.

તા. ૭-૧૨-૧૩ રવિવાર.

લંડન.

ખાટકીની દુકાનો.

લંડનના રસ્તા સારા અને સુઘડ હોય છે પણ રસ્તામાં હજારો ખાટકીની દુકાનો જોઈ અમને કંટાળો આવતો. અહીના લોકોમાં માંસાહારનો પ્રચાર ઘણો હોવાથી આપણે ત્યાં જેમ ઠેર ઠેર ચ્હા બીડીની દુકાનો છે તેમ અહીં ખાટકીની દુકાનો નજરે પડે છે. દુકાનપર બળદ, બકરાં, ઘેટાના ચામડાં કાઢી લટકાવેલાં હોય છે. તે જોઈ આપણને ચીતરી ચ્હડે છે. પણ એટલું સારૂં હતું કે અહિં ફળ ફળાદિ માત્ર જુદુંજ મળતું હતું. અને બંગાળા વિગેરે દેશની પેઠે માંસ અને શાક ભાજીની દુકાન એક હોતી નથી.

યુરોપમાં માંસાહાર.

આખા યુરોપ ખંડમાં માંસાહાર સર્વ સાધારણ છે પણ દક્ષિણ યુરોપમાં ગરમ હવાને લીધે અનાજ ખાવાનો પ્રચાર થયો છે. ઇટાલીમાં મકાઇ બહુ થાય છે. એટલે ત્યાં મકાઇની જાડી રોળી અને ટામટાની કઢી ખાવાનો રીવાજ છે. ઉત્તરમાં માંસાહાર વિશેષ છે. રોજ માંસ ખાધા શિવાય તેમનું પેટ ભરાતું નથી તોપણ અહીં માન્યાહાર પર રહેનારા મળી આવે છે. આ સ્વતંત્ર વિચારના દેશમાં કોઇ પ્રકારનો બાધ આવતો નથી.

તા. ૮-૧૨-૧૩ સોમવાર.

લંડન.

નાતાલ પાસે આવવાથી દુકાનો સણુગારવા લાગ્યા હતા અહીં નાતાલમાં

નાતાલની તૈયારી.

સારી સારી ચીજો ખરીદી પોતાના સગાવહાલા અને ઓળખાણવાલાને ભેટ મોકલાવવાનો રીવાજ હોવાથી આ વખતે માલનો ઉપાડ ઠીક થતો. અને બજાર પણ ખુબ ભરાતો હતો.

અહીં ગાડીવાળા–બુટ પોલીસ કરનારા–મજુરો વીગેરે વર્તમાન પત્રો વાંચે છે અહિં પ્રાથમિક કેળવણી બહુજ પ્રસરેલી છે. રેલ્વેમાં બેઠેલા હોઇએ તો દરેક જણ વર્તમાનપત્ર કે માસિક વાંચવામાં ગુંથાયેલો હોય છે. થોડો વખત પણ તેઓ નકામો ગુમાવતા નથી. આ ઉપરથી અહિના લોકોને વાંચવાનો શોખ કેટલો છે. તે સેહેજ સમજાશે. આને લીધે વર્તમાન પત્રો પણ પુષ્કળ નીકળે છે અને તેની ત્રણ લાખ પ્રતો ખપી જાય છે. નવી ખબર આપવાની હરીફાઇ ચાલે છે અને કાલે એક બનાવ બન્યો તેના ચિત્રો બીજે દીવસે સવારે પેપરમાં દેખાય છે વળી સચિત્ર દૈનિક પત્રોની કિંમત પણ કંઇ વધારે હોતી નથી.

તા. ૯–૧૨–૧૩ મંગળવાર.

લંડન.

સાયન્સ મ્યુઝીઅમ.

આજે સવારે સાયન્સ મ્યુઝીઅમ જોવા ગયા. આ મ્યુઝીયમ ઘણું મોટું હોઈ તેમાં અનેક યંત્રો સંઘરી રાખ્યાં છે. અને તે જોતાં અમને બે દિવસ લાગ્યા. અહિં દરેક જાતનાં યંત્રો જુના વખતથી તે ચાલુ કાળ સુધીના બધા નમુના સહિત ગોઠવેલા હતા. અને વળી યંત્રોનો ઉપયોગ સમજાય માટે તેને ચાલુ રાખવામાં આવે છે. આ મ્યુઝીઅમ ખાસ જોવા લાયક છે. આજે એક ભાગ જોઇ પુરો કર્યો આવતી કાલે બીજો ભાગ જોવાનું ઠરાવ્યું.

તા. ૧૦–૧૨–૧૩ બુધવાર.

લંડન.

ઠર્યા પ્રમાણે આજે પુનઃ સાયન્સ મ્યુઝીયમ જોવા ગયા તેમાં જ્યોતીષ

સાયન્સ મ્યુઝીયમ જોવાનો ખાન્ને દિવસ.

શાસ્ત્ર સંબંધમાં અનેક યંત્રો મુકેલાં હતાં. પણ તેની અમોને માહિતી ન હોવાથી ઉનાવળે ઉતાવળે જોઈ બાહાર પડ્યા. પછી ત્યાંથી પાસેજ રોયલ સ્કુલ ઑફ નિડલ વર્કસ જોવા ગયા ત્યાંનાં કામોના નમુના પણ સારા હતા પણ તે પ્રમાણમાં કીમત ઘણી ભારે હતી.

તા. ૧૧-૧૨-૧૩ ગુરૂવાર.

લંડન.

કેટલશો.

આજે અમે કેટલશો જોવા ગયા. એક શીલીંગ ફી હતી. સારા જાનવરો નીપજાવી માંસનો ખોરાક વધારે કેમ મળે માટે આવા પ્રદર્શન કરે છે. અહીંઆ પણ બાદશાહ તરફથી જાનવરો મોકલવામાં આવે છે. એક લાર્ડ તરફથી એક બળદ આવ્યો હતો તે એટલો પુષ્ટ હતો કે તેની પીઠ દોઢ ફીટ પહોળી હતી. તેને ૫૦ પૌંડનું ઇનામ મળ્યું હતું. આ જોવા ઘણા ગામડાના લોક આવ્યા હતા તે બળદનું શરીર દબાવી તપાસી જોતા હતા. તેમાં માંસ વધારે છે કે ચરબી ? અને કેટલાક બળદના કાનમાં બુમ પાડી તેનું પાણી જોતા હતા. અહિંયાના પ્રાણીઓ જોઇ અમને બહુ આનંદ થયો પણ જ્યારે અમને એવી ખબર પડી કે આ બધા પ્રાણીઓ પ્રદર્શન પુરૂ થતાં પારસ્ખાના માટે હલાલ કરવામાં આવશે ત્યારે અમને બહુ ખેદ થયો.

પૉલીટેકનીક.

સાંજે પૉલી ટેકનીકની સસ્થા જોવા ગયા. અહીં અનેક તરેહના હુન્નર શીખવવામાં આવે છે. લૉર્ડ કીથ ઑફ કાઇન્ડ નાનના ઉદાર ગૃહસ્થે આ સંસ્થાને પચાસ હજાર પૌંડ બક્ષીસ આપ્યા છે. આજ સુધીમાં બે લાખ વિદ્યાર્થીઓએ આ સંસ્થાનો લાભ લીધો છે અનેક ધંધામાં ઉપયોગી પડે એવું શાસ્ત્રીય જ્ઞાન અહીં મોટા ઉંમરના લોકોને પણ રાત્રી શાળાના વર્ગોદ્વારા અપાય છે. અહિંયા નહાની ઉમરના ઘણા વિદ્યાર્થીઓ હતા. અહીં આવાં નાના બાળકોને પ્રાથમીક જ્ઞાન સાથે ધંધા શિક્ષણ અપાય છે આવી એક નહિ પણ સેંકડો શાળાઓ આપણા દેશમાં ઉઘડવાની ખાસ જરૂર છે અને આવી શાળાઓનાંજ જો આપણા કારીગર વર્ગ ફેલાય તોજ આપણો સુદીન થાય. પુનર્જીવન સંતતિ વધારવાનો આધાર આ ચીજ સસ્થાઓને છે.

તા. ૧૨-૧૨-૧૩ શુક્રવાર.

લંડન.

લાયન્સની ટી શોપ્સ.

અમે લંડનમાં હતા ત્યાંસુધી દરરોજ બપોરે લાયન્સની ન્હાની દુકાનમાં ઉપહાર કરવા હતા. મી. લાયન્સ મુળે ઘણો ગરીબ હતો પણ આ ધંધામાં તેને યશ મળ્યો અને આજ તેની આશરે બસો દુકાનો ચાલે છે. અને પાંચ દશ મોટી હોટેલો છે. આ દુકાનો ઘણી ભપકાબંધ હોય છે. દરેક ભીંતને તથા વળીએ આરસ જડેલા હોય છે. વળી છરી કાંટા ચાંદીના હોઇ સ્વચ્છ અને સફાઇદાર રહે છે. તેમજ ખાવાનું ચોખ્ખું અને તાજું હોય છે. અહીં આવ્યા પછી બીજી કોઈ દુકાનપર જવાનું મન થતું નથી. આ માલીકની ઇંગ્લંડના બીજા શહેરોમાં પણ અનેક દુકાનો છે. દરેક ધંધો આવી રીતે મોટા પ્રમાણમાં ચાલતો હોઇ આપણને તે વિષે ઘણીજ નવાઈ લાગે છે. આપણે ત્યાં જેમ લીપ્ટનની ન્હા વખણાય છે. તેમ અહીં લાયન્સની ચહા વખણાય છે. અહીં ન્હા ઘણીજ સરસ બનાવે છે. મને ન્હા પીવાની ટેવ નથી તોપણ અહીં ન્હા પીવાનું મન થઇ આવતું. અહી જે સામાન બનાવવામાં આવતો તે સાંજે વધે તેટલો બધો ગરીબ ગરબાને વ્હેંચી નાંખવામાં આવે છે. વળી દુકાનપર ગાયન ચાલુ હોય છે. ભાવ પણ તેના કંઇ બીજા કરતાં બહુ ભારે નથી અને અંત્યંત ઘરાકોની સંખ્યાથી તેનો સારો નિભાવ થાય છે. લંડનમાં આ દુકાન ધ્યાન ખેંચ્યાં વગર રહેતી નથી.

તા. ૧૩-૧૨-૧૩ શનીવાર.

લંડન.

જાહેરખબરોનો સુકાળ.

લંડનમાં જાહેર ખબરોનો ઘણો સુકાળ દેખાય છે. ટ્રામની બન્ને બાજુએ સ્ટેશનની ભીંત ઉપર ટપુખરેસ્નેના ડબ્બામાંથી સ્ટેશન ઉપર દાદર ચઢતાં દરેક પગથીયા ઉપર ચોપડેલી હોય છે. આપણા તરફ જાહેરખબરોનો ઉપયોગ વધારે પ્રમાણમાં થતો જાય છે, ખરો પરંતુ લંડનમાં જ્યાં ત્યાં અતિશય પ્રમાણમાં હોવાથી આશ્ચર્ય લાગે છે. માણસોના શરીર ઉપર પણ જાહેરખબરોનાં પાટીયાં લગાડેલાં હોય છે. લોકોનું ધ્યાન વધારે ખેંચવા માટે કેટલાક તો નોકરોના મોંઢે કાળો રંગ લગાડી તેની પાસેથી જાહેરાતો વહેંચાવે છે.

તા. ૧૪–૧૨–૧૩ રવિવાર.

લંડન.

લંડનમાં રહી કેટલાક આ દેશના શિષ્ટાચાર જોવામાં આવ્યા તેનું વર્ણન અત્રે અસ્થાને નહિં ગણાય. અહીં સ્ત્રીઓને અતિશય માન આપવામાં આવે છે. રસ્તામાં જતાં એક સ્ત્રીની કંઇક વસ્તુ પડી જાય તો તે ઉચકી લઈ તેને આપવા માટે આસપાસ ચાલતા પુરૂષોમાં એક જાતની હરીફાઈ ચાલે છે. જે પુરૂષ આ પ્રમાણે ચીજ લઈ આપે છે તો તે સ્ત્રીને ટોપી ઉતારી નમન કરે છે. અને પેલી સ્ત્રી તેનો આભાર માને છે. એટલે પેલો પુરૂષ સંતુષ્ટ થઈ ચાલ્યો જાય છે. સ્ત્રી જાતીને મદદ કરવી એ સભ્યતા ગણાય છે. રસ્તે જતાં પણ સ્ત્રીઓને તરત માર્ગ આપે છે. ફુટપાથની બહારની બાજુએ પુરૂષને ચાલી સ્ત્રીઓને અંદરના સુરક્ષિત ભાગમાં ચાલવા દે છે. આ રીવાજ બહારના લોકો સમજતા નહિ હોવાથી ઘણીવાર અડચણ આવી જાય છે જમવા બેઠા હોઇએ ત્યારે આપણી પાસે બેઠેલી સ્ત્રીને શું જોઇએ છે તેની આપણે કાળજી રાખવી પડે છે.

અહિંના શિષ્ટાચારના કેટલાક રમુજી પ્રકાર.

કોઇને ઘેર મળવા જઇએ ત્યારે બારણે ઓવરકોટ ટોપી વગેરે મુકી પછી અંદર જવું જોઇએ. કોઇને મળવા જવા માટે અમુકજ તરેહનો પોષાક પહેરવો જોઇએ. અને ટાઢ ન હોય તોએ હાથ મોજાં રાખવાં જોઇએ. અહીંયાં પહેરવેશની ચીવટ ઘણી છે. જમતી વખતનો પોષાક જુદો, નાટક જોવા જવાનો જુદો, કોઇને મળવા જવાનો જુદો, ટેનીસ રમવાનો જુદો, ફરવા જવાનો જુદો, સુતી વખતનો જુદો, એવા અનેક પહેરવેશ પહેરવા પડે છે. અને આ બાબતમાં દેશન તરફ ધર્મ કરતાં પણ વધારે સખ્તાઈ રાખવામાં આવે છે. ગમે તેટલી ટાઢ હોય તોપણ સ્ત્રી જોડે શેકહેન્ડ કરતા પહેલાં હાથનું મોજું કહાડવું જોઇએ. ઘરમાં સ્ત્રીઓનાં કપડાં સુકવવા નાખ્યાં હોય ત્યાં જવું અસભ્યપણાનું ગણાય છે. તેમજ વળી સ્ત્રીઓનાં કપડાં વેચાતાં હોય ત્યાં પુરૂષથી જવાય નહિ. કોઇને ત્યાં જઈ પાયખાનું ક્યાં છે એમ પુછાય નહિ પણ હાથ ધોવાની જગ્યા ક્યાં છે એમ પુછવું જોઇએ. તેજ પ્રમાણે " થેંક્યુ " " સૉરી " વગેરે શબ્દો તો વારંવાર વપરાય એ

કેટલીક વખત તો આવા શબ્દો સાવ અમસ્તા બોલે છે. અને ભાષાની સભ્યતા પણ્રીજ વધારેલી માલુમ પડે છે. અને મુસલમાની ભાષામાં જેમ આપણે હદ કરતાં વિશેષ સભ્યતા જોઇએ છીએ તેવો વખતે ભાસ થાય છે.

તા. ૧૫-૧૨-૧૩ સોમવાર.

લંડન.

અગ્રેજી પદ્ધતના કેટલાક ધાન્યાહારી પદાર્થો.

વિલાયતમાં ધાન્યાહારી પદાર્થો સારા મળી શકતા હોવાથી ધાન્યાહારી લોકોની સારી સવડ થાય છે. આપણે ત્યાં જેમ ડાંગરના પૌંઆ થાય છે તેવી રીતે અહીં ઘઉંના પૌંઆ બજારમાં વેચાય છે. એને ફ્લેક્સ કહે છે. આ પદાર્થ ખાવામાં બહુ મીઠો લાગે છે. અને તેમાં દૂધ ખાંડ નાખવામાં આવે તો બહુ સ્વાદ આપે છે અને ઘઉંનો પદાર્થ હોય ટાઢમાં બહુ ગુણકારી છે. આના ડબ્બા દરેક નાના મોટા ગામમાં પણ મળે છે. અહીં લોકો આનો સવારે તેમજ બપોરે ઉપયોગ કરે છે. તેમજ "શેડેડ્વીટ" નામનો ઘઉંની સેવી જેવો એક પદાર્થ મળે છે તેપણ સારો હોય છે. રોજ રોટી ખાતાં કંટાળો આવે ત્યારે આ પદાર્થ સારા લાગે છે. અહીં ખાંડના બુરાને "ક્રાઉન શુગર" અથવા "કસ્ટર્ડ શુગર" કહે છે. તે આ રોટીની સાથે ખવાય છે. વળી બ્રેડના કકડા કરી તે પર માંખણ ચોપડી તેને ગરમ કરી લોકો ખાય છે તેને "ટોસ્ટ" કહે છે. આ સિવાય અનેક જાતના ફળ અને મલાઈ ઠેકઠેકાણે વેચાય છે. એટલે અહીં ધાન્યાહારી લોકને બહુ અડચણ પડતી નથી.

તા. ૧૬-૧૨-૧૩ મંગળવાર.

લંડન.

લૉકોર્ટ.

અહીંના "લૉકોર્ટસ" આજે જોવા ગયા. આ કોર્ટની ઇમારત ઘણી જુની છે. અમે ગયા ત્યારે કોર્ટમાં કામ ચાલતું હતું તે અમે ગેલેરીમાં બેસીને જોયું. કોર્ટનો દેખાવ આપણે ત્યાં હોય છે તેવોજ હતો. ન્યાયા-

ધારો માથે મ્હેંત વાળની ટોપી પહેરી બેસે છે તે ઘણો રમુજી દેખાવ લાગે છે. ન્યાયાધીશને થોડા વાળ યછ પરશે હોતો જોઇએ એ આ રીવાજનો મુગ હેતુ સમજાય છે. કોર્ટના સિપાઇના ગળામાં પટ્ટા હોવા નથી.

કેમ્બ્રીજમાં જેમ વિદ્યાર્થીઓ રહે છે તેને કૉલેજ કહે છે. તેમ અહીં વિદ્યાર્થીઓને રહેવાની જગ્યાને "ઈનિટેંપલ" એવું નામ આપેલું હોય છે અહીં બેરીસ્ટરની પરિક્ષાનેદ અભ્યાસ થાય છે. આ જગ્યાઓ કોર્ટની નજીકમાં હોય "લીંકનઇન" "ગ્રેજઇન" "મિડલટેંપલ વગેરે વિખ્યાત જગ્યો જોઇ. આ ઇમારતો પણ જુની છે. અને તેમાં ખાસ જોવા જેવું કંઇ નથી.

ઈનિટેંપલ.

ભર શીયાળો હોવાથી દહાડો બહુ ટુંકો થઇ ગયો હતો. સવારે આઠ વાગે સુર્યોદય થાય તે સાંજે ચાર વાગે અસ્ત પામી જાય. આથી ઉલટું ઉનાળાનાં ચાર વાગે સુરજ ઉગી રાત્રે આઠ વાગે આથમે છે.

ટુંકો દહાડો.

તા. ૧૭-૧૨-૧૩ બુધવાર.

લંડન.

આજે અમે મહારાણી વીક્ટોરીઆની ઈ. સ. ૧૮૯૭ માં થયેલી ડાયમંડ જ્યુબીલીની યાદગીરીમાં ઉભુ કરેલું "ઇમ્પીરીયલ ઇન્સ્ટીટયુટ જોવા ગયા. બ્રિટિશ સામ્રાજ્યમાં જે જુદા જુદા પદાર્થો ઉત્પન્ન થાય છે તેનું અહીં મોટું પ્રદર્શન કરેલુ છે. આને લગતી એક "લેબોરેટરી" એટલે પ્રયોગ શાળા છે કે જેથી દરેક પદાર્થ કેવી રીતે ઉત્પન્ન થાય છે તે સપ્રયોગ જોઇ શકાય. જુદી જુદી બ્રિટિશ વસાહતોમાં શો શો માલ પેદા થાય છે. અને કેટલો માલ આવે છે, અને જાય છે, તેની નોંધ મોટા અક્ષરે ભીંતપર ચોહોડેલી હવી. અહીંઆ કેનેડાની માહિતી ઘણીજ ઉત્તમ રીતે બતાવેલી હતી. અને તે દેશના જુદા જુદા ચીત્રો તસવીરો વિગેરે ઉપરથી તે દેશ કેવો રમણીય હશે તે સહજ સમજી શકાતું હતુ. એક ગરીબ માણસ ત્યા જઇને રહેલો થોડા વખતમાં કેમ શ્રીમંત બની શકે છે એના દેખાવ અહી બતાવ્યા હતા. એટલે આ ઇન્સ્ટીટયુનો

ઇમ્પીરીઅલ ઇન્સ્ટીટયુટ.

એક હેતુ એવો પણ છે કે વિલાયતના લોકો બહારની વસાહતોમાં જઈ ત્યાં પોતાનું ભાગ્ય અજમાવે અને આવી રીતે પરદેશમાં જવા માટે જે જે માહિતિ જોઈએ તે સઘળી ત્યાં પુસ્તક રૂપે ઑફીસમાંથી મફત મળે છે. આ પ્રદર્શન એકંદર બ્રિટિશ સામ્રાજ્યની સમૃદ્ધિ કેટલી છે તે જણાવવા માટે ખાસ જોવું આવશ્યક છે

તા. ૧૮-૧૨-૧૩ ગુરૂવાર.

લંડન.

વિક્ટોરીઆ પિક્ચર પૅલેસ થીયેટર.

આજે બપોરે "વિક્ટોરીઆ પિક્ચર પૅલેસ" નામના સિનેમાના થીયેટરમાં ગયા અને ત્યાં વિક્ટોરીઆ રાણીના જીવન ચરિત્રના દેખાવો જોયા. દેખાવો ઘણા સારા હતા. વિક્ટોરીઆ રાણીનો પતિ પ્રિન્સ આલબર્ટ પોતે રાજા ન હોવાથી તેને રાણીની પાછળ પાછળ ફરવું પડતું હતું તે જરા અમને આપણા રીવાજને લીધે ઘણું વિચિત્ર લાગ્યું.

તા. ૧૯-૧૨-૧૩ શુક્રવાર.

લંડન.

નેશનલ ઇન્ડીયન એસોસિએશન.

આજે રાત્રે નેશનલ ઇન્ડીયન એસોસિએશનના સેક્રેટરી તરફથી ચ્હા પાર્ટીનું આમંત્રણ આવેલું હોવાથી અમે જમીને ત્યાં ગયા. આ સંસ્થા હિંદુસ્થાનમાં સુધારો કરવાને અને કેળવણીનો પ્રચાર કરવા માટે સ્થપાએલી છે. આ સંસ્થામાં હિંદુસ્તાન તેમજ વિલાયતના મોટમોટા લોકો સભાસદ તથા આશ્રય દાતા છે. અને વિલાયતમાં ભણતા વિદ્યાર્થી આ સંસ્થામાં ઉત્સાહ ભર્યો ભાગ લે છે. એટલે હિંદુસ્તાનના લોકોને અહીંના લોકોમાં હળવા માટે આ સંસ્થા ઉત્તમ સાધન છે. અહીં શુક્રવારે રાત્રે રાજ ચ્હા પાર્ટી થાય છે. અને બધા લોક એકઠા થાય છે. આ સંસ્થાના સેક્રેટરી મિસ બેક અમારી બધા જોડે ઓળખાણ કરાવી અને અમારું બહુ સ્વાગત કર્યું. અમે ગયા ત્યારે કેટલાએક વિદ્યાર્થીઓ એક ડ્રામા કરવા હતા

તે પુરૂં થવા પછી અમારી સાથેના કાળે માસ્તરે એક ભજન ગાયું. કેટલી અંગ્રેજ છોકરીઓ દેશી પોષાક પહેરીને આવી હતી. કેટલાક ગંજીફો શેત્રંજ વિગેરે રમતા હતા. રમતગમતમાં આ પ્રમાણે વખત પુરો થઈ રાત્રે દસ વાગે ત્યાંથી બધા વીખરાઈ ગયા.

તા. ૨૦–૧૨–૧૩ શનિવાર.

લંડન.

આજે કાંઈ ખાસ કામ ન હોવાથી લડગેટ પાસેના પુલ નજદીક ગરીબોનું બજાર જોવા અમે ગયા. અહીં અનેક બાયડીઓ છોકરાંઓને રમવાનાં નાનાં રમકડાં ચિત્રો વિગેરે પરચુરણ સામાન વેચતી હતી અને દરેક ચીજની કિંમત એક આનો હોવાથી બહુ લોક એકઠા થયા હતા.

લડગેટ પાસેનું ગરીબોનું બજાર.

અહીંથી પછી અમે સેંટપૉલના મંદિર પાસેના બજારમાં ગયા. એક દુકાનદાર અમને બહુ આગ્રહ કરી પોતાની દુકાનમાં લઈ ગયો. અહીં તે અમે ના પાડતા છતાં જાતજાતની સોનાની ઘડીઆળો બતાવવા લાગ્યો. પછી અમે કંઈપણ લીધા સિવાય બહાર આવ્યા એટલે કચકચ કરવા મંડ્યો. અને મારી દુકાનપર આવી મારો વખત બગાડ્યો એમ કહી અમને દોષ દેવા લાગ્યો. અમે એમ જાણતા હતા કે વિલાયતમાં દુકાનદારો પોતાના માલની એકજ કિંમત રાખે છે પણ આ દુકાનમાંતો હિંદુસ્તાનની પેઠેજ માણસ જોઈ ભાવ બતાવવામાં આવતો હતો. મિ સ્ટ્રેસમનને જ્યારે અમે આ હકીકત કહી ત્યારે તેણે કહ્યું કે લંડનમાં આવી અનેક દુકાનો છે અને નવા માણસો છેતરાઈ જાય છે. માટે અજાણ્યા માણસે બહુ સાચવવાનું છે એ વાતની હવે અમને ખાત્રી થઈ.

ઝવેર ખંડીની દુકાનો.

તા. ૨૧–૧૨–૧૩ રવિવાર.

લંડન.

આજે બહુ ટાઢ હોવાથી અમે બહાર ગયા નહોતા. અહીં દૂધ, માખણ

અહીંઆ ઘી મળતું નથી.

પુષ્કળ મળે છે. પણ ઘી વાપરવાનો બિલકુલ રીવાજ નથી. માખણમાં પણ મીઠું મેળવવામાં આવે છે એટલે માખણનું ઘી સારૂ થતું નથી. માખણ દૂધ વલોણીને કાઢે છે એટલે આપણા દહીંના માખણ જેવો મીઠાશનો સ્વાદ તેમાં આવતો નથી. જે લોકોને ઘી વગર મુદ્દલ ચાલતું નથી, તે હિંદુસ્તાનથી ઘીના ડબ્બા મંગાવે છે. અમે રહેતા હતા તે દેશી લોકોનું ઘર હોવાથી અહીં ઘી આવતું હતું. અહીંના લોકોને ઘી બીલકુલ ભાવતું નથી તે. એટલે સુધી કે રાંધનારી બાઈ ઘી વાળા હાથ થાય ત્યારે સાબુથી ધોઈ આવતી હતી એટલી બધી ગંધ તેમને ઘીની આવે છે.

અહીંના લોકોને મશાલાના પદાર્થ ભાવતા નથી.

વળી અહીંના લોકોને મશાલાવાળા પદાર્થ બીલકુલ ભાવતા નથી. અહીંના લોકોની રસોઇ સાવ સાદી હોય છે એટલે દરેક પદાર્થને બાફી તેમાં માત્ર મીઠુંજ નાંખે છે. એ લોકોને મશાલાની ટેવ ન હોવાથી આપણા પદાર્થ તેમને ભાવતા નથી. વળી અમે અહીં મળતું "માર્જરીન" નામનું ખોપરેલમાંથી કાઢેલું માખણ જોયું. તેપણ દેખાવમાં દૂધના માખણ જેવુંજ હતુ. અને કિંમતમાં બહુ સોંઘું તે જોઇ અમને આ લોકોની રસાયનીક કળા માટે બહુ આશ્ચર્ય લાગ્યુ.

તા. ૨૨—૧૨—૧૩ સોમવાર.

## લંડન.

આલબર્ટ મેમોરીઅલ હૉલમાં થાણું.

અમે આજે લંડન યુનિવર્સિટી જોવા ગયા પણ વર્ગો ચાલતા હોવાથી તે બરોબર જોવાઈ નહિ. ત્યાંથી અમે આલબર્ટ મેમોરીઅલ હૉલ જોવા ગયા પણ તે બંધ હતો. આજે રાત્રે અહીં એક મોટું ગાણું થવાનુ છે એવુ અમે ત્યાં વાંચ્યુ એટલે અમે તેની ટીકીટો કાઢી. અને રાત્રે પાછા આવ્યા. આ હૉલ ઘણોજ ભવ્ય અને મોટો છે. એક નાટકશાળાની પેઠે તેમાં છ મજલા હોઇ એકંદર આઠ હજાર માણસ બેસી શકે એવી ગોઠવણ છે. સ્ટેજપર એક હજાર માણસ ગાનારા બેસે છે. પાંચસો

સ્ત્રીઓ અને પાંચસો પુરૂષો એકજ તરેહનો પોષાક પહેરી જુદા જુદા વાજાંનો સાથે એક ગાણું ગાવા લાગ્યા તે બરોબર ઘણુંજ ભવ્ય હતું. આ ગાણું થઇ રહ્યા પછી એ ત્રણ ગાનારીઓએ ગાયું. રાત્રે બાર વાગે અમે પાછા ફર્યા.

તા. ૨૩-૧૨-૧૩ મંગળવાર.

### લંડન.

ટાઢ બહુજ પડવા લાગી.

હવે દિવસે દિવસે ટાઢનું પ્રમાણ વધતું ગયું. હવે તો એટલી બધી ટાઢ પડતી હતી કે ઘરનાં બધાં બારી બારણાં બંધ કરી અંદરની સગડી પાસે બેસી રહીએ તોપણ ટાઢ વાય. અગારા તરફ છાતી રાખીએ તો વાંસે ટાઢ વાય. અને વાંસો શેકીયે તો છાતીએ ટાઢ વાય આ કરતાં તો આપણો ઉન્હાળો સારો એમ અમને લાગ્યું. વળી ટાઢના દહાડામાં બહાર થોડો થોડો વરસાદ પણ પડયા કરે એટલે બહાર જવાનું કંઇ મન થાય નહિ.

અહીની જમીન.

ઘણા લોકોએ મને અહીં જમીન કેવી છે એવો પ્રશ્ન કર્યો હતો તો અહીની જમીન આપણા દેશ જેવીજ છે. પણ આપણા જેવી ખેતી અહી થતી નથી. કેટલાક તાલુકાઓમાં બટાટા બીટ વગેરે થાય છે. અને કેટલાંક અનાજ પણ થાય છે. ફુલ ઝાડ વિગેરે આપણા દેશથી જુદાજ પ્રકારના છે. આપણા દેશ જેવું વન અહી ભાગ્યેજ દેખાય છે.

તા. ૨૪-૧૨-૧૩ બુધવાર.

### લંડન.

અહીંના લોકો કંઈ રોજ હૉટલમાં જમતા નથી .પણ ઘેર જમે છે.

આજ પણ ટાઢ બહુ હોવાથી અમે બહાર ગયા નહિ. કેટલાક લોકો એમ સમજે છે કે વિલાયતમાં ઘણાખરા લોકો હૉટલમાંજ જમે છે પણ તે ખોટું છે. અહીના પણ બધા લોકો પોતપોતાને ઘેર જમે છે. પણ બપોરે બહાર કામ માટે જાય ત્યારે બપોરનો નાસ્તો પાસેની હૉટલમાં જઈ કરી આવે.

છે. એ ઉપરથી આ ખોટી સમજુત થઇ હોય એમ લાગે છે સવારની શીરામણી તથા રાત્રે જમણુ હમેશ દરેક ગ્રહસ્થ પોતાને ઘેર કરે છે. અહીં રાંધવાનો ત્રાસ આપણા જેટલો નથી. કેમકે અહીં ગ્યાસ કે સગડીપર રસોઇ કરવાની હોઈ ધુમાડાનો ત્રાસ થતો નથી. તેમજ રોટલી, માખણ, મુરબ્બો વિગેરે પદાર્થો બજારમાંથી તયાર આવતા હોઇ તેમને માત્ર શાક ભાજી કે માંસ મટનજ રાંધવાનું હોય છે અને તે વળી સાવ સાદું હોવાથી તે રાંધવામાં બહુ કડાકુટ થતી નથી. એટલે દરેક જણુ પોતાને ઘેર થોડા ખર્ચે જમે છે. માત્ર મુસાફર લોકોને હોટલમાં રહ્યા વગર છુટકો હોતો નથી.

તા. ૨૫–૧૨–૧૩ ગુરૂવાર.

લંડન.

નાતાલનો વહેવાર.

આજે નાતાલનો વહેવાર હોવાથી આપણી પેઠે વાર તહેવારે સારૂં ખાવાનું કરીએ છીએ અને સગાવહાલાને જમવા બોલાવીએ છીએ તેમ આજે અમારે ત્યાં પણ મીષ્ટાન્ન કર્યું હતું. અને મહેમાન પણ બોલાવ્યા હતા. અમારી બાઇએ મીઠો ભાત શીરો અને શાકભાજી ઉત્તમ બનાવ્યા હતા એટલે મંડળીમાં જમવાની બહુજ લહેજત આવી હતી. વળી બપોરે ન્હાની વખતે ક્રિસ્ટમસ કેક ( એક મોટી ગળી રોટલી ) આણેલી હતી તેનો અમે બધાએ ઉપયોગ કર્યો. આજે બજારમાં ખુબ રોસનાઇ થશે એવી આશાએ અમે ગયા તો સર્વત્ર સુનાકાર આજે બધી દુકાનો બંધ હતી અને ઘણા ખરા લોકો વહેવારમાં બહાર ગામ ગયા હતા.

તા. ૨૬–૧૨–૧૩ શુક્રવાર.

લંડન.

આ તહેવારનો એક વિચિત્ર રિવાજ.

આજના દિવસને બોક્સીંગડે કહે છે. આજ પણ બધી દુકાનો બંધ હતી. આજે નાતાલના વહેવાર માટે મિ. પવાર રહેતા હતા ત્યાં તે ઘરની માલકીણીની છોકરીએ બૅાલ પાર્ટી કરી હતી બૅાલ થઇ રહ્યા પછી કેટલાક યુરોપીઅન વિદ્યાર્થીઓ જે તેની સાથે

રહેતા હતા તેમણે એવું કહ્યું કે " જો અમે આજ અમારે ઘેર હોત તો અનારી એનો અમને કેટલીએ બચ્ચીઓ મળત " એ ઉપરથી પેલા વિદ્યાર્થીઓને ખુબ બચ્ચીઓ કરી આ વાત સાંભળી અમને બહુજ નવાઇ લાગી વળી જો આપણા હાથમાં આ દહાડે જો એક અમુક પ્રકારના ઝાડની ડાળી હોય તો ગમે તે બાયડી પાસેથી બચ્ચી માંગી શકીએ એવો અહીં રીવાજ છે.

અહીની હવામાં વારંવાર થતો ફેરફાર.

લંડનની હવામાં એકદમ ફેરફાર થઇ જાય છે તેનો આજે અમને પ્રત્યક્ષ અનુભવ થયો. સાંજે બહાર ફરવા ગયા તો એકદમ ટાઢ કમી થઇ જઇ તાપ લાગવા માંડયો. અહી જો સારો તડકો નીકળ્યો છે કરી બહાર નીકળીએ તો વચમાંજ વરસાદ આવે છે. અને વરસાદ છે કરી છત્રી લઇ નીકળીએ તો થોડીવાર પછી તડકો નીકળે છે. એટલે અહીની હવામાં ઘણેજ જલદી ફેરફાર થઇ જાય છે.

તા. ૨૭-૧૨-૧૩ શનીવાર.

લંડન.

શાતેલુપ નામના વૈમાનિકના ગુલાંટ ખાવાના પ્રયોગ.

આજે અમે વિમાનના ખેલ જોવા હેંડનના મેદાનપર ગયા. આજ ટાઢ પણ ઘણી હતી અને વરસાદને લીધે કાદવ પણ થયો હતો પણ ખેલ જોવામાં કઇ અડચણ આવી નહિ. શાતેલુપ નામના ફ્રેંચ વૈમાનિકે ગુલાંટ ખાવાના ઉત્તમ પ્રયોગ કરી બતાવ્યા. હજારેક ફુટ ઉંચુ વિમાન એકદમ બંધ કરી નીચે ઉતારી પાછુ એકદમ ચલાવી તે ઉલટી સુલટી ગુલાંટ ખાતો હતો. આ ઉપરથી વિમાનની કળા આ લોકોએ કેટલી બધી સાધી છે તે જણાયુ પાછા ફરતાં ઘણીજ ગર્દી હતી અને અમને તેરમી ટ્રામમાં જગ્યા મળી તે ઉપરથી કેવી ગર્દી થઇ હશે તે સમજી શકાશે.

તા. ૨૮-૧૨-૧૩ રવિવાર.

લંડન.

યુરોપીયન લોકોમા આપણા જેવો જાતિભેદ નથી પણ જુદાજ પ્રકારનો

યુરોપિઅન લોકોમાં આપણા જેવો જાતિભેદ નથી.

ભેદ છે એમ ઘણા કહે છે. યુરોપમાં સંપત્તિ પ્રમાણે ઉંચા નીચા ગણાય છે એ ખરૂં પણ તેથી કરી કંઇ રોટી કે બેટી વ્યવહાર બંધ થતો નથી. એક ટેબલપર ઉંચા નીચા જમતા નથી, એ ખરૂં પણ પીરસનારા રાંધનારા વિગેરે લોકો ગમે તે હોય તોપણ ચાલે છે. શ્રીમંત જો ગરીબ જોડે પરણે તો શ્રીમંતો તેની નિંદા કરે છે. ખરા પણ તેથી તે કંઈ સાવ નાત બહાર થઇ જતો નથી. આ ઉપરથી અહીંનો જાતિ ભેદ આપણા જેટલો તિવ્ર તથા કડક નથી તે સહજ સમજાશે. આજે સાંજે બહાર માત્ર સહેજ ફરી આવ્યા હતા.

તા. ૨૯-૧૨-૧૩ સોમવાર.

## લંડન.

યુરોપમાં ભાષા ભિન્નત્વ ઘણું છે.

હિંદુસ્તાનમાં અંગ્રેજીનો પ્રચાર ઘણો થયેલો હોવાથી એમ ઘણા લોકો જાણે છે કે યુરોપમાં અંગ્રેજી ઘણાને આવડતું હશે પણ તે તદન ખોટું છે યુરોપમાં ભાષા ભિન્નત્વ ઘણુંજ છે. અંગ્રેજી ફ્રેંચ જર્મની વિગેરે અંદર અંદર રોટી બેટીનો વ્યવહાર કરે છે પણ તેમને એક બીજાની ભાષા આવડતી નથી. આગગાડીનું આટલું બધું સાધન છતાં એક બીજાની ભાષા શીખવાની કોઇ પરવા કરતું નથી. બ્રિન્ડીસી બંદરે હજારો અંગ્રેજ આવે છે તોપણ એક પણ મજુર થોડુંપણ અંગ્રેજી જાણતો નથી. એડન બંદરના આરબ છોકરીઓ થોડુંઘણું અંગ્રેજી બોલે છે પણ કેલે બંદરપર કે જ્યાં હમેશ વિલાયત જોડેજ સંબંધ છે ત્યાંના મજુરોને ફ્રેંચ ભાષા શિવાય કંઇપણ આવડતું નથી. આ જોઇ અમને તો બહુજ નવાઈ લાગી. અમેરિકાથી બહુ મુસાફરો આવતા હોવાથી મોટમોટી હોટલોમાં પીરસનારા એક બે ભાષા જાણનારા રાખે છે. પણ સામાન્ય લોકો પોતાની ભાષા શિવાય બીજુ કંઈ સમજતા નથી. માત્ર વિદ્વાન લોકો બે ત્રણ ભાષા શીખે છે. પણ તેવા વિદ્વાનો મુસાફરીમાં મળી આવવા મુશ્કેલ. આટલું બધું ભાષા ભિન્નત્વ કેમ છે તેનો ખુલાસો કંઇ થઈ શકતો નથી. "એસ્પેરેન્ટો" ભાષા માટે જે મોટી હિલ ચાલ ચાલે છે તે આજ અડચણ દૂર કરવા માટે ઉભી થઇ હોય એમ લાગે છે.

તા. ૩૦-૧૨-૧૩ મંગળવાર.

લંડન.

બ્રાયટનની પેઠે ઇસ્ટિબોર્ન પણ હવા ખાવાની સમુદ્ર કિનારે જગ્યા છે. બ્રાયટનમાં મધ્યમ વર્ગ વધારે જાય છે અને અહીં શ્રીમાન લોકો વધારે આવે છે. આજે બપોરે અમે ઇસ્ટિબોર્ન જોઈ આવ્યા. લાયન્સ કંપનીમાં ચ્હા પી સાંજે ફરી આવ્યા. દેખાવ ઘણો સુંદર છે પણ બ્રાયટન જેવો ખપકો જણાયો નહિ. ત્યાંથી પછી સિનેમા જોઈ અમે રાત્રે સાડા દસ વાગે ઘેર પાછા આવ્યા.

ઇસ્ટિબોર્ન.

તા. ૩૧-૧૨-૧૩ બુધવાર.

લંડન.

અમારે તા. ૧૨ મી એ અહીંથી ઉપડવાનું હોવાથી આજે આખો દિવસ સામાન બાંધવામાં કાઢ્યો. સામાન પણ થોડું થોડું કરતાં બહુ વધી ગયો તેથી બે નવી પેટીઓ લઇ ભરવી પડી. આ સામાન પ્રથમથીજ પરભાર્યો મોકલવાનો હોવાથી તે આજે ભરી કાઢ્યો.

સામાન બાંધ્યો

યુરોપમાં બક્ષિસ આપવાનો રિવાજ બહુજ છે. જ્યાં જઇએ ત્યાં બક્ષિસ આપવી પડે છે. હોટેલ, વિશ્રાંતિગૃહ કે જ્યાં જઇએ ત્યાં લોકો ટીપ માગે છે. અને જો આપણે ન આપીએ તો આપણને ભીખારીમાં ગણી કાઢે છે. વળી ટીપ કેટલી આપવી તેનું પણ કંઈ ધોરણ નથી. અમેરિકન લોકો બહુજ મોટી ટીપ આપતા હોઈ અમે જે કંઇ આપતા તે ઓછું પડતું. ગાડીવાળા ને મોટરવાળા પણ તેમના ઠરેલા ભાડા ઉપર ટીપ માગે છે. એકંદર જેટલું ભાડું હોય તેના દસ ટકા "ટીપ" આપવાનો ઘણેભાગે રીવાજ હોય છે.

ટીપ-( બક્ષિસ. )

આજે છેલ્લી તારીખ હોઇ રાત્રે બાર વાગતાં વર્ષ બદલાય છે એટલે આજનો મોટો તહેવાર ગણાય છે. અનેક હોટલમાં આજ મોટી મીજબાનીઓ થાય છે. રાત્રે બાર વાગે બધા દીવા હોલવી નાંખી થોડીવાર

નવા વર્ષનો વિધિ.

પછી નવું વર્ષ બેઠું એમ સુચવવાને ફરી સળગાવે છે. ઘેર ઘેર કંઇને કંઇ નવી રમતો થાય છે દેવલોમાં રાત્રે ઘંટનાદ થાય છે અને નવા વર્ષની પ્રાર્થના થાય છે. અમે આજે રાત્રે " ડિકવિંડિંગટન " નામનો પેન્ટો માઇમ એટલે માત્ર હાવભાવનો ખેલ જોવા ગયા. અને રાત્રે બાર વાગે નાટક પુરું થયું ત્યારે નવા વર્ષ નીમીત્ત પ્રાર્થના થઈ ખેલ પુરો થયો.

તા. ૧-૧-૧૪ ગુરૂવાર.

લંડન.

હેગેનબેક સરકસની ટીકીટ કાઢી આવ્યા.

આજે અમે ઓલીમ્પીઆ પ્રદર્શનની જગ્યાપર આવેલું હેગેનબેકનું સરકસ અને જનાવરોનો સંગ્રહ જોવા ગયા પણ ત્યાં એટલી તો ગર્દી હતી કે ટિકીટ મળી નહિ. અહીં હલકા દરની ટિકીટો ભારે દરમાં વેચવા હતા પણ અમને તે લેવી ઠીક ન લાગવાથી કાલ માટે ટિકીટ લઈ પાછા ફર્યા.

તા. ૨-૧-૧૪ શુક્રવાર.

લંડન.

હેગેનબેક સરકસનો મંડપ.

બપોરે એક વાગે અમે સરકસ જોવા ગયા. આ સરકસ જર્મન લોકોનું હતું અને વિલાયતમાં ખાસ એક સરકસ નથી એમ જાણી અમને બહુ નવાઈ લાગી. સરકસનો મંડપ બહુજ મોટો હોઈ એકંદર દસ હજાર માણસનો સમાવેશ થાય એવો હતો. બધા માણસોથી ચિક્કાર થઇ ગયેલો મંડપ જોઈ બહુજ ભવ્યતા લાગી. વચ્ચોવચ્ચ મોટા મેદાનમાં ખેલ થવાના હતા. ત્યાં કાથીની સાદડીઓ પાથરેલી હતી. અને ઉપર કસરત કરવાના જુદા જુદા હિંચકા ટાંગ્યા હતા.

સરકસનો ખેલ.

પ્રથમ સીલ નામના ૭ જનાવરોનો ખેલ થઇ રહ્યા પછી ૩૦-૪૦ ઘોડાઓ એક પછી એક ખેલ કરવા લાગ્યા. ચીમ્પાનીઝ નામના વાંદરા માણસના પોષાકમાં આવી સાયકલ ફેરવવા લાગ્યા. અને છેવટે આઠ

મોટા બંગાળીવાઘો પાંજરામાં છુટા મુકી એક માણસ તેની જોડે ખેલ કરવા લાગ્યો. એકંદર ખેલ ઘણો ઉત્તમ હોઈ અમારો વખત એકદમ નીકળી ગયો.

સર્કસની જોડેના જનાવરોનો સંગ્રહ.

ખેલ થઈ રહ્યા પછી અમે જનાવરોનો સંગ્રહ જોવા ગયા. તેને માટે કંઈ ખાસ ટીકીટ હતી નહિ. કૃત્રીમ બગીચો કરી તેમાં નાના નાનાં તળાવો કરી અનેક પક્ષીઓ અંદર પુરેલાં હતા. ઉંટ હાથી ઘેટાં વગેરે મોટા પ્રાણીઓ પણ હતા. એક બાજુ સિંહના કુતરાના તરસના અને રીછના બચ્ચાઓ સાથે રમતાં જોઇ અમને બહુ નવાઇ લાગી. વળી સિંહ અને માકડા માટે પાસે જગ્યા તૈયાર કરી હતી તે જોવા જેવી હતી. એક ડુંગર જેવું કરી પાછળના ડુંગર પર સિંહ છુટા મુક્યા હતા. માંકડાં પણ ૫૦–૬૦ હોવાથી પુષ્કળ લોકો તેને જોવા ભેગા થયા હતા. દરેક પાંજરાપર "મહેરબાની કરી અમને ખાવાનું નાખશો માં" એમ લખેલું હતું.

તા. ૩–૧–૧૪ શનિવાર.

લંડન.

લાકડાં કાપવાનું યંત્ર.

આજે અમે કુક કમ્પનીમાંથી કાગળો લઈ લાકડા કાપવાનું કારખાનું જોવા ગયા. અહીં દેવદાર વગેરેના લાકડાની ચીપો યંત્રથી કાગળની પેઠે કપાતી જોઈ અમને બહુ આશ્ચર્ય થયું. આવી રીતે મહેનત બચાવનારાં કારખાનાં આપણા દેશમા થાય તો કેવું સારું.

તા. ૪–૧–૧૪ રવીવાર.

લંડન.

આજે અમે બધાને ચ્હા પીવા બોલાવ્યા હતા.

અમારે હવે જવાનુ નજદીક હોવાથી આજે અમે ડૉ. વલવલકર રા. શિવેશ્વરકર, રા. બામ, રા. મોઘે, રા. ચિતળે વગેરેને સાંજે ચ્હા પીવા બોલાવ્યા હતા. હિંદુસ્તાનથી મંગાવેલા કેટલાક પદાર્થો ફરાળ માટે કાઢયા હતા તેથી તેઓ બધા ખુબ ખુશ થયા.

બે કલાક ખુબ ગપાટા માર્યા પછી અમે સૌ બાર તારીખે જવાના એમ કહી સર્વેની રજા લીધી.

તા. ૫-૧-૧૪ સોમવાર.

લંડન.

સ્લીપીંગ બ્યુટી નામનું નાટક.

આજે કુક કમ્પનીમાં અમારો અગાઉથી મોકલવાનો સામાન પહોંચતો કર્યો અને લાંબો પ્રવાસ હોવાથી તેનો વિમો ઉતરાવ્યો. ત્યાંથી પછી બપોરે સ્લીપીંગબ્યુટી નામનું પેન્ટો માઇમ નાટક જોવા ગયા. નાટકની વસ્તુ અદ્દભુત હતી. સીનસીનેરી ઘણીજ સરસ હતી. સ્ટેજપર એકદમ સો દોઢસો માણસો આવી ભવ્ય દેખાવ કરતા હતા. મુખ્ય નાયિકા ખુબ સુંદર હતી અને તેનો હાવભાવ પણ તેવોજ હતો. સાંજે સાડા પાંચ વાગે નાટક પુરૂં થયું ત્યારે અમે ઘેર આવ્યા.

તા. ૬-૧-૧૪ મંગળવાર.

લંડન.

ઓક્સફર્ડની કોલેજો.

આજે સવારે દશ વાગે પેડિંગટન સ્ટેશનપરથી અમે ઓક્સફર્ડ ગયા. તે અગયાર વાગે પહોંચ્યા. ઓક્સફર્ડ કેમ્બ્રીજ કરતાં મોટું હોઇ કોલેજો પણ મોટી ને ભવ્ય છે. ઓલસોલ્સ કૉલેજ ટ્રીનીટી કૉલેજ બેલિયલ કૉલેજ મોડલેન કૉલેજ વગેરે કૉલેજો જોઇ. અહીંઆ ઘોડાની ટ્રામ તથા બસ મળે છે. પણ ગામના પ્રમાણમાં તેની સંખ્યા થોડી છે. આજ કાલ રજા હોવાથી બધી કૉલેજો જોવાઇ નહીં.

સ્નો વૃષ્ટિ.

આજની થંડી બહુજ હતી. મારા કાનની બુટી સુજી જઇ તેમાં ચીરા પડયા હતા. બૉડલીન લાયબ્રેરી જોઇ અમે સ્ટેશનપર આવ્યા તો ત્યા સ્નોની વૃષ્ટિ થઇ. પાણીને બદલે બરફ સફેદ રંગના ભુસાની પેઠે જમીનપર પડતો હતો. આ દેખાવ પ્રથમજ નજરે પડવાથી બહુજ મજા લાગી. સાંજે સાડા ૭ એ લંડન પાછા આવ્યા.

તા ૮-૧-૧૪ બુધવાર

લંડન.

તા ૭ મી એ ટોમસ કુક કમ્પનીમાંથી માણસો અમારો સામાન લેવાને આવવાના હતા. એટલે આજે બધો સામાન બાંધવાની તજવીજ કરી અને મી સ્ટ્રેસમને આ કામમા અમને બહુ મદદ કરી અમે ખરીદ કરેલા સામાનમાંનો ઘણોખરો તો મુબઈમા પણ મળે એમ હતો એમ જોયુ ત્યારે અમને સામાન લીધા બદલ બહુ ખેદ થયો પણ બહાર નામ નીકળીએ છીએ ત્યાર રહેજ તરેહ બધી લેવાની ઇચ્છા થઈ આવે છે અને આવી રીતે અમારો સામાન પણ બહુ વધી પડ્યો હતો એક તપવુ સામાન બધો બધાઈ ગયો એટલે આરડો સાવ ખાલીખમ લાગવા માડ્યો. બપોરે અમે નાટક જોવા ગયા

બધો સામાન બાંધી તૈયાર કર્યો

યુરોપમા સાર્વજનિક પુસ્તકાલયો, દવાખાના, નાટકગૃહો પુઅર હૌસીસ વિગેરે પુષ્કળ લોકોપયોગી જગ્યાઓ હોય છે પણ હિદુસ્તાનના જેવી ધર્મશાળાઓ અહીં હોતી નથી. તેમજ પ્રવાસી લોકો માટે પરબડીને અન્ન ક્ષેત્રો હોતા નથી આપણા મદિરોના જેમ ઓસરીમા મુસાફર લોકોને રહેવા દે છે તેવુ અહી કઈ મદિરમા રહેવા દેતા નથી કેટલાકોનુ માનવુ એવુ હોય છે કે હિદુસ્તાન જેવા ગરીબ દેશમા ધર્મશાળા હોય છે તો યુરોપમા મોટમોટી ધર્મશાળા હોવી જોઈએ પણ તે વહેમ ભુલ ભરેલુ છે

યુરોપમા ધર્મશાળા વિગેરે હોતી નથી

તા ૮-૧-૧૪ ગુરૂવાર

લંડન.

આજે અમે જાદુના ખેલ જોવા ગયા પણ ત્યા છોકરાઓજ વધારે પ્રેક્ષક તરીકે આવ્યા હતા અહીંના ખેલ બ. ચાલાકીના નહોતા એક બાઈ આખે પાટા બાધી પ્રેક્ષકોને વર્તમાનપત્રમાંનો અમુક ભાગ મનમા

જાદુના ખેલ

રાખવાનું કહેતાં તે બાઇ તે ભાગ એકદમ મ્હોંઢે બોલી જતી. ત્યાર પછી એક ભાણુમ એરબીયન નાઇટ વાંચતાં વાંચતાં તે અનુભવતો હોય તેમ એક તે વર્ગમાંથી એક નાનું સરખું અદ્ભુત નાટક કરી બતાવ્યું.

તા. ૯-૧-૧૪ શુક્રવાર.

લંડન.

બધો સામાન રવાના કર્યો.

આજે સવારે અમ્મારે વાતે કુક કમ્પનીનાં માણસો આવી અમારો સામાન લઇ ગયા. સામાન જવાથી ઓરડો ખાલી થઇ ગયો અને ઘેર જવાનું પાસે આવેલું જાણી એક પ્રકારનો આનંદ થયો.

પોતાની મેળે ઉંચે ચ્હડતો દાદર.

અહીંઆની ટ્યુબ રેલવેના લીવરપુર સ્ટ્રીટ સ્ટેશનપર એક ચમત્કારીક દાદર છે. એમ ખબર પડતાં તે અમે જોવા ગયા. આ જીનો એવી રીતનો બનાવેલો છે કે તેનાં પગથીઆં એક યંત્રથી એની મેળે ઉપર ચ્હડે છે અને બીજી બાજુએથી નીચે ઉતરે છે. એટલે એક રેંટ ચગડોળની પેઠે તે પગથીઆ ચ્હડ ઉતર કરે છે. આવા દાદરને એસ્કલેટર કહે છે. આનીપર ચ્હડતાં પહેલાં બીક લાગે છે. પણ જરા મ્હાવરો થયા પછી બહુ આનંદ થાય છે.

તા. ૧૦-૧-૧૪ શનીવાર.

લંડન.

લંડન શહેર છોડવાની દીલગીરી.

આજે કુક કમ્પનીમાંથી કાગળો લઇ બજારમાં ફરવા ગયા. લંડન જેવું ભવ્ય શહેર થોડા વખતમાં છોડવાનું છે અને ફરી ફરી આવા ઇન્દ્રભુવનમાં આવવાનું મળવાનું નથી વિગેરે વિચારો આવી મનમાં એક પ્રકારનો ખેદ થયો.

સાંજે પ્રો. સ્મિથ અને તેની પત્નિ અને છોકરાંઓને અમારે ત્યાં જમવા

પ્રો બિસેને જમવા નોતર્યા.

નોતર્યા હતા. દુધપાક જમણ માટે તૈયાર કર્યો હતો અને જમવા અને વાતો કરવા અમારો વખત સહેજ નીકળી ગયો.

તા. ૧૧-૧-૧૪ રવીવાર.

**લંડન.**

આજ કંઈ પણ જવાનુ ન હોવાથી રહેલો સામાન ગ્લૅડસ્ટન બેગમાં ભરી રાખ્યો. સાંજે મી. સ્ટ્રેસમને બહુ આગ્રહ કર્યો એટલે તેને ત્યાં જમવા ગયા. લંડનથી ટ્રીએસ્ટ સુધી પાછા ફરતાં યુરોપના કેટલાક બાકી રહેલા સ્થળો જોવાને અમારો વિચાર હતો એટલે મિ. સ્ટ્રેસમનનેજ ગાઇડ તરીકે સાથે લેવાનું ઠરાવ્યું. તેને ફ્રેન્ચ અને જર્મન ભાષા આવડતી હતી. પહેલાંની માફક તેને દર અઠવાડીયે બે પૌંડ આપવાના ઠરાવ્યા. તેને ઘેર અમે બે ત્રણ કલાક બેઠા પછી પાછા ફરતાં ડૉ. તલવલકરને જોઈને મળી આવ્યા. ઘેર મિ. ડિસોઝા એ અમારાં બીલ તૈયાર કર્યાં હતાં તેના પૈસા ચુકવી આપ્યા. અને કામ કરનારી બાઇઓની એકને ચાર પૌંડ અને બીજીને બે પૌંડ બક્ષિસ આપી. બીજે દીવસે સવારે વ્હેલાં જવાનું હોવાથી જલદી સુઈ ગયા.



# ભાગ ૧૬ મો.

# फरी फ्रान्स.

તા. ૧૨-૧-૧૪ સોમવાર.

## લંડનથી પારિસ.

આજે નીકળવાનું હોવાથી વ્હેલા ઉઠયા, નાસ્તો કરી ૮ વાગે ચેરિંગક્રાસ સ્ટેશને આવ્યા. શ્રી. બાપુસાહેબ સાંગલીકર તથા રા. મહેતા અમને પહોંચાડવા આવ્યા હતા. લંડન શહેર છોડતાં એક પ્રકારની દીલગીરી અને ઘેર જવાનું એટલે એક પ્રકારનો આનંદ એમ પરસ્પર વિરૂદ્ધ મનને વિકાર થવા લાગ્યા. લંડન શહેર દેખાતાં સુધી જોયાજ કર્યું. બાર વાગે ફોકસ્ટન પહોંચ્યા. કેલે-ડોવર કરતાં ફોકસ્ટન બલોનનો રસ્તો પાંચ માઈલ લાંબો છે પણ આ બાજુએ થઈ ક્લાસની સોઇ હોઇ ભાડું ઓછું પડે છે. તેમ વળી જેવો રસ્તો જોવાને માટે અમે આ રસ્તે આવ્યા હતા. સમુદ્ર શાન્ત હોવાથી દરીઓ ઓળંગતાં અમને કંઇ મુશ્કેલી પડી નહિ.

ફોકસ્ટનથી બર્લીન.

બલોન શહેર ફોકસ્ટન કરતાં સાવ નાનુ છે, આજે ટાઢ ઘણીજ હતી. સ્ટેશનપર ઉતરી જરા નાસ્તો કર્યો ત્યારે જરા ઠીક લાગ્યું. અમારી જોડે બે રસીયનો હતા તેપણ પારિસ આવવા હતા એટલે અમે પણ તેમની સાથેજ ડબ્બામાં બેઠા અને વખત વાતચીતમાં કાઢી નાંખ્યો. પારિસ અમે પહેલા આવી ગયા હતા પણ જગતનું સુંદર શહેર ઘેર જતાં એકવાર ફરી જોવું એવા ઈરાદાથી અમે અહીં આવ્યા હતા. મી. સ્ટ્રેસમને બતાવી તે હોટલમાં અમે ઉતર્યા.

બલોનથી પારિસ.

તા. ૧૩-૧-૧૪ મંગળવાર.

## પારિસ.

આજે અમે પારિસથી ૩૭ મૈલ દૂર આવેલાં ફોન્ટેન્બ્લો નામનો રાજમહેલ

ફ્રાન્ટેન્બ્લો રાજમહેલ.

જોવા ગયા. વિજળીની ટ્રામમાં મહેલ આગળ આવ્યા તો બહારથી તે માત્ર સાદો જણાતો હતો પણ અંદર ગયા પછી એક પછી એક ચઢે તેવા સુંદર ઓરડાઓ જોયા. નેપોલીયન પહેલો આ મહેલમાં ઘણીવાર આવીને રહેતો હતો. આ મહેલની પાસેનો બગીચો અને જંગલ જોવા લાયક છે. પાછા આવતાં ફ્રેંચ ઘોડેસ્વારની ટુકડી મળી. સાંજે ૪ા વાગે ગાડીમાં પેરિસ પાછા આવ્યા.

તા. ૧૪-૧-૧૪ બુધવાર.

પારિસ.

અહીંના રસ્તા.

પહેલીવાર બધે ગાડીમાં ફર્યાં હતા પણ પગે ચાલીને સારું જોવાય માટે આજે અમે પગે ફરવા લાગ્યા. અહીંના રસ્તા લંડનના કરતાં પહોળા ખરા પણ સ્વચ્છતામાં ઉતરે. પહેલીવાર પેરીસનું બજાર ભવ્ય લાગતું હતું પણ હવે લંડન જોયા પછી તે જરા ઉતરતું લાગ્યું. માત્ર લંડનના જેટલો ધુમસ અહીં ન હોવાથી બજારની શોભા વધારે દીપી નીકળતી હતી.

પોલિસની વ્યવસ્થા.

અહીંઆં મજાપોલીસની વ્યવસ્થા લંડનના જેવી હતી નહિ. પોલીસ લોકોને રસ્તાની વ્યવસ્થાનું કામ કરવાનું છે એવું ખબર હોય એમ લાગ્યું નહિ. પારિસને લંડન વચ્ચે આટલો બધો તફાવત કેમ હશે તે સમજાયું નહિ.

ગાડીવાળા.

ગાડીવાળા પણ ઘણા બેદરકાર જણાતા હતા. લંડનમાં તો એક બાજુથી બીજી બાજુએ જતાં જરા બીક લાગતી નહોતી પણ અહીંઓ બહુ જોખમ ભરેલું કામ હતું. ગાડીવાળા માણસ ચગદાઇ જાય ત્યાં સુધી કંઇપણ બોલતા નથી. આ પ્રજા સત્તાક રાજ્યમાં આવી બેદરકારી કેમ હશે તે સમજાતું નથી.

ટ્રામ્સ અને બસેસ.

અહીંની ટ્રામ અને બસ લંડન કરતાં જુની જણાતી હતી. વળી અહીં પહેલોને બીજો એવા વર્ગ છે. વળી બસીસ ગમે ત્યાં ઉભા ન રહેતાં ઠરેલે સ્ટેશનપરજ ઉભી રહે છે. અને સ્ટેશનપર ટીકીટોનો ઝારો લટકાવેલો

હોય છે એટલે જેટલા પેસેંજર આવે છે તે એક પછી એક ટીકીટ કાઢી પોતાની પાસે રાખે છે પછી જ્યારે બસ આવે ત્યારે તેમાં થોડાજ માણસની સોઈ હોય,તો પેલી ટીકીટોના નંબર પ્રમાણે પેસેંજરો લે છે. લંડનમાં આવો રીવાજ નથી અને ત્યાં લોકો પોતાની મેળે અમઝઅનેજ જગ્યા લે છે.

ઑપેરા હાઉસ.

ગઈ વખત અહીં નાટક જોયું નહોતું તેથી આજે અમે ઓપેરા હાઉસમાં ગયા. આ નાટકગૃહ ઘણુંજ ભવ્ય હતું. અને તેની પાછળ બે ત્રણ કરોડ રૂપિયા ખર્ચ થઈ ગયો છે. પેરિસ જેવા રમની શહેરને શોભે તેવું આ નાટકગૃહ હતું. તેનો દાદરો ઘણોજ સુંદર હતો. આ નાટક શાળામાં નામાંકિત નટ અને નાટક કારના સુંદર આરસપહાણના પુતળાં ગોઠવી મકેલાં છે અમે ત્રીજે મજલે એક બોક્સ રીઝર્વ્ડ કરીને બેઠા હતા. નાટક જોનારાના ભપકાબંધ લુગડા જોઈ અમે છક થઈ ગયા, નાટક પણ સારૂં હતું અને તેનો નાચ પણ અહુજ પ્રેક્ષણીય હતો. માત્ર ભાષા સમજાતી નહોતી એટલે વસ્તુ સમજાયુ નહિ. ગાનારાની જોડે ૭૫ માણસનું તંતુવાદ્યનું બેન્ડ વાગતુ હતું. માત્ર નાટકગૃહની બહાર લશ્કરી સીપાઈનો પહેરો હતો તેનું કારણ અમે સમજ્યા નહિ.

તા. ૧૫–૧–૧૪ ગુરૂવાર.

## પારિસ.

આલાંબ્રા નાટકગૃહમાં વેરાયટીનો ખેલ.

આજે પારિસના એક ભવ્ય ચોકમાં ફરી આવ્યા પછી બપોરે આલાંબ્રા નાટકગૃહમાં વેરાયટીનો ખેલ જોવા ગયા. ખેલ થઈ રહ્યા પછી ચાર પાંચ ઇનામ ટીકીટો કાઢી નંબરમાં તેમાં અમારી જોડેના રા. કાળે નાસનરને પાંચ ફ્રેન્કનું કેક ઇનામ મળ્યું.

ઑટોમેટિક કૅફે ( ઉપહારગૃહ ).

ખેલ રહ્યા પછી મી. હેમન અમને એક ઓટોમેટિક કૅફેમાં લઈ ગયા. અહીંના ઉપહારગૃહમાં ખાવાની ચીજો વેચવાને એકકે જણ બેઠેલો હોતો નથી, માત્ર જે પદાર્થ જોઈએ તેના નામ એક બાજુ પાસે કાણામાં નાંખવાથી તે પદાર્થ બહાર આવે છે

જુદા જુદાં પીણાં પણ તે પ્રમાણેજ બહાર પડે છે. કોઇ કોઇ પદાર્થો પર માત્ર હાથ ટાંકેલા હોય છે. એટલે તે પદાર્થ કેવી રીતે બહાર આવે છે તે જોવા મળે છે. આની રીતનું આ યાંત્રિક ઉપહાર ગૃહ જોઇ અમને બહુ નવાઇ લાગી.

તા. ૧૬-૧-૧૪ શુક્રવાર.

આજે પારિસમાંથી જવાનું હોવાથી સવારે ગામમાં ફરવા નીકળ્યા. તો પ્લાસ દી કંકાર્ડ નામના એક ચોકમાં ચાર ખુણે ચાર બાયડીઓનાં પુતળાં બેસાડી તે પર ચીંથરાના ફાટલા તુટલા નિશાણ ચોટાડેલાં હતાં. આ શું છે તેનો તપાસ કર્યો તો માલુમ પડયું કે ઈ. સ. ૧૮૭૦ માં ફ્રેંકો જર્મન યુદ્ધમાં ફ્રાન્સનો પરાજય થયો તે વખતે આલસેસ અને લોરેન એ બે પરગણાં જર્મનના તાબામાં જવાથી લોકોને તે વખતની યાદ રહે માટે આવું કરવામાં આવ્યું છે. આવી રીતે આ દુઃખનું સ્મારક સ્થાન હતું. લોકોની આવી દેશાભિમાનની લાગણી જોઈ બહુ નવાઈ લાગી.

પ્લાસ દી કંકાર્ડ.

અહીંયાં ટાંગાની ગાડીને ઉત્તમ ઘોડા જોડેલા જોઇ બહુજ આશ્ચર્ય થયું. આ ઘોડા પણ જુદી જુદી તરેહથી જોડવા હતા.

ઘોડા જોડવાની નવી તરેહ.





પૅલે ધી જસ્ટિસ (ન્યાય મંદીર)-બ્રુસેલ્સ.

The Bombay Art Printing Works Fort

## ભાગ ૧૭ મો.



# बेलजीयम अने होलेंड.



તા. ૧૭–૧–૧૪ શનિવાર.

### બ્રુસેલ્સ.

**શહેરનો દેખાવ.**

સવારે ઉઠ્યા ત્યારે બરફ પડેલો હોવાથી બહારનો દેખાવ જોઇ શકાયો નહિ. હૉટેલવાળાની નીચેની દુકાનમાં ફરાળ કરી અમે " પૅલે દી જસ્ટીસ " જોવા ગયા. શહેર શોભાયમાન અને શ્રીમંત દેખાતું હતું રસ્તાપર પત્થરની ઇંટો જડી હતી. વચ્ચે વચ્ચે રસ્તાંપર નાની ગાડીઓને કુતરાં જોડેલાં જોઇ અમને બહુ આશ્ચર્ય લાગ્યુ.

" પૅલે દી જસ્ટીસ " ના મકાનનો દેખાવ ઘણો ભવ્ય હતો. આ પ્રંચડ મકાન પાછળ કરોડ રૂપૈયા ખરચ થયા છે આ ન્યાયમંદિરની અંદરની શોભા જાત જાતના આરસપહાણ બેસાડેલા હોવાથી ઘણીજ સરસ દેખાતી હતી. રોમમાંના સેંટ પિટરના મંદિર જેવી આ પ્રંચડ ઇમારત આજ અમને જોવા મળી. અંદર એક ઠેકાણે ત્રણ ન્યાયાધીશ પાસે એક દીવાની સવો ચાલતો હતો તે થોડીવાર જોઇ અમે પાછા ફર્યા.

**ટાઉન હૉલ પાસેના ચોક અને લીઓપોલ્ડ રાજાનો બાગ.**

અહીંથી અમે ટ્રામમાં શહેર જોતા જોતા ટાઉન હૉલવાળા ચોકમાં ગયા, અહીંની આજુ બાજુની જુના સરકારવાડાની ઇમારતો ઘણીજ સુંદરને ભવ્ય છે. અહીંથી પછી ગામ બહાર લીઓપોલ્ડ રાજાનો બાગ જોવા ગયા. અહીં એકંદર વાટપર બરફ પડેલો હોઇ શોભા ઘણીજ સારી લાગતી હતી અહીંથી પાછા ફરી એક ઉપહાર ગૃહમાં નાસ્તો કર્યો.

ફુલના જેવી આકૃતિ જોઈ બહુજ આનંદ થયો બપોરે બે વાગે એમસ્ટરડૅમ પહોંચ્યા અને વિક્ટોરીઆ હૉટેલમાં ઉતર્યા. અહીંના સ્ટીમ હીટરનું સાધન હોવાથી અમારી બહુ સગવડ થઈ શકી, સાંજે કઈ બહાર ગયા નહિ,

તા. ૧૯-૧-૧૪ સોમવાર.

**ઍમસ્ટરડમ.**

**રાજમહેલ અને નેશનલ મ્યુઝીઅમ.**

સવારે જુનો રાજમહેલ જોવા ગયા. અને અંદર જવા માટે ૨૫ સેંટિમની ફી હતી. આ રાજમહેલ હાલ ટાઉન હોલ તરીકે વપરાય છે. ચારેમેર આરસપહાણ જડેલા હોવાથી મકાન બહુ સુંદર દેખાતું હતું. પાસેની પોસ્ટ ઑફિસ જોવા ગયા ત્યારે ગામના કેટલાક છોકરા અમને જોવા આવ્યા. તેને પોલિસે વીખેરી નાંખ્યા. પછી વીજળીની ટ્રામમાં બેસી નેશનલ મ્યુઝીઅમ જોવા ગયા અહીં કેટલાક જુનાં ચિત્રો ખાસ જોવા લાયક છે.

**નવું શહેર.**

અહીંથી પછી એક દુકાને નાસ્તો કર્યો. આ દુકાનની શોભા બગીચા જેવી કરી હતી. અને પછી નવું શહેર જોવા ગયા. અહીંઆ સમુદ્રની નાની નાની નહેરો આવેલી હોવાથી તેને " છોટા વેનીસ " કહે છે પણ તેની શોભા વેનીસ જેવી નથી. અહીંઆ ઇંગ્લંડના જેવા બુટ મોજાં વગરના ફરી. લોકો જોવામાં આવ્યા નહિ. લોકોને સ્કેટીંગનો શોખ વધારે હોય એમ લાગ્યું. બેલજીઅમ અને હોલૅંડ સમુદ્રની સપાટી કરતા નીચે હોવાથી સમુદ્ર કીનારે મોટ-મોટી દીવાલો ચણી બંધ કરી છે. તેને " ડાઇકિસ " કહે છે. આ જોવા જવા અમારો વિચાર હતો પણ તે દૂર હોઇ સાંજ પડી જવાથી જવાયુ નહિ. શત્રુની સ્વારી દેશપર આવે છે ત્યારે આ દીવાલો તોડી બધો દેશ જળમય કરી નાખે છે તે હાલની લડાઇનો ઇતિહાસ જાણનારને માહિતજ હશે.

વા. ૨૦-૧-૧૪ મંગળવાર.

## ઍમસ્ટરડામથી હેમ્બર્ગ.

સ્કેટીંગ કરતાં છોકરાઓ અમને વીટળાઇ ગયા,

સવારે ૮॥ વાગે ઍમસ્ટરડામથી હૅમ્બર્ગ જવા નીકળ્યા. રસ્તામાં સુમારે બે વાગતા એક જર્મન સ્ટેશનપર ગાડી બદલવાની આવી. ગાડી ઉપડવાને એક કલાકની વાર હોવાથી અમે ગામમાં ફરવા ગયા તો એક ખાડીઆમાં પાણી ઠરી ગયેલું હોવાથી છોકરાંઓ બપોરની છુટીમાં ત્યાં રમવા આવ્યા હતા. તેઓ અમને જોઇને અમારી આસ-પાસ વીટળાઇ વળ્યા. અને અમારી પાછળ આવવા લાગ્યા. આ પ્રમાણે થોડીવાર પછી તેમની છુટી પુરી થવાથી તેઓ નીશાળમાં નાશી ગયા. આ છોકરાંઓ જોકે ગરીબ મજુરના જેવા દેખાતા હતા પણ તેમના કપડાં લત્તા સારા હતા અને પગમાં બુટ મોજાં હતા એટલે તેઓ ઇગ્લાંડના મજુર જેવા છેક નિર્ધન જણાયા નહિ. આ ગામમાં દસ વીસ કારખાનાં જણાયા ગાડીનો વખત થવાથી અમે પાછા આવ્યા. રસ્તામાં બ્રેમેન સ્ટેશનપર ઉનાં ઉનાં કેક મળ્યાં તે અમે ખાધાં. રાત્રે સાડા આઠ વાગે હેમ્બર્ગ સ્ટેશને પહોંચ્યા અને એક હૉટેલના ચોથે માળે મુકામ કર્યો.



# ભાગ ૧૮ મો.

# फरी जर्मनी.

તા. ૨૧-૧-૧૪ બુધવાર.

## હૅમ્બર્ગ.

**રસ્તાપરનું એક તળાવ અને ટાઉનહૉલ.**

અમે જે હૉટેલમાં ઉતર્યાં હતા ત્યાં મ્હોં ધોવા માટે ઉના તથા ટાઢા પાણીની નળીઓ હોઇ ઉત્તમ સગવડ હતી. નાસ્તો કરી અમે ફરવા નીકળ્યા તો એક તળાવમાં પાણી ઠરી જઇ ઉપર ત્રણ ચાર ઇંચ બરફ જામી ગયો હતો અને એક સ્ટીમ બોટ આ બરફ કાપીને તેમાં ચાલતી હતી. તળાવને કાંઠે "સીગલ્સ" નામના પક્ષીયો બહુ એકઠાં થયાં હતાં અને લોકો તેને પહેલાં માછલાં ખાવા નાખતાં હતા તે તેઓ પાસે આવી ખાઇ જતાં હતાં, અહીંથી પછી ટાઉનહૉલ જોવા ગયા તે ઘણો મોટો અને સુંદર છે. આ શહેરને ફ્રી હૅમ્બર્ગ કહે છે કેમ કે અહીંની સર્વ વ્યવસ્થા લોકો નીયુક્ત સભાસદોથી ચાલે છે અને જર્મન બાદશાહનું માત્ર અધિરાજ્ય છે, ટાઉનહૉલ સામે વિલિયમ બાદશાહનું ઘોડેસ્વાર બોઝનું પુતળું છે.

**સ્ટીમ બોટમાંથી બંદરનો દેખાવ.**

અહીંથી અમે બંદર પર ગયા. ત્યાં એક ફરતી સ્ટીમ બોટમાં બેસી એકંદર બંદરનો દેખાવ જોયો તો અહી અનેક પ્રચંડ સ્ટીમરો પડેલી દેખાઈ પાણીમાં નાની નાની સ્ટીમ બોટો ફરતી હતી. ધુમસને લીધે નજર બહુ આધે જતી નહોતી. અમારી બોટ ઝડપથી બરફ કાપતી ચાલી હતી તો રસ્તામાં મોટા મોટા વહાણો બાંધવાની તરવી તેમજ કિનારા પરના અનેક ગોદીઓ ( ડૉક્સ ) જોવામાં આવી.

**ઇમ્પેરેટર બોટ.**

બપોરે જમ્યા પછી અમે ગોદીમાં ઇમ્પેરેટર નામની મોટામાં મોટી પ૨૦૦૦ ટનની બોટ આવેલી હતી તે જોવા ગયા. સ્ટીમબોટમાં અમે ગયા તો રસ્તામાં ત્રણ ચાર મોટી સ્ટીમરો જોઈ પણ ઇમ્પેરેટર બોટ તો તેથીએ મોટી હતી. એન ખબર પડી ત્યારે ઘણી નવાઈ લાગી. છેવટે એક ગોદીપર તે જોવામાં આવી પણ તેમાં દુરસ્તી કામ ચાલતું હોવાથી અંદર જવાયું નહિ. તે બોટ ૧૦૦૦ ફીટ લાંબી અને તે પાંચ છ મજલા ઉંચી હતી અને તેને ત્રણ મોટાં ભુંગળા હતા. આ બોટ હેમ્બર્ગ અમેરિકા કમ્પનીની હોઈ તે હમણાંજ અમેરિકા જઈ આવી હતી. અમે જે ડલીઆ પેટા બોટમાં આવ્યા હતા તે આ બોટ આગળ માત્ર બચ્ચાં જેવી લાગતી હતી હેમ્બર્ગ અને બેલ ફાસ્ટમાં બોટ બાંધનારી કમ્પનીઓ વચ્ચે હરીફાઇ ચાલતી હોઇ એક બીજાથી મોટી સ્ટીમરો બાંધે છે આથી પણ એક મોટી બોટ પ૬૦૦૦ ટનની વેટરલેંડ નામની બંધાય છે એમ અમને ખબર પડી. આ પ્રમાણે જગતમાં તે વખતે મોટામાં મોટી સ્ટીમર જોવા અમે ભાગ્યશાળી થયા.

તા. ૨૨-૧-૧૪ ગુરૂવાર.

## હેમ્બર્ગથી બર્લીન.

**હેગેન બેકનો બાગ.**

આજે અમે હેગેન બેકનો બાગ જોવા ગયા. રસ્તામાં ટ્રામમાં એક પાંચ વર્ષનો છોકરો બજારમાંથી માંસ લઇ આવી ટ્રામમાં બેઠો આવડો નાનો છોકરો એકલો ફરતો અને ડરી હીરો નહોતો અમે એક માર્કની ફી આપી હેગેન બેકનો બાગ જોવા અંદર ગયા. લંડનના સરકસમાં જે કૃત્રીમ બાગ સિંહ માટે જોયો હતો તેવો અસલ બાગ અમે અહીં જોયો. વળી અહી ૪-૫ હાથી હતા. તેને સંભાળવાને હિંદુસ્થાનમાંથી કેટલાક મુસલમાન માવત આણેલા હતા. વળી આ બાગમાં બધા દેશના જનાવરો સંઘરવામાં આવ્યા હતા અને તેમની પેદાશ કરી વેચતા હતા. બાગ જોઇ ઘેર જઈ બર્લીન જવા ઉપડયા. ત્રણ વાગે નીકળી રાત્રે આઠ વાગે બર્લિન પહોંચ્યા. એક હૉટેલવાળાને અગાઉથી ખબર કરી હતી પણ તેની હૉટેલમાં દુરસ્તી ચાલતી હોવાથી તેણે અમારી બીજી હૉટેલમાં સવડ કરી હતી. આજ કેસર બાદશાહ તરફથી રાજમહેલમાં મોટો બૉલ થવાનો હતો એટલે રસ્તાપર પોલીસનો સખ્ત બંદોબસ્ત હતો.



એક રસ્તા ઉપરનો દેખાવ-બર્લિન.

તા. ૨૩-૧-૧૪ શુક્રવાર.

બર્લિન.

રાજ્ય કુંટુંબના માણસોને દાટવાનું રોયલ ચેપલ જોવા આજે ગયા.

રૉયલ ચેપલ અને બરટ એલે.

તે ઘણું ભવ્ય અને સુંદર હતું. ત્યાંથી પાછાં ફરતાં રાજમહેલ સામેના ભવ્ય પુતળાં ગોઠવેલો રસ્તો જેને "બરટ એલે" કહે છે તે જોઇ પાછા આવ્યા. રસ્તા ડામરી હોઇ સ્વચ્છતા પારિસ કરતાં પણ સરસ જણાઇ.

જમીને પાછી બુશ સર્કસ જોવા ગયા. અહીંઆ દસહજાર માણસ બેસે

બુશ સર્કસ.

એવું મોટું થીએટર કાયમનું બાંધેલું હોઇ વચ્ચે ખેલ થતો હતો. પહેલા ઘોડા કસરતના ખેલ થયા પછી "લાસ્ટ ડેઝ ઑફ પૉમ્પી" નું નાટક શરૂ થયું. આ નાટક માટે ઘણીજ ભવ્ય સીનસીનેરી હાથીઓ લગાડીને ગોઠવી કાઢી ખેલમાં રોમન સામ્રાજ્ય વખતે થતી (ચેરિયટ) રથની સરત, ઘોડાની સરત અને ગ્લૅડીયર કુસ્તી વગેરે બતાવી એટલામાં કેટલીક છોકરીઓ એક હોજમા નાગી ન્હાવા પડી તેનો દેખાવ આવ્યો. આ દેખાવ ઘણો વખત ચાલ્યો અને લોકોને બહુ મજા પડી હોય એમ લાગ્યું. આ છોકરીઓએ બારીક લુગડાં પહેર્યાં છે એવી ખબર પડી પણ આવા સુધરેલા લોકોને આવા બિભત્સ દેખાવ કેમ પસંદ પડે છે તે સમજાતું નહિ. ત્યાર પછી વિસુવીયસ પર્વતમાંથી લાવા રસ નીકળતો હોય એવો દેખાવ આવ્યો અને બધા લોકોની નાસ ભાગ થઇ રહી એકંદર સીનસીનેરી પાછળ ઘણોજ ખર્ચ કરવામાં આવ્યો હતો એકંદર નાટક ઘણુંજ આજેકુબ હતું.

તા. ૨૪-૧-૧૪ શનિવાર.

બર્લિન.

અમારી ટપાલ લેવા કુક કમ્પનીમાં જઇ આવ્યા પછી પોસ્ટડૅમ

પોટસ્ડૅમ પૅલેસ

નામનો રાજમહેલ જોયો પણ તે મહેલમા ખાસ જોવા જેવુ કઇ હતુ નહિ પાસે એક ચિત્ર કારનો મકાન હતો તે જોયો ત્યાથી પાછા ફરી સાન્જે બર્લિન આવ્યા. બજારમા દુકાને લડન જેવીજ ભપકદાર જણાય

વા ૨૫-૧-૧૪ રવીવાર

## બર્લિન.

સ્ટેડિયમ ( મસ્તો જોવાની જગ્યા )

સ ૧૯૧૫ મા અહી ઑલિમ્પિક ગેમ્સ થવાના હોવાથી એક મોટુ ૧૫૦૦૦ માણસ બેસે એવુ મોટુ થીએટર બધાતુ હતુ તે જોવા ઓવરહેડ રેલ્વેમાથી ગયા આ શહેરમા એક સાત આઠ માઇલ લાબો પુલ બાધેલો હતો તે પર રેલ્વે ચલાવે છે તેને ઓવરહેડ રેલ્વે કહે છે સ્ટેડિયમ માટે એક સ્ટેશને ઉતર્યા પણ તે ત્યાથી બે માઇલ દૂર હતુ એમ ફરતા ફરતા અમે એક મોટા રસ્તાપર આવી ચડ્યા પણ સ્ટેડીઅમનો પતો ન લાગવાથી પાસેના સ્ટેશને આવી પાછા આવતા રહ્યા

વા ૨૬-૧-૧૪ સોમવાર.

## બર્લિનથી ડ્રેસડેન.

રાજ્ય હૉલ અને સ્ટોઅર.

આજે અહીનો રાજ્ય હૉલ જોવા ગયા પણ કેસર બાદશાહનો જન્મદીવસ બીજે દહાડે હોવાથી તેમા ખુશીથી શણગાર થતો હોવાથી અદર જવાયુ નહિ પાછા ફરતા રસ્તામા એક મોટો સ્ટોઅર જોયો તે હેરૉડ સ્ટોઅર કરતા નાનો હતો તોપણુ શોભા ઉત્તમ હતી પુતળા શણગારી પાઉડ સુદર દેખાવ કર્યો હતા શહેરના રસ્તાપર બાજુએ દીવા ન મુકતા વચ્ચે તાર બાધવી મુક્યા હતા તેથી પ્રકાશ વધારે પડી ઉત્તમ શોભા દેખાતી હતી ઘેર આવી જમી બપોરે ૧-૫૦ ની ગાડીએ ડ્રેસડન જવા ઉપડ્યા તે ૪ વાગે પહોચ્યા અહીં આવતા સાજ પડી ગઈ કઈ બહાર ગયા નહી.

તા. ૨૭–૧–૧૪ મંગળવાર.

## ડ્રેસડન.

આજે બપોરે નાસ્તો કરી દસ વાગે પાસે પિક્ચર ગેલેરી જોવા ગયા. અહીંઆ ઘણા ઉત્તમ ચિત્રોનો સંગ્રહ હતો વળી આજે કેસરનો જન્મ દિવસ હોવાથી આ ગેલેરી પાસેના ચોકમાં બપોરે લશ્કર એકઠું થઈ સલામી આપવાનું હતું તે જોવા અમે ગયા. ચોકમાંના વચલા ફુવારાપર કેટલાક માણસો ચડી ગયા હતા પણ તે ઉપર ઉભા રહેવાનો હુકમ નહિ હોવાથી પોલિસે તેમને સમજાવીને ખસેડયા. આપણે ત્યાં આવે પ્રસંગે પોલિસના ધક્કા ખાવાનો પ્રસંગ આવ્યો હોત. બરોબર બાર વાગે એકસો એક તોપની સલામી થઈ બેંડ વાગવા માંડ્યું ને રાજ્યગીત થયા પછી કેસરનો જય ઘોષ થયો. એકંદર એકઠા થયેલા સીપાઈઓની ટોપીપર એક નાનો ચાંદીનો સિક્કો બેસાડેલો હતો. આ જોઈ અમે પાછા ફર્યા.

કેસરના જન્મ દીવસનો સમારંભ.

આ હોટેલના માલિકનો છોકરો દક્ષિણ આફ્રિકા જઈ આવ્યો હતો અને તે બાપ દીકરો બહુ વાચાળ હોઈ અમારી જોડે વાતો કરવા લાગ્યા. પુછતાં પુછતાં તેઓએ પુછયું કે તમે ક્યાંથી આવ્યા છો તો અમે કહ્યું કે અમે હિંદુસ્તાનમાંથી મુંબઈ બંદરથી આવેલા છીએ. તે ઉપરથી પેલા છોકરાએ કહ્યું કે દક્ષિણ આફ્રિકા નજીક પશ્ચિમ કિનારે મુંબઈ બંદર છે એમ મને ખબર છે. આ પ્રમાણે આ લોકોનુ ભુગોલ જ્ઞાન જોઈ અમને બહુ આશ્ચર્ય લાગ્યું. અમારા પ્રવાસમાં આવા ઘણા માણસો આવ્યા હતા તો કોઈ કહે કે હિંદુસ્તાન અમેરિકામાં અથવા આફ્રિકામાં આવેલું છે. યુરોપ જેવા સુધરેલા દેશમાં હિંદુસ્તાન વિશે આટલું બધું અજ્ઞાન જોઈ અમને બહુ નવાઈ લાગી.

હિંદુસ્તાન વિષે લોકોનું અજ્ઞાન.

તા. ૨૮–૧–૧૪ બુધવાર

## ડ્રેસડન.

આજે અમે વિજળી ટ્રામમાં બેસી ફરવા ગયા અહીંઆ ટ્રામમાં મદદ

ડ્રામમાં ન્યુસપેપરની સગવડ.

ન્યુસપેપર મુકવામાં આવે છે. આવી સોઈ બીજે કોઇ ઠેકાણે જોવામાં આવી નહી. આ શહેર બહુ જુનું હોઇ ટેકરી પરથી શહેરનો દેખાવ સરસ લાગે છે તે જોઇ ફુબલ ટ્રામથી પાછા આવ્યા.

માથાપરના વાળ કાપી નાંખવાની નવીન તરેહ.

જર્મનીના લોકો માથાપર વાળ રાખવા નથી પણ માત્ર બારીક કાપી નાંખી ત્રણ ચાર દહાડા જેટલી હજામત વધેલી હોય તેટલા વાળ રાખે છે. તેમનું આવું માનવું એ ઉપરથી છે કે ત્યાંના ડાક્ટર લોકો આવા વાળ રાખવાથી મગજ શાન્ત રહે છે. એમ કહે છે. જર્મન લશ્કરના માણસો તથા પોલીસ પણ આવીજ રીતે વાળ કતરાવી નાખે છે. અમેરિકાને ઇંગ્લંડમાં જેમ ઘણા માણસો મુછ મુંડાવી નાંખે છે તેમ યુરોપનાં કોઇ પણ બીજા દેશમા મુછ મુંડાવતા નથી. આ રીવાજ ખાસ ઇંગ્લાંડ ઇજ દાખલ થયો છે. બપોરે સાંજે અહીથી નીકળી લેપઝીક પહોંચ્યા. સ્ટેશનપર મિ. સ્ટ્રેસમનની બાયડી અમને લેવા આવી હતી તે અમારા ઉપડયા પછી અહી તેના પિયરમા આવી હતી. તેણે અમારે માટે ઉત્તમ હૉટેલની સવડ કરી હતી.

તા. ૨૯–૧–૧૪ ગુરવાર.

## લેપઝીક.

ઈ. સ. ૧૮૧૩ ની સાલમાં થયેલી લડાઇનુ પ્રચંડ સ્મારક.

ઈ. સ. ૧૮૧૩ ની સાલમાં પહેલા નેપોલિયનનો પહેલો પરાજય આ ઠેકાણે થયેલો હોવાથી અહીં તેનું એક મોટું પ્રચંડ સ્મારક કરવામાં આવ્યું છે. તે અમે જોવા ગયા. આ સ્મારકમાં નકશી કામ બીલકુલ નથી પણ તે બહુજ મોટું બનાવેલું છે. ત્રણ ચાર માળ જેટલો ઉચો તો તેનો ઓટલો છે તે ઉપર એક મોટું દેવળ ચણી કાઢયું છે. તેની પાછળ ૬૦ લાખ રૂપિયા ખર્ચ થયો છે. અહીંયા પાછા ફરતાં ટાઉન હૉલ જોયો પણ તે હેમ્બર્ગના જેવો સરસ નહોતો તેની અંદરના જરમી આરસપહાણ માત્ર જોવા જેવા હતા.

ઝેપલીન વિમાનનો તબેલો—લેપઝિક.



નં૦ ૧.



નં૦ ૨

નં૦ ૧ વિમાન અંદર પેસતાં અંદરથી લીધેલો ફોટો.
નં૦ ૨ બાહારથી લીધેલો ફોટો.

The Bombay Art Printing Works, Fort

૩૦-૬-૧૪ શુક્રવાર.

## લેપઝીક.

લેપઝીક એ મુખ્યત્વે મોટું બ્યાપારી મથક હોવાથી અહીં શહેરમાં અમથા ફરનારા લોકો થોડા જોવામાં આવ્યા. અહી આ વસ્તીના પ્રમાણમાં અહીં બુકબાઇન્ડિંગના બીજા અનેક કારખાનાંઓ છે. બધા લોકો સવારે આઠ વગ્યાથી સાંજે ૭ વાગતાં સુધી કામે જાય છે. એટલે શહેરમાં પાંચ લાખ માણસની વસ્તી છે છતાં બજારમાં સાવ સનકાર દેખાય છે કારખાનાની બહારની બાજુથી મોટમોટી ચાલીઓ હોવાથી કારખાના જેવું બહારથી કંઇ દેખાતું નથી. રસ્તા પહોળા અને સ્વચ્છ હતા અને વીજળીની ટ્રામ અને મોટર બસો ફરતી હતી.

*વસ્તીના પ્રમાણમાં અહીં શહેરમાં સનકાર દેખાતો હતો.*

શહેરની બહાર ઝેપલીન વિમાન રાખવાનો તબેલો હતો તે જોવા અમે ટ્રામમાં ગયા. અહીથી પગે ચાલીને ગયા તો રસ્તામાં વરસાદને લીધે બહુજ કાદવ થયેલો હતો. એટલે અમને આપણા દેશના રસ્તાની યાદ આવી તબેલા પાસે ગયા તો તેના પ્રચંડ દરવાજા વીજળીની ચાંપ વડે ઉઘાડી નાંખ્યા અને અમને ૬ આનાની ટીકીટ આપી અંદર જોવા લઈ ગયા. અમે લંડનમાં મોનોપ્લેન-બાયપ્લેન વગેરે વિમાનો જોયા હતા. પણ આ વિમાન તો બહુજ પ્રચંડ હતું. તે ૪૫૦ ફીટ લાંબુ અને ૫૦ ફીટ ઉચું હતું, અને તેમાં ૨૫ થી ૩૦ માણસ બેસે એવી સવડ હતી. આ તબેલામાં આવા ત્રણ વિમાનો રાખવામાં આવે છે. બીજાં બે હવામાં ઉડવા ગયા હતાં. આ ઝેપલીન વિમાન આકાશમાં ૧૦૦૦૦ ફીટ ઉંચે ચઢી શકે છે અનેપ્રત્યેક પાછળ સાત લાખ રૂપૈયા ખર્ચ થાય છે આવાં એકંદર ૧૯ વિમાન જરમન સરકાર પાસે છે અને બીજા ૪ બંધાય છે એમ સમજાયું. અહીંથી પછી ન્યાયકોર્ટ જોઇ ઘેર પાછા આવ્યા.

*ઝેપલીન વિમાન.*

તા. ૩૧-૧-૧૪ શનિવાર.

### લેપઝીક.

કાગળને સ્પ્રેઝીંગ કરવાનું કારખાનું.

આજે અમે કાગળને સ્પ્રેઝીંગ કરવાનું કારખાનું જોયું. અહીં સારા કાગળ વેચાતા લાવી તેને સ્પ્રેઝીંગ કરવાનું કામ થાય છે. કારખાનું બહુજ સફાઇદાર ને ચોખ્ખું હતું તે જોઇ અમે બસમાં બેસી મોટમોટી ઇમારતો જોતા જોતા પાછા ઘેર આવ્યા.

તા. ૧-૨-૧૪ રવીવાર.

### લેપઝીક.

મજુર લોકના સુખને માટે કરેલી તજવીજ.

રવિવારને લીધે આજે ખબર બંધ હતું એટલે બસમાં બેસી આજે શહેર બહાર મજુર લોકના રહેવાના ઘર જોવા ગયા. અહીંઆ, કારખાનાવાળા અને સરકાર બન્ને મળી મજુર લોકોની સ્થિતિ સુધારવા માટે જાતજાતની ખટપટ કરે છે. આ લોકોનાં ઘરો ઘણાં સફાઇદાર અને સરસ હોઇ તેનું ભાડું ઘણું થોડું હોય છે વળી મજુર માટે કારખાનાવાળા તથા મજુરો મળી વીમો ઉતારવામાં આવે છે અને ઘરડા માણસોને પેન્શન મળે છે અને માંદા માણસને સેનેટોરીયમમાં મફત દવા મળે છે. કારખાનાવાળા ફરાળની સોપી દુકાનો કાઢે છે. આવી રીતે અનેક રીતે મજુરોની સગવડ સાચવે છે. અહીંઆ મજુર લોકોનાં છોકરાં ફાટલાં તુટલાં કે મેલાં કપડાં પહેરી ફરતાં માલુમ પડયાં નહિ. જર્મનીનો આ દાખલો જોઇ ઇંગ્લાંડમાં આટલીજ મજુર લોકો માટે હિલચાલ ચાલે છે. આજે, બ્રેરાવરીનો ખેલ જોવા ગયા.

તા. ૨-૨-૧૪ સોમવાર.

### લેપઝીક.

આજે અમે કાગળ તૈયાર કરવાના સાંચા બનાવવાનું કારખાનું જોવા

કાગળ તયાર કરવાના સાંચા બનાવવાનું કારખાનું.

ગયા. આગળથી મેનેજરને ખબર આપેલી હતી તે અમારે માટે મોટર લઇ આવ્યો. કારખાનું ફરી ફરીને જોયું જપાન સુધી અહીંના સાંચા મોકલી આપવામાં આવે છે.

તા. ૩–૨–૧૪ મંગળવાર.

## લેપઝીક.

લાકડા કાપવાનું યંત્ર તૈયાર કરવાનું કારખાનું.

આજે અમે મિ. સ્ટ્રેસમનની ઓળખાણની કિર્શનેર કમ્પનીના એક લાકડા કાપવાના યંત્ર તૈયાર કરનારા કારખાનામાં ગયા. અહીં તે કમ્પનીના મેનેજર અમને ત્રણ કલાક સુધી બધું કારખાનું ફેરવીને બતાવ્યું. યંત્ર તૈયાર પછી તેની બરોબર તપાસ કરવા માટે ખાસ હોંશિયાર માણસો રાખ્યા હોય છે તે દર વર્ષે કંઇને કંઈ સુધારા કરે જાય છે. આ કારખાનામાં પ્રથમ ૪૦ મજુર કામ કરતા હતા. તે હવે વધીને બારસે થયા છે.

સાંજે અમે વ્હેરાયટીનો ખેલ જેવા એક નાટકગૃહમાં ગયા. ત્યાં વડોદરામાં અગાઉમાં જેમ પોપટો ખેલ કરે છે તેમ વીસ પોપટ એક ખેલ કરી બતાવતા હતા તેમાં એક પોપટ તારપર સાયકલ ચલાવવાનું કામ બહુજ સરસ કરતો હતો.

તા. ૪–૨–૧૪ બુધવાર.

## લેપઝીક.

રા. પવારને વધુ બે વર્ષ અમેરિકામાં શીખવા જવા હુકમ થઇ આવ્યો.

આજ રોજ સવારે પોષ્ટમાં ટપાલની ખબર કાઢી તો રા. પવાર પર વડોદરેથી મે. વિદ્યાધિકારી સાહેબે જણાવ્યું હતું કે શ્રીમંત સરકાર મહારાજ સાહેબની આજ્ઞા થઇ છે કે મિ. પવારે બે વર્ષ અમેરિકામાં વધારે અભ્યાસ માટે જવું. આ ખબર સાંભળી મિ. પવારને એક પ્રકારની ખુશી થઇ પણ ઘેર પાછા

જવાનુ હતુ તે અરજ્યુ જાણી સ્વાભાવિક દીલગીરી લાગી અમને પણ તેમનો વાસો સમવામ છોડવાનો આવ્યો. જણી દુ:ખ થયુ પણ તેમના હિતમા ફાયદા થતો જોઈ અને ખુશી બતાવી.

તા ૫-૨-૧૪ ગુરૂવાર

## લેપઝીક.

આજ અમે બાગમા ફરવા ગયા. અમે સીનેમા, નાટક વિગેરે પુષ્કળ જોયા અને તેમા હમેશાં ટેંગો પદ્ધતીનો નાચ આવતો હતો આ જાતનો નાચ આખા યુરોપમા બહુજ લોકપ્રિય થઇ ગયો છે. કોઈપણ નાટક કે ખેલ આ નાચ વગર સરસ કહી શકાય નહિ આ નાચમાં ખાસ કૌશલ્ય કંઈ નથી પણ માત્ર એટલો બધો અંગ મરોડ કરવો પડે છે કે નાચનારને બહુજ ત્રાસ થતો હોવો જોઇએ બીજુ નૈતીક દ્રષ્ટીએ આ નાચ ઘણો હલકો છે. અને તેનુ યથાર્થ વર્ણન કરવુ અહીં આવસ્યક લાગતુ નથી. આ નાચ માટે યુરોપમાં ધર્માધિકારીઓ ખુબ બુમ પાડી રહ્યા છે.

ટેંગો પદ્ધતિનો નાચ.

તા. ૬-૨-૧૪ શુક્રવાર.

## લેપઝીકથી મ્યુનીક.

આજે સવારે અહીથી સાતને દસની ગાડીએ રા. પવાર અમેરીકા જવા માટે લંડન પાછા ઉપડવાના હોવાથી અમે તેમને પહોચાડવા સવારે સ્ટેશનપર ગયા. કારખાનામાં મજુરો આ વખતે જતા હોઇ રસ્તાપર પુષ્કળ ગર્દી હતી ત્યાર પછી અમે પણ ૧૧ વાગ્યાની ટ્રેનમાં મ્યુનીક જવાને નીકળ્યા. ચારમેર બરફ પડેલો હોવાથી સર્વત્ર સફેદ દેખાવ થઇ ગયો હતો. ચાલતી ગાડીએ ડબ્બા સાફ કરવા તથા પાયખાનુ ચોખ્ખુ કરવા એક બાઈ આવી આવા પ્રકારની વ્યવસ્થા ફક્ત આજ ટ્રેનપર જોઇ અને

રા. પવાર લંડન ઉપડયા અને અમે સૌ મ્યુનીક ગયા.

જર્મનો સ્વચ્છતા માટે ખાસ કાળજી લેતા અમે બધે ઠેકાણે જોયા. અમે સાંજે સાડા ૭ વાગે મ્યુનીક પહોંચ્યા અને મોનોપોલ નામની હોટેલમાં ઉતર્યા.

તા. ૭-૨-૧૪ શનિવાર

## મ્યુનિક.

*પુતળા બનાવવાનું શીખવવાની શાળા.*

આખા જર્મનનાં અહીં સૌથી સરસ પુતળાં બનાવતાં શીખવવામાં આવે છે, એવું જાણવાથી અમે તે નિશાળ જોવા ગયા. પણ આજ વર્ગના બારણાં બંધ હોવાથી અમે અંદર જઇ શક્યા નહિ. આમ વર્ગ બંધ રાખવાનું કારણ પુછવાથી સમજાયું કે વર્ગમાં નગ્ન સ્ત્રીઓ ને પુતળાં કરવા માટે બેસાડેલી હોય છે. અહીંથી પછી અમે ટ્રામમાં બેસી શહેર જોવા ગયા પણ અહીંના મકાનો જુના અને રસ્તાઓ પણ એટલા બધા સ્વચ્છ લાગ્યા નહિ.

તા. ૮-૨-૧૪ રવિવાર.

## મ્યુનિક.

*કિહરેન પાર્ટેન ગામમાં ગયા.*

આ શહેર આલ્પસ પર્વતની પાસે હોવાથી શિયાળામાં બરફ પર જુદી જુદી રમતો રમવાને માટે અહીં બહાર ગામથી ઘણા લોક આવે છે. આજે રવિવાર હોવાથી અહીંની પાસેના કિહરેન પાર્ટેન ગામમાં પુષ્કળ લોકોનો મેળો થવાનો હતો. જાણી અમે સવારે ટ્રેનમાં ત્યાં ગયા. ગાડી ડુંગર પર ચઢવા લાગી ત્યારે ચારેમેર બરફ હોવાથી ઘણોજ સુંદર દેખાવ જોવા મળ્યો. સ્ટેશન પરથી ગામ બે માઇલ હોવાથી અમે વગર પૈડાની ઘોડા જોડેલી ગાડી ભાડે મળતી હતી તેમાં ગયા. આવી ગાડીને "સ્લેજ" કહે છે અને ઘોડાના પગ બરફપર લપસી ન જાય માટે તેના નાળને હુકની પેઠે વાંકા વાળેલા હોય છે. આ ગાડીમાં બેસવાની બહુ મજા આવી.

૨

બરફના લટકતા થાંભલા.

પાસેના ડુંગરમાં બરફના લટકતા થાંભલા ઘણાજ જોવા લાયક છે એવું જાણવાથી અમે તે જોવા ગયા. અહીંયા જવા માટે ડુંગરની ધારમાંથી બરફમાંથી કોતરી કાઢેલા રસ્તાપરથી જવાતું હતું અને બે જણ કરતાં વધારે જઈ શકે નહિ એવો સાંકડો રસ્તો હતો અને નીચે બધે બરફ જામી ગયેલો હોવાથી તે ઉપર ખીલા વગરના બુટથી અમારાથી બરોબર ચાલી શકાતું નહોતું એટલે અમે તે લટકતા થાભલાં પર્વતની ખીણનાં પડતાં પાણીના લંબાઇ ગયેલા તે દુરબીન જોઇને પાછા ફર્યા.

સ્કેટીંગ શીખગ વગેરે શિયાળાની રમતો.

એક ખુલ્લા મેદાનમાં સરખો બરફ પાથરીને તેપર લોકો સ્કેટીંગની રમત કરતા હતા. અને અહી નાના મોટા સર્વે આનંદથી સાથે મગતા હતા તે જોઇ બહુ આનંદ થયો. કેટલાકો એક નાની માંચીમાં બેસી બરફપર લપસતા હતા બીજી બાજુ કેટલાક જણ શીઇંગની રમત કરતા હતા. આ રમતમાં ૬–૭ ફીટ લાંબા અને ત્રણ ચાર ઇંચ પહોળા સપાટ લાકડાપર બેસી બરફપર જોરથી લપસતા આવી પછી ખુબ લાંબો ચેકડો મારવાની રમત કરતા હતા આ રમત ઘણી કૌશલ્યની હોઇ તેની અહીંયા સરત ચાલી રહી હતી. આવા પ્રકારની વિન્ટર સ્પોર્ટસ્ અમને જોવા મળી તેથી અમે બહુ ખુશી થયા.

ઠરી ગયેલું એક સરોવર.

અહીંથી પાછા મ્સેજમાં સ્ટેશનપર આવી ચાર વાગે ગાડીમાં પાછા મ્યુનીક ગયા. તો રસ્તામાં એક મોટું ત્રીસ ચાળીસ માઇલના ઘેરાવનુ સરોવર ઠરી ગયેલું જણાયું અને તેપર હજારો માણસો રમવા આવ્યા હતા. આ વરસ જેવું છેલ્લાં વીસ વસ માં કદી આવું આ સરોવર ઠરી ગયું નહોતું એવું લોકો કહેતા હતા.

તા. ૯–૨–૧૪ સોમવાર.

**મ્યુનિક.**

આ શહેરમાં સાયન્સ મ્યુઝીઅમ જોવા જેવું હોવાથી તે આજે જોવા



બર્ફના લટકતા સ્તંભ-મ્યુનિક.

અહીંતું સાયન્સ મ્યુઝીઅમ.

ગયા. અહીં જાત જાતના વિમાનોના નમુના હતા. જે માણસે પ્રથમ પાંખો બાંધી ઉડવાની શરૂવાત કરી હતી તેનું ચિત્ર અહીં જોયું. વળી શહેરની નીચે રસ્તાઓ કેવા પોહળા થઇ ગયા છે. તેનુંએ ચિત્ર હતું, તેમાં નીચે ગટર-નળ–અન્ડરઆઉન્ડ રેલ્વે–ટ્યુબરેલ્વે તાર વગેરે કાઢેલા હતા એટલે બહુ ચમત્કારિક દેખાતું હતું.

બિયર દારૂ તૈયાર કરવાનું કારખાનું.

આ પછી અમે બિયર નામનો દારૂ તૈયાર કરવાના પ્રચંડ કારખાનામાં ગયા અહીંયા જવના માલ્ટ નામના મીઠા રસમાંથી હોપ નામના કડવા ફળનો રસ મેળવી આ દારૂ તૈયાર કરવામાં આવે છે. આ કારખાનામાંથી આખી દુનીયાપર દારૂ મોકલવામાં આવે છે. પીપો સાફ કરવાની બાટલીઓ ધોવાની વગેરે યાંત્રિક રચનાઓ જોઇ અમને બહુ આશ્ચર્ય લાગ્યું.



# ભાગ ૧૯ મો.



# फरी ऑस्ट्रीया.



તા. ૧૦–૨–૧૪ મંગળવાર.

## મ્યુનિકથી ટ્રીએસ્ટ.

સવારે ૮ા વાગ્યાની ગાડીએ અમે આજે ટ્રીએસ્ટ બંદર જવા નીકળ્યા. યુરોપના પ્રવાસમાં છેલ્લો મુકામ હતો. રસ્તામાં આસ્ટ્રીઆન આલ્પસની સીનરી. કાર્લસબાદ અને સાલસબુર્ગ એ બે મોટાં હવા-ખાવાનાં ઠેકાણાં આવ્યા. ગાડી ઑસ્ટ્રીયાના આલ્પસ પર્વતમાંથી જતી હોઈ ચારે મેર બબે ફીટ " સ્નો બરફ પડેલો હોઈ દેખાવ ઘણોજ રમણીય દેખાતો હતો. વિલાખ નગરના સ્ટેશનની સુમારે ચાલીસ મૈલ સુધી એવી તો ઉત્તમ સીનેરી જોવામાં આવી કે અમારો વખત ક્યારે ગયો તે પણ જણાયું નહિ. ઝાડપર બરફ એટલો જામી ગયો હતો કે ઝાડ ધોળાં ધબ હોઈ ડાળો લચી પડી હતી. રસ્તાના તારપર બરફ જામી જઇ બરફનું પડજ થઈ ગયું હતું. રાતે સવા આઠ વાગે ટ્રીએસ્ટ બંદરે આવ્યા અને માનસો નિસી નામની હૉટલમાં ઉતરવાનું હોવાથી તે હૉટલની ગાડીમાં ગયા.

તા. ૧૧–૨–૧૪ બુધવાર.

## ટ્રીએસ્ટ.

સવારે ઑસ્ટ્રીઅન લૉઇડ કંપનીની મુખ્ય ઑફિસમા જઇ અમારી રીટર્ન

ઑસ્ટ્રીઅનલોઇડ કંપનીની બોટ ગાંમ્લૉકમાં અમારે જવાનુ ઠર્યું

ટીકીટો બદલાની અમારે મેરિયનબાદ નામની બોટમા જવાનુ હતુ પણ તે બોટ નાદુરસ્ત થવાથી ગાંમ્લાક નામની બોટમા જવાનુ ઠર્યું અને આવતી વખત અમારી ડેક ચેઅર્સ કંપનીના માણસોને સોપી આવ્યા હતા તેની તપાસ કરી તો કંઈ જવાબ મળ્યો નહિ અમારી પાસે પાવતી નહોતી એટલે અમારુ કંઇ ચાલ્યુ નહિ આવી મોટી કંપનીના અમલદારો પણ આવો ગોટાળો કરે છે જોઈ અમને બહુ ગુસ્સો આવ્યો અમારી એક પેટી ટ્રિએસ્ટની વખારમા સોપી હતી પણ તે કુક કમ્પનીમાથી મળી આવી પછી ગાંમ્લાક સ્ટીમર જોઈ અમે પાછા આવ્યા

તા ૧૨-૨-૧૪ ગુરવાર

## ટ્રીએસ્ટ.

ગંદુ શહેર

યુરોપના એકંદર શહેરો જોયા તેમા ટ્રીએસ્ટ સૌથી ગંદુ હતુ રસ્તાપર પત્થર જડયા હતા તોપણ કચરો ઘણોજ હતો આજ કંઈ કામ ન હોવાથી આજે દરીયાપર ફરી પાછા આવ્યા

તા ૧૩-૨-૧૪ શુક્રવાર

## ટ્રીએસ્ટ.

ટ્રિએસ્ટ બંદર

આજે અમે વીજળીની ટ્રામમા બેસી વહાણો બાંધવાની ગોદી જોવા ગયા અહીં અમે જે સ્ટીમરમા જવાના હતા તે મેરી યનબાદ સ્ટીમર દુરસ્ત થતી હતી અહીંઆ ઑસ્ટ્રીઆના લડાઈ વહાણો પણ તૈયાર થાય છે ત્યાથી આવ્યા પછી વરસાદ પડતો હોવાથી અમે કંઈ ગયા નહિ

તા. ૧૪-૨-૧૪ શનીવાર.

## ટ્રીએસ્ટ.

ઑપસીનો ગામ જોઈ આવ્યા.

આજે અમે વીજળીની ટ્રામમાં બેસી પાસેનું ડુંગર પરનું ઑપસીનો ગામ જોવા ગયા. રસ્તો એટલો બધો ચ્હડાવનો હતો કે ગામમાં બીક લાગતી હતી કે રખેને યંત્ર બગડે ને પડી જવાય છેવટે છેવટ આવા વિકટ રસ્તે આવ્યા જાણી ઉદ્વેગ થવા લાગ્યો પણ ઉપર ગયા પછી ગામ નાનું પણ સ્વચ્છ જોવા જેવું મળ્યું તેથી સંતોષ થયો. અહીંઆ એક બાઇ માથે ઘાસનો ભારો લઇને જતી જોઇ. આવો ભારો ઊંચકી જતું માણસ જોયું નહોતું પણ આજે અમને હિંદુસ્થાનની યાદ થઇ.

તા. ૧૫-૨-૧૪, રવીવાર.

## ટ્રીએસ્ટ.

મિ. સ્ટ્રૂસમેન બીજી ખુરશીઓ લઈ આવ્યો.

મિ. સ્ટ્રૂસમેન આજે સવારે ઑસ્ટ્રીઅન લાઇડ કંપનીમાં જઈ ત્યાંના માણસો જોડે તકરાર કરી ગુમ થયેલી ખુરશીના બદલામાં બીજી લઇ આવ્યો. આ જો અમારી જોડે ન હોત તો અમને ખુરશી મળવાની નહોતી.

મિ. સ્ટ્રૂસમેને અમને છેલ્લા પાંચ મહિનામાં બહુજ મદદ કરી.

મિ. સ્ટ્રૂસમેન આવીરીતે, અમને બહુજ ઉપયોગી થઇ પડયો હતો. તે ફક્ત એક પ્રદર્શમાં મળી આવ્યો ત્યાર પછી અમારી ને તેની ઘણી ઓળખાણ થઈ ગઈ અને તે અમારી સાથે પાંચ મહિના રહ્યો. અમારાથી છુટા પડવાનું પાસે આવ્યું જાણી તેની આંખો ભરાઇ આવી. તે સ્વભાવનો સુશીલ ને પ્રમાણીક હતો દારૂને તે અડકતો નહિં.

અમારા પ્રવાસમાં ફક્ત શરૂવાતમાં એક નેપલ્સમાં અડચણ પડી પણ પછીથી કોઈને કોઈ માહીતગાર અમને મળી આવતું. એટલે અમને બહુ ત્રાસ થયો નહિ. પ્રથમ બેરિસ્ટર બોસ. પછી મિયા સુલેમાન સોદાગર, ઇસ્માઇલ સુરતી. અમેરિકન મીશનર, ઇટાલીયન ગાઇડ એડવર્ડ. રા. માવલશંકર, રા. બામ અને છેવટે મિ. સ્ટ્રેસમન એ પ્રમાણે ક્રમે ક્રમે ઉત્તમ માણસો મળતા ગયા. અને તેથી અમારો પ્રવાસ બહુ સુખમાં થયો. આજે એક વાગે બોટ નીકળવાની હતી એટલે અમે અગ્યાર વાગે તૈયાર થયા બોટ છુટવાની વખત થઇ ત્યારે મિ. સ્ટ્રેસમેનને અમે પાંચ પૌંડ ઇનામ આપ્યું અને છુટા પડયા. બોટ ઉપડયા પછી ક્યાર સુધી તે બંદર ઉપરથી અમને છત્રી ઉંચી કરી ટોપી ભરવી રામ રામ કરતો હતો. એકંદર યુરોપીયન રીતભાત હવે માહીત થવાથી બોટપર ઘણી મજા લાગતી હતી. આ બોટ એકંદર બાર હજાર ટનની હતી અને ગતિ પણ ક્લિયોપેટ્રા જેટલીજ ૧૬ નોટની હતી. સમુદ્ર પણ શાંત હતો. હવે અમે જમવાને ડાઇનીંગ હોલમાં જવા હતા. આજે સાંજે ડેક પર ફરી ઘણો આનંદ કર્યો.



## ભાગ ૨૦ મો.



# ट्रीएस्टथी मुंबई.



તા ૧૬-૨-૧૪ સોમવાર

ગાબ્લાંઝ.

**" ए " ડેક ઉપરની કસરત શાળા**

બોટ ઉપર વ્યવસ્થા કેવી રહે છે તેનું સંપૂર્ણ વર્ણન આગળ કરીજ ગયા છીએ પરંતુ આ સ્ટીમરમાં જે વિશેષ સગવડો હતી તેનોજ અહીં ઉલ્લેખ કરીશું આ બોટમાં ડિવીઓ પેદા કરતા બે મજલા વધારે હતા અને ઉપરના મજલાપર જે ए ડેક કહે છે, ત્યાં તાર વગરના સંદેશા મોકલવાની ઑફીસ તથા પહેલા વર્ગના ઉતારૂઓ માટે કસરત શાળા હતી અહીંઆ સેન્ડોના ડમ્બેલ્સ, ઇન્ડીયન ક્લબ્સ (મગદળ) વગેરે કસરતના સાધનો હતા વળી બીજા કેટલાક યાંત્રિક સાધનો જેવા કે સાયકલ-બોટ વિગેરેના યંત્રો કે તેની ઉપર બેસી તે વાહનો ચલાવવા જેટલું અંગ બળ લાગે તેટલુંજ તે વાહનો ન ચાલવા છતાં પણ ત્યાંજ કરવું પડે આ રચનાઓ અમને બહુ ગમી ગઇ અને અમે વારંવાર તેનો ઉપયોગ કર્યો

**" બી " ડેક પર સિંગલ બર્થ કેબીન્સ**

આ ડેકની નીચે બી ડેક હોઈ ત્યાં એક મ્યુઝીક સલૂન અને સ્મોકિંગ રૂમના ઓરડાઓ હતા અને બહારની બાજુએ એક મોટું વિસ્તીર્ણ છજુ (ડેક) હોઇ તેની પાસે એક કાગળ લખવાની ઓરડી હતી. આ મજલાપર કેટલીક સિંગલ કેબીન્સ હતી અને તે સમુદ્ર સપાટીથી ઊંચે હોઇ હવા પ્રકાશ પુષ્કળ હતા જેટલે તેનું ભાડું ૨૨ટ' ખાસ કરતાં ૬ પૌંડ વધારે હતું

આની નીચે સી ડેકપર બબ્બે નાજુક માટેની કેબીન્સ હતી અને તેમાંની એક રીઝર્વ કરવા માટે બે પૌંડ વધારે આપવા પડતા હતા. અમે આમાંની એક કેબીન રાખી હતી. અહીં છજ્જું નાનું હતું. આ શિવાય બોટ પરના અમલદારાની પણ કેટલીક ઓરડીઓ હતી; વળી એક નાની સરખી દુકાન હતી ત્યાં ચાકુ ચોપડીઓ વિગેરે પરચુરણ સામાન મળતા હતા.

સી ડેક પરના ડબલ બર્થ કેબીન્સ.

આની નીચે ડી ડેકપર કેટલાક ફર્સ્ટ ક્લાસની ઓરડીઓ હતી, પણ તેને ઉપરના મજલાઓની પેઠે ઉઘાડાં બારણાં નહોતા પણ માત્ર પોર્ટ હોલ્સ હતાં. આ મજલાપર વળી જમવાનો ઓરડો હતો. દરેક મજલે ન્હાવાની તથા સંડાસની ગોઠવણ હતી. આજે બપોરે ૧ાા વાગે અમારી બોટ લીમા બેટ ફરતે બે કલાક ઉભી રહી હતી.

ડી ડેક પરની ઓરડીઓ.

તા. ૧૭–૨–૧૪ મંગળવાર

## ગાબ્લાંઝ.

અમારી ઓરડીમાં કપડાં ઉતારવા માટે એક કપાટ હતું અને બે વીજળીના પંખા હતા. વળી આ ઓરડીમાં સ્ટીમ હીટર પણ હતું. રોજ અમારી બોટ થોડી થોડી દક્ષિણ દિશામાં જતી હોઈ દીવસે દીવસે થંડી થોડી જતી હતી. એટલે અમને સ્ટીમ હીટરનો ખપ થોડો થતો ગયો. આજપણ અમે રોજની માફક ડેકપર થોડો વખત કર્યો.

અમારી ઓરડીમાંની સગવડો.

તા. ૧૮–૨–૧૪ બુધવાર

## ગાબ્લાંઝ.

અમારી ઓરડીમાં હવા પ્રકાશ પુષ્કળ આવતા હોઇ અમને કોઇ જાતની



અમારી બોટ પાસેથી જનારી એક આગબોટ-સુવેજની નેહેર.

The Bombay Art Printing Works Fort

પોર્ટ સૈયદથી સુએઝની નહેર શરૂ થાય છે.

કરનાર મહાન ઇન્જીનીયર ડીલેસેપ્સ નામના ફ્રેંચ મેનનું પુતળું નહેરના મ્હોડાપર ઉભું કર્યું છે. નહેર સાંકડી હોઇ સામેથી કોઇ સ્ટીમર આવે તેને જણાય માટે એક મોટી બત્તી આગળ રાખી હતી. અત્યારે રાત્ર હોવાથી નહેર બરોબર જોવાઇ નહિ.

તા. ૨૦—૨—૧૪ શુક્રવાર.

ગાબ્સાંઝ.

સુએઝની નહેર.

યુરોપમાં જતી વખતે અમે સુવેઝ બંદરે ઉતર્યા હોઇ અમારાથી આ નહેર જોવાઇ નહોતી. માટે આજે અમે વહેલા ઉઠી ડેકપરથી નહેરનો દેખાવ જોવા લાગ્યા. નહેર બહુ સાંકડી હોવાથી સામેથી બીજી બોટ આવતી હોય તો કિનારાપર દાટેલા થાંભલા જોડે સાંકળ જોડી બોટને એક બાજુએ ખેંચી બીજી બોટને માર્ગ આપવો પડે છે. આવી રીતે બીજી બોટોને રસ્તો આપવા માટે અમારે બેવાર ઉભા રહેવું પડ્યું. વચ્ચે બે મોટાં સરોવર આવે છે અને અહીં માસ કેનાલ પુષ્કળ મોટો થાય છે. નહેરની બન્ને બાજુએ છટથી પથ્થરી કરેલી છે. તોપણ નહેરમાં પુષ્કળ રેતી આવી જઇ સીલ્ટ જામે છે. જે કાઢવા માટે અનેક આગબોટો ફર્યા કરે છે. દર કલાકે પાંચ માઇલ લેખે આ નહેર ઓળંગવા માટે સત્તર કલાક લાગે છે. આ પ્રમાણે અમારી આગબોટ બપોરે એક વાગે સુવેઝ બંદરે આવી પહોંચી; પણ અમે અહીં થોડીવાર ઉભું રહેવાનું હોવાથી ઉતર્યા નહિ. બપોરે ત્રણ વાગે પાછી સ્ટીમર ઉપડી.

તા. ૨૧—૨—૧૪ શનિવાર.

ગાબ્સાંઝ.

પોર્ટ સૈયદથી ચડેલી પેટીઓ બરોબર આવી છે કે નહિ તેનો તપાસ

આ મોટી બોટપણ પવનના તુફાનમા ડોલવા લાગી

અને અમારી બોટ પણ ખુબ હાલતી હતી એટલે ઉતારૂઓ બધા પોત પોતાની જગાએ પડી રહ્યા હતા આજે પાછા જતી વખત બોટ લાગશે કે શુ એવી અમને બીક રહ્યા કરતી હતી

તા ૨૪-૨-૧૪ મગળવાર

ગાબ્લાંઝ.

આજે સવારે ૯ વાગે બામેલ માડેસતી સામુદ્રધુની ઓળગી ગયા અને આજે ચાર વાગે એડને પહોંચીશુ એમ જાણ્યુ

એડનમા રા દાદેકરને વેર ગયા

ત્યારે આનદ થયો પાચ વાગે એડન પહોંચ્યા પણ ૭ વાગ્યા સુધી નાઇને ઉતરવા દીધા નહિ એડનની પોસ્ટ ઑફીસમા અમારા એક ઓળખીતા રા દાદેકર છે તેમને અમોએ રગાળથી ખબર આપેલી હતી તે અમને તેડવાને આવ્યા હતા તેમની સાથે તેમને ઘેર જઈ અમે બ્રાહ્મણીયા રસોઇ જમ્યા એટલે અમને એક જાતનો ઘણોજ સંતોષ થયો રાતે આઠ વાગે પાછા ફર્યા ત્યારે તુફાન હોવાથી અમે હોડીમા ડોલતા ડોલતા માડ માડ બોટપર પહોંચ્યા.

તા ૨૫-૨-૧૪ બુધવાર

ગાબ્લાંઝ.

અમારી ઓરડીમાં ટ્રીમહીટર હતુ તેની હવે કઇ જરૂર રહી નહિ.

દુર્બીનને લીધે બહુ ગમ્મત જેવાની થઇ

અમારી પાસે દુર્બીન હોવાથી સમુદ્રના દેખાવો બહુ ગમ્મત આવતી હતી. પૃથ્વી ગોળ છે તેના કારણોમા જે વહાણોના પાઠ શીખ્યા હતા તેનો પ્રત્યક્ષ અનુભવ અમે દુરબીનથી કરી શક્યા

તા ૨૬-૨-૧૪ ગુરૂવાર

ગાબ્લાંઝ.

બોટપર એક જપાની ધોબી હતો એ ન કપડા જ્યારે જોઇએ ત્યારે

બોટપર સ્વચ્છતા બહુજ રહેતી હતી.

ધોઇ આપતો હતો. વળી સ્વચ્છતા માટે બહુજ કાળજી લેવામાં આવતી હતી દસ હિંદી અને ગોવાનીઝ આ સારૂ ઝુદીજુદા કામ કરતા હતા.

તા. ૨૭–૨–૧૪ શુક્રવાર.

ગાબ્સાંઝ.

મુંબઈબંદરપાસે આવતું હોઇ આમારૂ દીલ કશામાં લાગે નહિ.

મુંબઈ બંદર પાસે આવતું હોવાથી અમારી પાસે કંઈ જકાતી માલ છે કે નહિ તેનો કાગળ ભરવાનો અમારા પાસે આવ્યો તે ભરી દઇને પરસરને આપ્યો. મુંબઇ હવે નજદીક આવી પહોંચ્યું છે જાણી અમારૂં દીલ કશામાં લાગે નહિ. હિસાબ લખવાનો ડાયરી ભરવાનો કંટાળો આવવા લાગ્યો સાત મહિના મુસાફરીના એકદમ નીકળી ગયા પણ આ ત્રણ ચાર દહાડા કાઢવા વસમા થઇ પડ્યા. મનુષ્ય સ્વભાવની આ ખુબી જોઇ, અમને બહુ નવાઇ લાગી.

તા. ૨૮–૨–૧૪ શનિવાર.

ગાબ્સાંઝ.

બોટપરના જુદાજુદા સાધનોનો પ્રયોગ અજમાવી જોતાં જોવા મળ્યું.

બપોરે ચાર વાગે બોટ એકદમ ફરવા લાગી એટલે ડેકપર જઇ જોયું તો ૪–૫ ખલાસી ને એક અમલદાર એક નાની હોડીમાં બેસી નીચે ઉતરતા જોયા. એક જણ "બોય" "બોય" એમ કહી સમુદ્રમાં એક તરતા પદાર્થને બતાવવા લાગ્યો. અમે જાણ્યું કે કોઇ છોકરૂ પડી ગયું છે કે શું. પણ ખબર પડી કે બોટના કપ્તાને અજમાયશ કરવા ડુબાય નહિ એવું ગળામાં ઘાલવાનું ખુચકું ચક્કર દરીયામાં ફેંક્યું છે તે ચક્કર એકંદર ખલાસીઓ કેટલી વારમાં લઇ આવે છે તે જોવા માટે આ પ્રયોગ કર્યો છે. આવી રીતનાં પ્રયોગો કરીને બોટપરના નોકરો પોતાના કામમાં હોંશીયાર છે કે નહિ તે જોવાનો કપ્તાનને હુકમ હોય છે. પંદરેક

મીનીટમાં તે હોડી ચકર લઈને આવી પહોંચી. આ પછી તરતજ બન્ને બોટમાં આગ લાગી હોય અને તે હોલવવા માટે પાણીની નળીઓમાં કંતાનની સુઢો ચ્હડાવી પાણી છાંટવા માંડયું. ત્યાર પછી બોટપર તમામ હથીયારો જેવાં કે બંદુકો પિસ્તુલો વિગેરે તપાસી જોયાં. આ હથીયારો સમુદ્રમાં કોઇ ચાંચીયા લોકો હુલ્લડ કરે તેની સામે બચાવ કરવાને માટે રાખ્યાં હોય છે આવી રીતે અમને બોટપરના જુદા જુદા બચાવના સાધનોનો પ્રયોગ થતો જોવા મલ્યો.

તા. ૧-૩-૧૪ રવીવાર.

ગાબ્લાંઝ.

આજે બધા ઉતારૂઓ બોટ મુંબઇ ક્યારે પહોંચશે તેનો તર્ક કરવા લાગ્યા. અમારી પણ ઉકંઠા બહુજ વધી. બીજે દીવસે મુંબઇ આવવાનું હોઇ અમે બોટપરના નોકરોને ૪૦ રૂપિયા બક્ષીસ વહેંચી આપી. પરસરની ઑફિસમાં જઇ તપાસ કર્યો તો જણાવ્યું કે કાલે સવારે અગ્યાર વાગે બોટ મુંબઇ પહોંચશે.

આજ તો મુંબઇ પહોંચવાની ઉત્કંઠા બહુજ વધી પડી.

તા. ૨-૩-૧૪ સોમવાર.

ગાબ્લાંઝ.

**મુંબઈના બારામાં રોકાઈ રહેવું પડ્યું.**

પછી ધીમે ધીમે મુંબઈના મકાનો સ્પષ્ટ જણાવા લાગ્યા અને અમારા સંબંધીઓને મળવાની ઈચ્છા વધવા લાગી. પણ દરીઆમાં ભરતી નહોવાથી અમારી બોટ એક માઈલ દૂર ઉભી રહેવાની છે એમ અમે જાણ્યું ત્યારે બહુજ લાગી આવ્યું. થોડીવારે કેટલીક હોડીઓ અમારી બોટપર આવી પણ તેમાં અમારું કોઈ હતું નહિ. બંદરપર માણસો દેખાય પણ દુરબીનમાંથી તે કોણછે તે સ્પષ્ટ જણાતું ન હોતું.

**વડીલોને નમન કર્યું.**

છેવટે એક કલાક પછી અમને તેડવા આવેલા ભાઉનો હોડીમાં બેસી બોટ પાસે આવ્યા પણ તેમને બોટપર લેવા ન હોતા. બપોરે એક વાગે જમવાની વખત થઈ પણ અમને આજે જમવા જવું ગમ્યું નહિ છેવટે બે વાગે અમારી બોટ ધક્કાપર આવી ત્યાં તીર્થરૂપ બાબા—તીજનાના સાહેબ દેશમુખ અને તી. શ્રીમંત બાળાસાહેબ મીરજકર વગેરેને જોઈ અમને ઘણોજ આનંદ થયો. બંદરપર ઉતરી સર્વેને પ્રેમભાવથી નમન કરી મન શાંત કર્યું, આજ કેટલા દહાડાનો યુરોપનો પ્રવાસ સુખરૂપ પુરો થયો. જાણી મન નિવૃત ને હલકું થયું. પછી સામાનની વ્યવસ્થા કરી. જકાત ઓફીસમાં તે બધો ઉઘાડીને બતાવવો પડયો. અને સાંજે પાંચ વાગે રા. નાનાસાહેબ દેશમુખને ઘેર ગયા.

**વડોદરે આવ્યા.**

તા. ૩ જી ને મંગળવાર વિશ્રાન્તિ માટે મુંબઈ રહ્યા અને તા. ૪ થી ને બુધવારે સવારની ગાડીએ નીકલી સાંજે પાંચ વાગે વડોદરે પહોંચ્યા. કેટલાક લોકો અમને પાલેજ—કરજણ—ઈટોલા સુધી લેવાને આવ્યા હતા વડોદરાને સ્ટેશને પુષ્કળ મિત્રમંડળ એકઠું થયું હતું. છેવટે આ સર્વનો આભાર માની ઘેર આવ્યા.

શ્રી સીતારામ ચંદ્રદેવને વંદન.

જેમની પરમ કૃપાથી અમારો આ યુરોપનો પ્રવાસ સુખરૂપ પાર પડ્યો તે સર્વ શક્તિમાન દીન દયાળ પ્રભુ શ્રી સીતારામ ચંદ્રદેવને ઘેર આવી મોટા આનન્દ ભાવથી વંદન કર્યું અને જેની મહેરબાનીને લઇને આ યુરોપનો પ્રવાસ કરવાનું બની આવ્યું તે અમારા શ્રીમંત સયાજીરાવ મહારાજને અને તેમના કુટુમ્બને આરામ સુખ અને પૂર્ણ આરોગ્ય આપવા બદલ તે પ્રભુને સવિનય પ્રાર્થના કરી



# પરિશિષ્ટ ૧ લું.



## યુરોપના પ્રવાસમાં નીકળતી વખત કપડાં વગેરે સામાન મારા માટે ખરીદેલો તેની હકીકત.

| સામાનનું વર્ણન. | કિંમત. |
|---|---|
| નેવ્હી સર્જ અને અંગોલા લાઉંજ કોટ, વેસ્ટ અને ટ્રાઉસર્સ (બે સુટ):—નેવ્હીસર્જ અને અંગોલા, કપડાની જાતનાં નામ છે, અને લાઉંજ કોટ એટલે ટુંકો અને ઉઘાડા કૉલરનો કોટ, અમુકજ તરેહનો કોટ જોઇએ એવો કંઈ ખાસ નિયમ નથી, તોપણ યુરોપ ખંડમાં ટાઢ અતિશય હોય છે એટલે ઓછામાં ઓછા બે ગરમ સુટ ( ટુંકો કોટ-પાટલુન અને જાકીટ ) એટલાં તો લાગેજ. છે. બલ્યુ બ્લેક રંગનો સુટ કરાવ્યો હોય તો તે સર્વ પ્રસંગે ચાલતો હોઈ ઠીક પડે છે. સારા દરજી કને શીવડાવ્યા હોય તોપણ ચાલી શકે, કેમકે આવી તરેહના સુટ હવે આપણા દરજીઓ પણ સારા બનાવે છે. અમે ઉપરના બે સુટ અંગ્રેજી કમ્પનીમાં કરાવ્યા એટલે કિંમત બહુ પડી. આવીજ જાતના સુટ દેશી કમ્પનીમાં કરાવ્યા હોય તો લગભગ અડધી કિંમતમાં સુટ તૈયાર થઇ શકે અંગ્રેજી કમ્પનીમાં કટ વગેરે સારૂં થાય એવું જેનું માનવુ હોય તેણે તો ત્યાંજ શિવડાવવા જોઇએ. કપડું હલકું ભારે લેવું તે તો સ્થિતિનો અવલંબન પ્રશ્ન છે. તોપણ યુરોપ દેશ | રૂ. આ. પૈ.<br>૫૫—૦—૦<br>૫૦—૦—૦ |

| સામાનનું વર્ણન. | કિંમત. |
| --- | --- |
| આપણા કરતાં ઓછામાં ઓછા દસ ઘણો શ્રીમંત હોવાથી મારી જાતનું કપડું પસંદ કરવુંજ જોઇએ, કારણ કે પારકા દેશમાં પ્રવાસ કરવાનો એટલે કપડાં પરથી કિંમત થવાની એ સ્વાભાવિક છે. કહેવત છે કે, " એક નૂર આદમી અને દસ નૂર કપડાં " નહિતો પરદેશમાં કોઈ ભીખારી છે એમ ધારે તો આપણી આબરૂને નુકશાન થવાનો સંભવ રહે છે. યુરોપમાં પણ ગરીબ શ્રીમંત એવા હોય છેજ અને તેની પરીક્ષા કપડાંપરથી થાય છે, માટે કપડાં સારાં રાખવાની જરૂર રહે છે; જેથી કપડાં લેતી વખત આ વાત ખાસ ધ્યાનમાં રાખવી પડે છે. | |
| **ચાપના સિલ્કનો કોટ, વેસ્ટ કોટ અને ટ્રાઉસર્સઃ**—આગબોટમાં પ્રવાસ કરતાં ટાઢ હોતી નથી ત્યારે પાતળા કપડાની જરૂર પડે છે. તેટલા માટે એ સુટ આવા સાથે રાખવાં પડે છે. મારી પાસે માત્ર એક સુટ હોવાથી મને અડચણ પડી હતી, તે જણાવેલ છે. આ સુટ પણ યુરોપીયન દુકાનમાં બહુ મોંઘો પડે છે. દેશી દુકાનમાંથી તેટલી કિંમતમાં બે સુટ આવી શકે છે. આવા પાતળા સુટ સુતરાઉ કરાવ્યા હોય તોપણ ચાલી શકે. તોપણ ચાઇનાસીલ્કનો હોય તો સારૂ. યુરોપમાં ટુંકો કોટજ પહેરવાનો રીવાજ હોય છે એટલે ટુંકા કે ટજ કરાવવા જોઇએ કેટલીક વખત લાંબા કોટ પહેરવામાં આવે છે. પણ આવા પ્રયોગ પ્રસંગે જાકેટ આવે છે. પિતાશ્રીને ટુંકા કોટ પહેરવા ગમતા ન હોવાથી તેમણે સઘળા ફ્રોક કોટ ઘાટના લાંબા કોટ કરાવ્યા હતા. આપણે હમેશ પહેરીએ છીએ એવા | ૩૮—૦—૦ |

| સામાનનું વર્ણન. | કિંમત. |
|---|---|
| પારસી ફેસનના કોટ પહેરવાનો અહીં બીલકુલ રીવાજ નથી માટે તેવા કોટ કરાવવાની હરકત હોય છે. વળી જમવા માટે એક કાળા રંગનો અમુકજ ફેશનનો સુટ હોવો જોઇએ તેને " ડાયનીંગ સૂટ " કહે છે. આવો સુટ મેં કરાવ્યો નહોતો અને તેની બહુ જરૂર પડી ન હતી પણ શ્રીમંતી હોટલમાં ઉતરવું હોય તો, અથવા સારા સમાજમા જવાનું હોય તો આવા સુટ જોઇએ. આપણામાં જેમ સોળું પહેરવાનો રિવાજ છે તેવી રીતે યુરોપીયન લોકોમાં પણ બીજાને ત્યાં જમવા જતી વખત આવો પોષાક પહેરવાનો રીવાજ છે. આ રીવાજ ત્યાંના લોકો બરોબર પાળે છે, વખતે પ્રવાસી લોક આવો પોષાક ન પહેરે તો કદાચ ચાલી શકે. તેમ વળી માથે પાઘડી કે ફેંટો પહેર્યો હોય તો પણ નભી શકે છે. માટે આવો એક સુટ સાથે હોય તો સારૂં, પછી તે અહીં કરાવવો કે ત્યાં જઇ કરાવવો તે મુનસફી પર છે. | |
| રેનપ્રુફ ચેસ્ટર કોટ. ( ઓવરકોટ ):—આ કોટ યુરોપીઅન કંપનીમાંથી લીધેલો હોવાથી બહુ મોંઘો પડ્યો; આવો કોટ અહીંથી ન લેતાં ઇંગ્લાંડમાં લેવાથી ચાલે છે. વિલાયતમાં ટાઢ તથા વરસાદ બહુ હોવાથી આવા કોટની ખાસ જરૂર પડે છે. તેમજ હવાના ફેરફાર એકદમ થતા હોવાથી એવો કોટ હાથમાં રાખીને ફરવાનો રીવાજ છે. આવો કોટ પહેરીને દોકાને ઘેર જવું હોય ત્યારે કોટ બહાર ખુંટીએ મુકી દેવો પડે છે. વારંવાર આવો કોટ માથે ફેરવવો પડે છે એટલે તે વજનમાં હલકો હોય તો સારૂં પણ શિયાળામાં ટાઢ | ૬૮—૦—૦ |

| સામાનનું વર્ણન. | કિંમત. |
|---|---|
| ટાઢ પડતી હોવાથી પ્રવાસ કરવામાં જાડો કોટ પહેરી રાખવો પડે છે. એટલા માટે મારે લંડનમાં એક જાડો કોટ વેચાતો લેવો પડ્યો હતો. | |
| **સાફ્ટ ફેલ્ટ હેટઃ**—આવી ટોપી ગમે ત્યારે પહેરી શકાય છે. તેટલા માટે સાથે રાખવી જોઇએ. જો અંગ્રેજી ટોપી પહેરવી ન હોય તો પાઘડી કે ફેંટો ચાલી શકે છે. અમારી સાથે કાળે માસ્તર હતા તેઓ લંડનમાં બે ત્રણ મહિના સુધી ફેંટો પહેરીનેજ ફરતા હતા અને તેમને કંઇ અડચણ આવેલી નહતી. નવીન તરેહનો પોષાક જોઈ લોકો આપણી સામે જોઇ રહે છે ખરા. માટે પાઘડી કે ફેંટો પહેર્યા કરવા કરતાં યુરોપીઅન તરેહની ટોપી પહેરવી ઠીક પડે છે. | ૧૦–૮–૦ |
| આ સિવાય એક ઇવનીંગ કેપ સાથે રાખી હતી. સાંજે ફરવા જતાં આવી ટોપી પહેરવાનો રીવાજ હોય છે. પણ મને આવી ટોપી ગમતી નહોતી એટલે તેનો બહુ ઉપયોગ થયો નહિ. ઘેર બેઠા હોઇએ અથવા ઘરમાં ફરતા અહીં ટોપી પહેરી રાખવાનો રીવાજ નથી. માટે હિંદુસ્થાનમાંથી નીકળતા આવી ટોપી ન લીધી હોય તો ચાલે. પણ અંગ્રેજ લોકોના રીવાજ પ્રમાણે બરોબર ચાલવું હોય તો આવી ટોપી પહેરવાનો રીવાજ હોવાથી મેં ત્યાં એવી એક ટોપી લીધી હતી. | ૭–૮–૦<br>૫–૦–૦ |
| **ડ્રેસીંગ ગાઉનઃ**—રાત્રે સુતી વખતના કપડાં પહેર્યા હોય ને કોઇ મળવા આવે કે ઘરમાં ને ઘરમાં આપણે | ૨૩–૦–૦ |

| સામાનું વર્ણન. | કિંમત. |
| --- | --- |
| ફરવાનું હોય તો આવો કોટ પહેરવાનો રિવાજ છે આ કોટ ઓવરકોટ કરતા લાંબો અને ખુલતો રહે છે. આ કોટનો પણ અમારે પ્રવાસમા બહુ ઉપયોગ થશે નહિ. નાગે યુરોપમાં ગયા પછી જરૂર જણાશે આવો કોટ લેવા. એ સારૂ સવારે ડેકપર ફરતાં કેટલાક લોક આવો કોટ પહેરીને ફરતા હતા. પણ હમેં કોઇ દીવસ આવો પહેર્યો નહતો. | |
| બેધીંગ ગાઉન:—આ એક સફેત ટુવાલ જેવો કપડાનો પગ સુધીનો ઝભ્ભો હોય છે. સ્નાન માટે જતી વખત અંદર કપડા ન હોય અથવા રાત્રે સુવાના કપડાં પહેર્યા હોય તો આવો કોટ પહેરી નાહવાની ઓરડીમાં જવાનો રીવાજ છે. આવા ઝભ્ભા કરતાં જાપાની તરેહનો બારીક સુતરાઉ કોટ મળે છે, તે કિંમતમા સસ્તો પડે છે અને મુસાફરીમાં ફેરવતો પણ ઠીક પડે છે. માટે આવો કોટ લેવો જોઇએ. | ૨૫—૦—૧ |
| નાઈટસુટ ( બે ):—રાત્રે સુવી વખતે પહેરવાની એક ચોરણી અને કબજો બે મળીને આ સુટ થાય છે. આ સુટ વેચાતો લીધા કરતાં સુતરાઉ ધોળા કે રંગીન કપડાના હિંદુસ્તાનમાંજ તૈયાર કરાવ્યા હોય તો બહુ સોઇસ્કર થાય છે. તૈયાર લેવા જતાં કિંમત બહુ પડે છે. અને મોંઘા લઇએ તો બહુ સારા હોતા નથી. માટે નીકળતા પહેલા આવા બે સુટ દરજી કને તૈયાર કરી રાખવા જરૂરના છે. રાત્રે સુતી વખત આપણે જેમ પચીયાં પહેરીએ છીએ તેમ અહીંઆ નાઇટસુટનો ઉપયોગ થાય છે. મે મુંબઇથી એક નરમ નાઇટસુટ લીધો હતો પણ | ૫—૦—૦ |

| સામાનનું વર્ણન. | કિંમત. |
| --- | --- |
| એકંદર ઠંડીનું પ્રમાણ જોતાં ગરમ સુટ બેસે જોઇએ. ગરમ સુટ હોય તોપણ સુતરાઉ બે સુટ તો સાથે રાખવાજ જાઇએ. એટલે પંચીયા અગર આ કપડાં વાપરવાના હોય છે જેથી પંચીયા અગર ધોતીઆ સાથે રાખવાની જરૂર રહેતી નથી. આ સુટ આપણી પોતાની ઓરડી પુરતોજ પહેરવો પડે છે. માટે જો કોઇને ફાવતુ ન હોય તો પંચીયું પહેરે તોપણ ચાલે. પણ એકંદર યુરોપની ઠંડીને અનુકુળ તે સહેજ છે. | |
| અન્ડરવેઅર ( બે જોડ ).—ઉપરનાં કપડાં બગડે નહિ અને ઠંડીથી પણ બચાવ થાય માટે આ કપડાં પહેરવાનો રીવાજ છે. આ કપડાં એટલે ગંજીફરાક અને તેનાજ જેવી એક સુરવાળ અહીંથી નીકળતી વખતે સુતરાઉ અન્ડરવેર હોય તો સારૂં. સુતરાઉ ક્મીઝ ને સુરવાળ હોય તોપણ ચાલે. આવા ગરમ અન્ડરવેઅર વેચાતા મળે છે પણ તેની કિંમત બહુ રહે છે. કેમકે જો હલકાં લઇએ તો તે સાદા ઉનના કોઇ ચામડીને કરડે છે અને બહુ ત્રાસ થાય છે. આવા પ્રકારના બે સુટ મેં લીધા હતા. ( ગરમઅન્ડરવેઅરને જોડે ) પણ તેનો ઉપયોગ કંઇ થયો નહિ. બહુ ઠંડી હોય ત્યારે હું એક પર બીજો એમ બે અન્ડરવેઅર સુતરાઉ પહેરતો. | ૨-૦-૦<br>૧૦-૦-૦ |
| શર્ટ ( એક ડઝન ):—આ પૈકી એક જોડ ગરમ અને બાકીના સુતરાઉ શર્ટ લીધા હતા. આ શર્ટ યુરોપીયન | ૧૮-૦-૦ |

| સામાનનું વર્ણન. | કિંમત. |
|---|---|
| કમ્પનીમાં ફરગ્યા તે બહુ મોંઘા થયા. ગરમ શર્ટ અહીંથી ન લેતાં ત્યાં લઇએ તોપણ ચાલે. નિદાન ૭ સુતરાઉ શર્ટ સાથે અહીંથી રાખવા જોઇએ જમતી વખતના ડ્રેસમાં પહેળી અને કડક પટીના શર્ટ પહેરવાં જોઇએ છીએ, આને ડ્રેસ શર્ટ કહે છે પણ મે જમવાનો સુટ ( ડ્રેસ સુટ ) કરાવ્યોજ નહોતો એટલે એવા શર્ટ પણ નહોતાં લીધા. શર્ટનો પ્રચાર આપણામાં પણ એટલો બધો થઇ પડ્યો છે કે તે સબંધી વિશેષ માહિતિ લખવાની જરૂર નથી. | |
| કડક કૉલર ( નં. ૬ ):— | ૨–૪–૦ |
| **નરમ કૉલર** ( નં. ૬ ):—કૉલર સંબંધી વિશેષ માહિતિ લખવાની જરૂર નથી. તોપણ કડક કૉલરમાં ડબલ અને શીંગલ એવા બે પ્રકાર છે. આ ડબલ કૉલર વચ્ચે નેકટાય ભગવવાનો બહુ ત્રાસ થાય છે માટે ડબલ કૉલર લેવો તો બગૈયર ટાય અંદર આવે તેવો અગર સીંગલ કૉલર લેવો. નરમ કૉલરનો ઉપયોગ ઓટપર કે રમતી વખત કરવામાં આવે છે. બાકી કડક કૉલર પહેરે છે માટે નરમ અને કડક બન્ને જાતના કૉલર લેવા સારા કૉલર હમેશાં સ્વચ્છ હોવા જોઇએ. અને તે બે દહાડે બદલવા પડે છે માટે તેની સંખ્યા વધારે હોય તેમ ઠીક. | ૨–૪–૦ |
| **લિંકસ-સોનાના બટન**—( શર્ટના હાથ માટે ) બે જોડ. | ૧૮–૯–૦ |
| નરમ કૉલર માટે ૨ રફૂર ગોલ્ડની પીન્સ નંગ ૨ | ૧૦–૯–૦ |

| સામાનનું વર્ણન. | કિંમત. |
|---|---|
| **બૅક બટન બે** ( શર્ટને કૉલર સાથે બીડવવા માટે ) લિંક્સ તથા પીન બહાર દેખાવમાં રહે છે માટે તે સોનાની હોય તો સારૂં. | ૦–૬–૦ |
| **ગ્રેસીન બે**:—આનો ઉપયોગ એટલો બધો પ્રચારમાં છે કે તે કહેવાની જરૂર નથી. | ૨–૮–૦ |
| **હાથ રૂમાલ નંગ ૧૨**:—હાથ રૂમાલ સ્વચ્છ રાખવા માટે જેટલા વધારે હોય તેમ સારૂં. | ૩–૦–૦ |
| **રેશમી રૂમાલ નંગ ૨૦**:—રેશમી રૂમાલ રાખવા કે નહિ તે મરજીની વાત છે. | ૫–૪–૦ |
| **પગનાં મોજા, છ જોડ**, } પગનાં સુતરાઉ મોજાં લેવા પછી વિલાયત જઇ ગરમ લેવાં પુરૂષનાં મોજાંને સોક્સ કહે છે. અને બૈરાંના મોજાંને સ્ટોકીંગ્સ કહે છે. | ૬–૦–૦ |
| મોજાં સરકીને ઉતરી ન જાય માટે બાંધવાની રબરની પટ્ટીઓ જોડ એક:—( રબરની ). | ૧–૪–૦ |
| **બ્રાઉન હોલબુટ એકજોડી**:— | ૧૧–૦–૦ |
| **બ્લેક હોલબુટ એકજોડી**.— | ૯–૦–૦ |
| **પમ્પશુ**:— | ૫–૦–૦ |
| **ટેકશુ**:–( રબરના તળીઆના બુટ ):—હોલબુટ અગર અર્ધા બુટ લેવા તે પોતાની ખુશીની વાત છે ઘરમાં પહેરવાને પમ્પશુ અગર સ્લીપર્સની જરૂર પડે છે રેક્શુ | ૧૦–૮–૦ |

| સામાનનું વર્ણન. | કિંમત. |
| --- | --- |
| જોડે રાખવા પડે છે નહિ તો ડેક ઉપર ચાલતાં પગ સરી જવાનો સંભવ રહે છે. જમવાના ડ્રેસ જોડે ચળકતા પેટન્ટ લેધરના બુટની ખાસ જરૂર પડે છે. | |
| **નેકટાય નંગ ૧૨:**—ઉઘાડા કૉલરનો કોટ પહેર્યો એટલે નેકટાય પહેર્યા શિવાય ફરવું ઘણું અસભ્ય ગણાય છે. જુદા જુદા રંગના રોજ અદલ બદલ પહેરવા માટે વધારે ટાય રાખવાની જરૂર રહે છે. યુરોપીઅન એટલે નેકટાય ખાસ અવશ્ય પહેરવાજ જોઇએ. કેટલાક તૈયાર બાંધેલા નેકટાય મળે છે એટલે વારંવાર તે બાંધવાની ભાંજ-ગડ રહેતી નથી. આવા ટાયને " બો " કહે છે. જમણ વખતે " બો " વાપરવાનો રીવાજ છે. આવા કાળા તથા સફેદ " બો " તૈયાર મળે છે જે જમતી વખતે પહેરાય છે. અમે આવા " બો " લીધા નહોતા. | ૧૩–૦–૦ |
| **રગ. એક ( અનુસ ):**—મેં જે રગ વેચાતો લીધો હતો તે બહુ જાડો અને વજનદાર હતો એટલે મુસાફરીમાં તે ફેરવવાનું બહુ મુસ્કેલ થઈ પડયું. રગનો ઉપયોગ બોટ પર તેમજ રેલ્વેમાં બહુ થાય છે પણ જેમ પાતળો અને હલકો તેમ સારૂં; આ મુદ્દલ ન લીધો હોત તોપણ ચાલી શકત. | ૧૯–૦–૦ |
| **હોલ્ડઑલ ( એક ):**—એ પથારી બાંધવાની એક પ્રકારની શેતરંજી છે. તેને પટ્ટા લગાડેલા હોય છે અને અંદરની બાજુએ કોથળીઓ સીવી હોય છે, જેમાં પરચુરણ સામાન રહે છે. આનો અમને બહુ ઉપયોગ થયો નહિ કેમકે દરેક ઠેકાણે પથારીનો સામાન મળી શકે છે માટે સાથે ફેરવવો પડતો નથી. | ૧૫–૦–૦ |

| સામાનનું વર્ણન | કિંમત. |
| --- | --- |
| કેબીન ટ્રંક ( કૉમ્પ્રેસ્ડ ફાયબર ) . .. | ૩૪—૦—૦ |
| ગ્લેડસ્ટન બૅગ .. .. .. ... | ૨૦—૦—૦ |
| હૅન્ડ બૅગ —અમારા પ્રવાસમાં કેબીન ટ્રંક ફેરવવાનો અમને બહુ ત્રાસ પડ્યો અને તેને બદલે એક જો સ્ટીલની મજબુત ટ્રંક લીધી હોત તો ઠીક પડત અને પૈસા પણ થોડા થાત ગ્લેડસ્ટન બૅગ અને હૅન્ડબૅગનો ઉપયોગ બધા પ્રવાસમાં થતો હોવાથી તે અવશ્ય લેવા જોઇએ | ૧૧—[illegible] |
| **હજામતનો સામાન.** | |
| અસ્ત્રો | ૩—૮—૦ |
| હજામત માટે સાબુ લગાડવાનો બ્રશ, | ૨—૪—૦ |
| આયનો | ૮—૧૨—૦ |
| અસ્ત્રાને ધાર આપવા માટે પટી ચામડાની | ૧—૦—૦ |
| હજામત કરતી વખત લગાડવાનો સાબુ ( શેવીન સ્ટીક ) | ૦—૧૨—૦ |
| હેઝલીનો ( હજામત કર્યા પછી ચામડી નરમ કરવાનો મલમ ) | ૦—૧૫—૦ |
| હજામત પછી લગાડવાનો સુવાસિક પાવડર | ૦—૧૫—૦ |
| નખ કાપવાની કાતર | ૧—૮—૦ |
| સેફ્ટી રેઝર | ૧૫—૦—૦ |
| યુરોપ જનારને હાથે હજામત કરતા ખાસ આવડવી જોઇએ કેમકે નહિતો બહુ મુશ્કેલી પડે છે સવારના પહોરમાં ઉઠી જેમ આપણે દાતણ પાણી કરીએ છીએ તેમ તે લોકો રોજ હજામત કરે છે યુરોપમાં આપણી નાફક | |

| સામાનનું વર્ણન. | કિંમત. |
| --- | --- |
| ઘેર હજામ આવતો નથી. અને કદાચ બોલાવીએ તો બહુ પૈસા આપવા પડે છે. અને રોજ હજામની દુકાને જઇ હજામત કરવાનું પોસાતું નથી. પ્રત્યેક હજામત દીઠ સાત આઠ આના આપવા પડે છે, આટલા માટે હાથે હજામત કરવાની ખાસ જરૂર છે. હજામની દુકાને પણ હજામ નખ તો ઉતારતો નથી, અને નખ તો હાથેજ ઉતારવા પડે છે આ માટે એક ખાસ કાતર આવે છે, તે ઉપરથી સહેજ વાંકી રહે છે એટલે નખ સાફ કપાઇ ઉતરી જાય છે. ઉતરેલી હજામત કાગળના કકડા ઉપર ઉતારી તે નાંખી દેવામાં આવે છે. જેમને કરવાં આવડતી નથી તેને ઉપરની હકીકત ખાસ ધ્યાનમાં લેવી જોઇએ. આ સામાન દેશી દુકાનપર મળી શકે છે અને સોંઘો મળે છે. અસ્ત્રો બને જેમ બને તેમ સારો લેવો જેને હાથે હજામત કરતાં આવડતી ન હોય તેણે " સેફટી રેઝર " વેચાતો લેવો એટલે આ અસ્ત્રાથી વાગી બેસવાનો સંભવ રહેતો નથી. | |
| **વાળ ઓળવાનો સામાન.** | |
| વાળ સાફ કરવાના બે બ્રશ. | ૪-૮-૦ |
| દાંતીયો ( એક ). | ૦-૬-૦ |
| તેલની બાટલી ( એક ). | ૨-૦-૦ |
| અહીંઆ કપાળપર લોકો હજામત કરતા નથી અને વાળ ઉગાડે છે, અને ચેહરો રાખે છે. તેને રોજ ઓળવા જોઇએ અને બરાબર સેથી પાડીને ફરવું એ શિષ્ટાચાર ગણાય છે. | |

| સામાનનું વર્ણન. | કિંમત. |
| --- | --- |
| **ન્હાવા વિગેરેનો સામાન.** | |
| સ્પંજ ( વાદળી ) એક | ૨-૮-૦ |
| ન્હાતી વખત શરીર ઘસવાનાં મોજા એક જોડ. | ૧-૦-૦ |
| સાબુ મુકવાની ડબી ( નિકલની ). | ૦-૧૪-૦ |
| દાંત ઘસવાનો પાવડર ( એક ડબી ). | ૧-૧૨-૦ |
| દાંત ઘસવાનો બ્રશ. | ૧-૪-૦ |
| કપડાં સાફ કરવાનો બ્રશ. | ૨-૮-૦ |
| યુરોપમાં પીપમાં ન્હાવાનો રીવાજ છે એટલે લોટા કે કળશીઓ સાથે રાખવાની જરૂર નથી. માથાપર વીગેરે તેઓ વાદલીથી ન્હાય છે. ન્હાવાનો સાબુ ઘણું ખરું હોટેલ તરફથી મળે છે પણ સાથે સાબુ રાખવા ઠીક પડે છે દાંત ઘસવા માટે બ્રશ વિગેરેની ખાસ આવશ્યકતા રહે છે. | |
| છત્રી ( એક સારી છત્રી જોડે રાખવી આવશ્યક છે ). | ૩-૦-૦ |
| ડેક ચેઅર ( બોટ પર ડેક ચેઅર ભાડે મળે છે પણ પોતાની ખુરશી હોય તો ઠીક પડે છે ) | |
| વિઝીટ કાર્ડ નગ ૨૦૦ | ૨-૮-૦ |
| કોઇને મળવા જવાનું હોય તો કાર્ડની ખાસ જરૂર પડે છે. | |
| ફાઉન્ટન પેન આવી પેન લખવાના કામમા પ્રવાસમાં બહુ ઉપયોગી પડે છે. | ૯-૦-૦ |
| હાથ મોજા ( બે જોડ ) બહુ થંડી પડે છે ત્યારે હાથ મોજા લેવા પડે છે. અમે તે લંડનમાં લીધાં હતાં. અહિંથા લેવાની જરૂર નથી. | ૧૫-૦-૦ |
| કુલ. | ૬૩૩-૭-૦ |

| સામાનનું વર્ણન. | કિંમત. |
|---|---|
| આપણામાના ઘણા જે હાલ યુરોપીઅન પોશાક વાપરે છે તેમની પાસે ઉપરની યાદી પૈકી ઘણી ચીજ હોય છે એટલે વિશેષ માહિતિની જરૂર નથી. નીચે સ્વરૂપ પિતાશ્રીએ કપડાં વિગેરે સામાન ઘણો ખરો મારા જેવોજ રાખેલો હતો એટલે તેનો જુદો ખુલાસો આપવાની જરૂર નથી. | |
| **મારી પત્ની માટે ખરીદેલો સામાન.** | |
| રેશમી ઓવર કોટ ( એક ) | ૬૫-૮-૦ |
| ગરમ ઓવર કોટ ( એક ) | ૩૫-૮-૦ |
| સુતરાઉ ઓવર કોટ ( એક ) | ૨૦-૮-૦ |
| ગરમ ઓવર કોટ ( એક ) | ૧૦૫-૦-૦ |
| યુરોપીઅન સ્ત્રીઓના અને આપણા પોશાકમાં ઘણોજ ફરક હોવાથી આપણો પોશાક કરી પ્રવાસમાં ફરવું બહુ અગવડ વાળુ છે, તેટલા માટે અહરથી આપણો પોશાક પહેરી ઉપર ઓવર કોટ પહેરી લેવો બહુ સારો પડે છે. સ્ત્રીઓના ઓવર કોટ તૈયાર મળે છે તેટલા માટે એક સુતરાઉ ઓવર કોટ લેવો. ગરમ ઓવર કોટ ત્યાં ગયા પછી લેવામાં આવે તો ચાલે. અમે એક ગરમ ઓવર કોટ અહીંથી લીધો હતો પણ અતિશય થંડીને લીધે ત્યાં એક બીજો ઓવર કોટ લેવો પડયો. | |
| મેહેલર હેટ ( એક ) | ૧૨-૮-૦ |
| સ્કાર્ફ રેશમી ( એક ) | ૮-૮-૦ |
| સ્કાર્ફ રેશમી (બે) —યુરોપીઅન ઔરતો માથે ટોપી પહેરી ફરે છે. કાળી ટોપીઓની અનેક તરેહ રહે છે તે | |

| સામાનનું વર્ણન. | કિંમત. |
| --- | --- |
| પૈકી એક જાતની અમે વેચાતી લીધી હતી પણ તે ટોપી આગળ કંઈ પણ કામમાં આવી નહિ. જ્યારે પોષાક યુરોપીઅન રીતનો કરવામાં આવે તો તેની જરૂર પડે છે. આપણી સ્ત્રીઓના વાળનો રંગ તથા અંબોડો વાળવાની રીત તદન જુદીજ હોવાથી ઉઘાડે માથે ફરવાનું સારૂં નથી. તેમજ થંડી પણ ઘણી હોય છે એટલે માથું બાંધવાની ખાસ જરૂર રહે છે, માટે બજારમાંથી ગલપટા જેવા લાંબા અને પહોળા રેશમી રૂમાલ (સ્કાર્ફ) મળે છે તેવા બે રૂમાલ રાખવા ઠીક પડે છે. અમે એક રૂમાલ અહીંથી લીધો પણ તે ખરાબ થઈ જવાથી બે નવા રૂમાલ લંડનથી લીધા હતા. આવી રીતે રહવાનો પણ ત્યાં બહુ રીવાજ નથી એટલે લોકોને જરા નવાઈ લાગે છે પણ ઉઘાડે માથે ફરવા કરતાં આ ઠીક લાગે છે. | |
| કાળા હોલ બૂટ. | ૧૮-૮-૦ |
| કાળા બૂટ (અર્ધા) | ૯-૮-૦ |
| બ્રાઉન બૂટ (અર્ધા.) | ૧૦-૮-૦ |
| સ્લીપર. | ૫-૪-૦ |
| રેશમી મોજા (સ્ટોકિંગ્સ) છ જોડ. | ૩૯-૦-૦ |
| ગરમ મોજા (સ્ટોકિંગ્સ) ત્રણ જોડ. | ૮-૮-૦ |
| ગાર્ટર બે જોડ. (મોજા ઠીક રાખવાની પટ્ટીઓ) | ૨-૪-૦ |
| યુરોપમાં બૈરાંઓને મોજા કે બુટ પહેર્યા શિવાય ફરવાનો બીલકુલ રીવાજ ન હોવાથી બુટ મોજા ખાસ આવશ્યક છે તેમજ તહોની ઠંડીમાં પણ તે બહુ ઉપયોગી પડે છે. કેટલા નંગ અને કેટલા લેવા તે મરજીની વાત છે. બૈરાંના મોજા ઘુંટણ સુધી પહોંચે તેવા હોય છે. | |
| નાઈટ ડ્રેસ નંગ બે | ૬-૮-૦ |

| સામાનનું વર્ણન. | કિંમત. |
| --- | --- |
| **કમરપટ્ટા બે નંગઃ**—આનો બહુ ઉપયોગ થયો નથી) | ૫–૮–૦ |
| **ડ્રેસીંગ ગાઉનઃ**—આ અડીયીજ સાથે રાખવો પડે છે ). | ૨૧–૮–૦ |
| **મફલરઃ**—( ગળે બાંધવાનો રૂમાલ ) અને બે સોનાની પીન. ઓવર કોટ હમેશા ઉઘાડા કૉલરનો રહે છે માટે અંદરનો પોષાક દેખાય નહિ માટે ગળે રૂમાલ વીંટાળવો પડે છે. અને તે બરોબર બાંધવા માટે પીનનો ઉપયોગ કરવો પડે છે | ૧૧–૪–૦ |
| **અન્ડર વેઅરઃ**—( કોમ્બીનેશન ) આ સાથે જોડેલો પોલકાને ઇજાર હોય છે આનો ઉપયોગ શીયાળામા બહુ થાય છે. આ વલીથી લેવામાં આવે તો ચાલે અને તે ગમે ત્યાં મળી શકે છે. | ૮–૦–૦ |
| **ડ્રેસીંગ કેસઃ**—( વાળ હોળવાના સામાનની પેટી ). યુરોપીઅન સ્ત્રીઓ માટે આ પેટી કરેલી હોવાથી આનો સામાન બહુ ઉપયોગી પડતો નથી માટે આની પેટી લેવાની કશી જરૂર નથી. રોજ ચોટલો હોળવા માટે કાંસકી વગેરે સામાન આપણી તરેહનો હોય તો ચાલે. | ૪૨–૦–૦ |
| **પોલકા ચારઃ**—ચોળી કરતા પોલકા ઠીક પડે છે અને તે લાંબી બાંયના હોય તો ટાઢમાં બહુ ઉપયોગી થાય છે | ૧૦–૦–૦ |

| સામાનનું વર્ણન. | કિંમત. |
|---|---|
| **ગુજરાતી તરેહની રેશમી સાડી નંગ ૬:—** ગુજરાતી સાડીઓ ટુંકી હોવાથી દક્ષિણી સ્ત્રીઓ કછોટો મારીને પહેરી શકતી નથી. આવી રીતે કછોટો મારીને પહેરવાનો ચાલ યુરોપીઅન લોકોને પસંદ નથી માટે ગુજરાતી તરેહની સાડીઓ સાથે રાખવી એવું અમને કહેવામાં આવ્યું હતું. માટે અમે એવી છ સાડીઓ રાખી હતી. પણ આખા પ્રવાસમાં મારી પત્નીએ દક્ષિણી રીવાજ પ્રમાણેજ પહેરવેશ કરવાનું રાખેલું હોવાથી આ સાડીઓનો ઉપયોગ બીલકુલ થયો નહિ. બ્હાર જતી વખત ઉપરથી ઓવર કોટ પહેરવાનો રહે છે. એટલે અંદર કેવો પોષાક કર્યો છે તેનો પ્રશ્ન રહેતો નથી અમારે ત્યાંના સમાજમાં ભળવાનો પ્રસંગ આવ્યો નહિ એટલે તેમનો આ વિષે શું વિચાર છે તે સમજાયું નહિ. પણ માત્ર પ્રવાસી તરીકે મુસાફરી કરવામાં આવી સાડીઓની જરૂર ટેવ નથી તેને માટે તે શિવાય ચાલી શકે તેમ છે. | ૧૦૮—૦—૦ |
| છત્રી નંગ ૧. | ૫—૦—૦ |
| ચામડાની કેબીન ટ્રંક. | ૫૯—૮—૦ |
| સ્પંજ. | ૨—૮—૦ |
| હાથ રૂમાલ નંગ ૧૨. | ૨—૪—૦ |
| ડેક ચેઅર. | ૪—૦—૦ |
| હાથ મોજા. | ૧૫—૦—૦ |

| સામાનનું વર્ણન. | કિંમત. |
|---|---|
| **તેલ સાબુ વિગેરે સામાન.:—**<br>આ વિષે ફરી પુનરૂક્તિ કરવાની જરૂર નથી. કપાળમાં ચાંલ્લો કરવાને કંકુ યુરોપમાં બીલકુલ મળતું નથી માટે જોઇતું કંકુ સાથે રાખવું. મારી પત્નીએ યુરોપીઅન તરેહનો પોષાક કદી પહેર્યો નથી એટલે તે વિષે માહિતિ આપી શકાતી નથી. બાકી અમે લીધેલા સામાન શિવાય બીજું કંઇ ખાસ વધારે જોઇતું નથી. એવું અમને અનુભવ પરથી લાગ્યું છે. પ્રવાસમાં બહુ દાગ દાગીના રાખવા સલાહ કારક નથી. માટે જેમ બને તેમ થોડા દાગીના રાખવા નાકમાં વાળી પહેરવાનો રીવાજ ત્યાં સુદ્દલ હોતો નથી એટલે મારી પત્નીએ પણ તેનો ઉપયોગ કર્યો નથી. વળી નથ પહેરીને ત્યાંના લોકોની દષ્ટિ નાહક આપણા તરફ ખેચવી તે ઇષ્ટ જણાતું નથી. હાથમાં બંગડીઓ પહેરવાનો રીવાજ ત્યાં પણ હોય છે. માટે બંગડીઓ પહેરવાને કંઇ વાંધો નથી. કાચની બંગડીઓ ત્યાં બજારમાં તૈયાર મળતી નથી માટે સાથે થોડી તેવી બંગડીઓ તે નંદવાઇ જાય ત્યારે નવી પહેરવા માટે જોડે રાખવી ઠીક પડે છે. | |
| કુલ | ૬૯૪–૦–૦ |

# પરિશિષ્ટ ૨ જું.

## યુરોપના પ્રવાસમાં મારા એકલા માટે થયેલો ખર્ચ.

| સામાનનુ વર્ણન. | કિંમત. |
|---|---|
| | રૂ. આ પૈ. |
| બોટભાડું:—ઑસ્ટ્રિઅન લૉઇડ કંપનીની બોટનુ મુંબઈથી ટ્રીએસ્ટ સુધીનું જવા આવવાનુ પહેલા વર્ગનું રીટર્ન ટીકીટનું ભાડું સાતસો રૂપિયા પડ્યું. પીએન્ડ ઓ કમ્પનીમાં આટલું ભાડું સેકન્ડ કલાસ ટીકીટનું લાગે છે. પી. એન્ડ ઓ. કમ્પનીના જેટલીજ સગવડો બીજી કમ્પનીની સ્ટીમરોમાં હોય છે. એટલે તેમાં જવામાં ફાયદો પડે છે. ઉપર જણાવ્યા પ્રમાણે આ ભાડામાં જમવા ખર્ચનો સમાવેશ થઇ જાય છે. જમવાનો ખર્ચ બાદ કરીયે તો બસો રૂપિયા ઓછા થાય છે. હું ઑસ્ટ્રિઅન લૉઇડની મોટી બોટમાં પાછો આવ્યો અને "સી" ડેકપર જગા ( બર્થ ) રીઝર્વ્ડ કરાવ્યો માટે રૂપિયા ત્રીસ પેહેલીથી વધારે ભરવા પડ્યા હતા. તીર્થરૂપ પિતાશ્રી "મૅસેજરી મૅરીટાઇમ," નામની ફ્રેંચ સ્ટીમરમાં પાછા આવ્યા. એટલે ઑસ્ટ્રિઅન કમ્પનીની ટીકીટ પાછી આપી તેમને ફ્રેંચ કમ્પનીની ટીકીટ લેવા માટે ૭ પૌંડ એટલે ૯૦ રૂપિયા વધારે ભરવા પડવા. પી. એન્ડ ઓ. કંપનીની રીટર્ન ટીકીટ હોય તો જરૂર વખતે તે પાછી આપી બીજી કંપનીની ટીકીટ લઇ શકાતી નથી. આ તે કમ્પનીની બોટમાં જવાનો ગેર ફાયદો છે. યુરોપના જેવા ખર્ચના પ્રવાસમાં માત્ર ગેર સોઇ ન થતાં જેમ ઓછો ખર્ચ થાય | ૭૫૦—૮—૦<br>૩૦—૦—૦ |

| સામાનનું વર્ણન. | કિંમત. |
|---|---|
| તેમ સારૂં માટે કઈ બોટમાં જવું તેનો વિચાર કરતાં ઉપલી હકીકત ધ્યાનમાં લેવાની જરૂર છે. | |
| **રેલ્વેના પ્રવાસનું ભાડું:**—યુરોપનું રેલ્વે ભાડું આપણે ત્યાંના ભાડા કરતાં મોઘું હોય છે. થર્ડ ક્લાસનું ભાડું કોન્ટીનેન્ટપર ( ગ્રેટબ્રીટન શિવાયના યુરોપ ખંડના સળંગ ભાગને કોન્ટીનેન્ટ કહે છે ) દર મૈલે ૮ થી ૯ પૈ પડે છે. અને ગ્રેટબ્રીટનમાં તેનો સરેરાસ એક આનો પડે છે. અહીંઆ-થર્ડ ક્લાસમાં આપણા સેકન્ડ ક્લાસ જેટલીજ સોઇ હોય છે. અહીંઆ સેકન્ડ ક્લાસમાં મુસાફરી કરવી હોય તો થર્ડ ક્લાસથી દોઢ ગણું અને ફર્સ્ટ ક્લાસમાં બઢી ઘણું ભાડું પડે છે. યુરોપમાં થર્ડ ક્લાસમાં મુસાફરી કરવામાં આપણે ત્યાં જેટલો ત્રાસ થાય છે તેટલો બીલકુલ થતો નથી. ખાસ થર્ડ ક્લાસમાં મુસાફરી કરવી તે દહાડેજ કરવી એટલે કંઇ અડચણ આવતી નથી. અહીંનો પ્રદેશ પણ સારી રીતે જોઇ શકાય છે. વધારે પૈસાની સગવડવાળાએ ઉંચા દરજ્જામાં પ્રવાસ કરે તો વધારે સગવડ મળે એ કહેવું ખાસ જરૂરનું નથી. | ૭૦૨—૦—૦ |
| **ટ્રામ, બસ, ઘોડાગાડી વગેરેના ખર્ચ:**—પહેલો એક મહિનો અમે યુરોપમાં ફરવામાં કાઢ્યો. ત્યારે અમે જુદી જુદી જગ્યાઓ જોવા માટે ઘોડાગાડીનો ઉપયોગ કરતા હતા. આ ગાડીને દર મૈલે સવા રુપિયો ભાડું આપવું પડતું હતું. ઘણેખરે ઠેકાણે ભાડાની ગાડીને "ટેક્ષીમીટર" લગાડેલું હોવાથી કેટલું ભાડું આપવું તેની ભાંજગડ | ૧૭૦—૦—૦ |

| સામાનનું વર્ણન. | કિંમત. |
| --- | --- |
| રહેતી નથી. આવા મંતરવાળા ગાડીવાળા પણ થોડા ભાડામાં લઇ જાય છે. પણ તે પહેલેથી ઠરાવવું પડે છે. વખત પ્રમાણે પણ ભાડું ઠરાવવામાં આવે છે. અને એક કલાકે સરેરાસ સવા રૂપિયો પડે છે. ગાડીમાં મોટી પેટી મુકવાની હોય તો દર નગે બે થી ત્રણ આના વધારે આપવા પડે છે. આ ઉપરાંત વળી જેટલું રીતસર ભાડું થાય તેનો દશાંશ રકમ બક્ષિસ ( ટીપ ) આપવી પડે છે. આ ઉપરના દર એક મોટા શહેરને માટે છે પણ હવા ખાવાની જગ્યાએ આથી પણ વધારે ભાડું પડે છે. ધીમે ધીમે અમે ત્યાંના માહિતગાર થતા ગયા તેમ ટ્રામ અને બસનો ઉપયોગ કરવા માંડયો હતો. આનો દર દર મૈલે એક આનો હોય છે અને કોઇ કોઇ ઠેકાણે વધારે પણ હોય છે, અમે જોયેલાં બધાં ગામોમાં વીજળીની ટ્રામ હતી. તેનો ઉપયોગ કરવાથી પુષ્કળ કમી ખર્ચ પડે છે. જે જે ઠેકાણે ટોમસ કુક કમ્પનીની ઑફિસ હોય છે ત્યાં તે કમ્પની મારફત પ્રવાસમાં જોવા જવાની જગ્યાએ બતાવી આપવા માટે, મોટી મોટર ગાડીએ ( કુકસાની એક્ષમને ) વ્યવસ્થા હોય છે. જેમને પરદેશી ભાષા સમજાતી નથી તેમને માટે આ વ્યવસ્થા સહેલી અને સોંઘી પડે છે. પણ અમારી પાસે સ્વતંત્ર ગાઇડ હોવાથી કુક કમ્પનીમાં જે ખર્ચ લાગત તેના કરતાં ઓછે ખર્ચે સઘળાં સ્થળો જોઈ આવી શકતા હતા. કુક કમ્પની તરફથી પણ આ દેશ જાણનારો ગાઇડ, મેળવવાની ગોઠવણ ચાલે | |

| સામાનનું વર્ણન. | કિંમત. |
|---|---|
| છે. પણ અમારી સાથે કાયમનો ગાઈડ હોવાથી ટ્રામમાં ફરવામાં અમને બીલકુલ ત્રાસ થયો નહિ. અને ખર્ચ પણ કમી થયો. | |
| **હમાલ મજુરીઃ**—દરેક સ્ટેશનપર ઘણુંખરૂં મજુર હોય છે. તે લોકો આપણો સામાન રેલ્વેમાંથી બહાર ગાડીમાં મુકી આવે છે. દરેક નાના મોટા દાગીના દીઠ બે આના આપવાનો રીવાજ હોય છે. આ પ્રમાણે પૈસા ચુકાવી આપીયે છીયે તો મજુરો કચકચ કરતા નથી. બહુ સામાન હોય છે ત્યારે વળી બે ચાર આના ઈનામની આશા રાખે છે. સ્ટેશનથી હોટેલ સુધી સામાન લઈ જઈએ તો તે પ્રમાણે વધારે મજુરી આપવી પડે એ સ્વાભાવિક છે. અજાણ્યા માણસો પાસેથી વધારે મજુરી પડાવી લેવાની ઈચ્છા ઈટાલીના મજુરો ખાસ કરે છે. પણ મેટ્રોપોલિટનમાં તેવો ત્રાસ નથી. એકંદર આપણે ત્યાં જેટલી કચકચ કરવામાં આવે છે. તેટલી કરવી પડતી નથી. | ૨૫–૦–૦ |
| **ભોજન ખર્ચ અને હોટલમાં રહેવાનો ખર્ચ:**—અમે ધાન્યાહારી હોવાથી અને સેકન્ડ ક્લાસ હોટલમાં ઉતરતા હોવાથી અમારે રહેવાનો અને ખાવાનો ખર્ચ દરરોજ પાંચ રૂપિયા કરતાં વધારે આવ્યો નહિ. ફક્ત રહેવા માટે ઓરડી લઈએ તો ૨ા થી ૩ રૂપિયા સુધી ભાડું આપવું પડે છે. આમ રહેવાના ભાડામાં ઘણુંખરૂં | ૮૦૦–૦–૦ |

| સામાનનું વર્ણન. | કિંમત. |
|---|---|
| સવારે નાસ્તો આપવામાં આવે છે. પણ રાત્રે જમણના પૈસા જુદા આપવા પડે છે. બપોરનું ખાવાનું બનતા સુધી બહાર ઉપહારગૃહમાંજ કરી લેવાનું ઠીક પડે છે હોટલમાં ધાન્યાહારી ઘરાકોને ઉપયોગી પડે એવા ક્યા પદાર્થો કેટલા દરથી આપવામાં આવે છે અને રહેવાની બીજી સગવડ કેવી, રીતની હોય છે. તેનું વર્ણન ચોપડીમાં વાર વાર કરવામાં આવેલું છે એટલે તેની પુનરાવૃત્તિ અહીં કરવાની ખાસ જરૂર નથી. કોઈપણ હોટલમાં ઉતરતાં પહેલાં દર અગાઉથી નક્કી કરી તે દરમાં શું શું મળવાનું છે તેપણ ચોક્કસ કરવાની ખાસ જરૂર હોય છે કેમકે કેટલેક ઠેકાણે અજાણ્યા માણસ જાણી લેવા માટે આટલું રહેવા માટે આટલું એવું એવુ બીલમાં ચઢાવી દે છે. એકલા માણસ માટે ગાઈડ ન હોય તો પછી કુક કમ્પનીના હોટલ કુપનો વધારે સગવડવાળા થઈ પડે છે. આ કુપનોથી દરરોજ સાતથી આઠ રૂપિયા ખર્ચ થાય છે આથી, પણ વધારે ખર્ચ કરી શકનારને માટે વધારે સગવડવાળી હોટેલો હોય છે એ કહેવાની ખાસ જરૂર નથી. | |
| ટીપ (બક્ષીસ)—યુરોપમાં બક્ષિસનું જોર બહુ વધી પડ્યું છે. પહેલા વર્ગના મુસાફરને બોટના નોકરોને પંદર રૂપિયા બક્ષીસ આપવી પડે છે શહેરમાં ઉપહારગૃહમાં જઈએ તોપણ 'બીલ' ચુકાવતી વખતે દશાંશ રકમ કમીમાં કમી ટીપ આપવી પડે છે. | ૭૦—૦—૦ |
| ગાઈડને માટે થયેલો ખર્ચ—અમારા ૭ મહિનાના પ્રવાસમાં અમે અમારી સાથે એક માહિતગાર માણસ સાથેજ રાખ્યો હતો તેથી અમને ઘણીજ મગવડ મળી | ૪૦૮૮—૦—૦ |

| સામાનનું વર્ણન. | કિંમત. |
| --- | --- |
| કુક કમ્પની તરફથી રોજંદાર ગાઇડ રાખીએ તો તેને રોજના ૭ સાત શિલિંગ આપવા પડે છે.' આ તે ફક્ત રોજંદારી હોવાથી આપણે હોટેલમાં જઈએ ત્યારે આપણને છોડી ચાલતો થાય છે. અમે કાયમનો ગાઈડ રાખેલો હોવાથી તેનું ગાડી ભાડું અને જમણ ખર્ચ અમારે માથે પડ્યો ખરો, પણ આવો માહિતગાર માણસ સાથે હોવાથી હોટેલના દર ઠરાવવાના વિગેરે પ્રસંગોમાં અમને એનાથી ઘણો ફાયદો થયો. માટે ગાઇડ માટે થયેલો ખર્ચ જરા વધારે લાગે છે, પણ તેના ફાયદાનો વિચાર કરતાં તે ખર્ચ જરાએ ખટકતો નથી. વળી રાતદહાડો પ્રવાસમાં જુદી જુદી ભાષા જાણનારો નોકર જોડે હોવાથી અમને કોઇ પ્રકારની અડચણ આવી નહિ. ગાઇડનો ભોજન ખર્ચ અને ભાડા ખર્ચ રૂ. ૭૦૦ થયો. તેનો રેલ્વે ખર્ચ રૂ. ૫૫૦ થયા. અને તેના મહેનતાણાના રૂ. ૭૫૦ થયા. એટલે એકંદર રૂ. ૨૦૦૦ ગાઇડનો ખર્ચ થયો. અમે પાંચ જણા પ્રવાસમાં સાથે હોવાથી દરેકને રૂ. ૪૦૦ ભાગે આવ્યા. અમે પાંચજણા સાથે હતા, તોજ આવી રીતે ગાઇડ રાખવામાં પોસાણ. એકલા માણસને આ ખર્ચ ઘણુંજ ભારે થઈ પડે. ગાઇડનો ભોજન ખર્ચ અમારા કરતાં કમી થયો તેનું કારણ એવું છે કે, દરેક હોટેલમાં ચાર પાંચ ઘરાક તે એક સામટા આણી શકતો હતો, એટલે તેને ઓછે દરે ખાવાનું મળતું. ઉપરને. જે ખર્ચ બતાવ્યો છે તે એકલાને પ્રવાસમાં વધારે આવે તે સ્વાભાવિકજ છે અમે ચાર પાંચ જણ સાથે હોવાથીજ ઓછા ખર્ચમાં ફરી શક્યા હતા. | |

| સામાનનું વર્ણન. | કિંમત. |
|---|---|
| ગાઇડ બુકો માસિકો વર્તમાન પત્ર વગેરેનો ખર્ચ:—યુરોપના પ્રવાસે નીકળતાં પહેલાં કેટલીક ગાઇડ બુકો વાંચવી પડે છે. અને યુરોપમાં જોવા જેવું શું છે તે અગાઉથી નક્કી થવાથી કયા રસ્તે જવું તે ઠરાવવામાં ઉપયોગી થઇ પડે છે. પ્રત્યેક દેશના પ્રવાસ માટે ઉપયોગી પડે એવી બેડેકરની પ્રવાસની ગાઇડ બુકો મળે છે તે ઘણી ઉત્તમ હોય છે. બેડેકર નામ દક્ષણી જેવું લાગે છે પણ તે જર્મન નામ છે. પ્રત્યેક દેશની, ગામની અને પ્રેક્ષણીય સ્થળોની આમાં સંપૂર્ણ વિશ્વસનીય માહિતિ હોય છે. આ ચોપડી વેચાતી લેવી સારી. ઓછો ખર્ચ કરવો હોય તો સેર્યલ ગાઇડ લેવી. આમાં આખા યુરોપની માહિતી છે. આ સિવાય પ્રત્યેક મ્યુઝીઅમની અને પ્રેક્ષણીય સ્થળની જુદી જુદી ગાઇડ બુકો મળે છે તે સવડ પ્રમાણે લેવી. મેં આવી ચોપડીઓ ઘણી લીધેલી હોવાથી ખર્ચ વધી પડયો. આ સિવાય ગમ્મત માટે કંઈ માસિકો અને વર્તમાન પત્રો લીધાં હતાં. રોજના પત્રની કીમત અર્ધાથી એક આના સુધી હોય છે. આટલી કીંમતમાં કેટલાક સચિત્ર દૈનિક પત્રો પણ મળે છે. માસિકોની કીમત માત્ર જુદી જુદી હોય છે. | ૧૫૦-૦-૦ |
| પોસ્ટની ટીકીટો અને તારનો ખર્ચ:—પોસ્ટલ યુનીયનના નામે સર્વ દેશનો એક સંપ છે. તેમાં ગ્રેટબ્રીટનના તાબાના દરેક દેશનો અને વસાહતોમાં અને અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસનો સમાવેશ થઈ જાય છે એટલે ગમે તે દેશમાં બંધ પાકીટના અથવા પોસ્ટ કાર્ડનો | ૩૦-૦-૦ |

| સામાનનું વર્ણન. | કિંમત. |
|---|---|
| ટીકીટનો એક આનો પડે છે. આ યુનીઅન બહારના દેશમાં પત્ર લખવાના અઢી આના લે છે. ગ્રેટબ્રીટનમાં તાર કરવાના બાર શબ્દોના છ આના પડે છે; અને દરેક શબ્દનો ½ આનો વધારે પડે છે. વિલાયતથી હિંદુસ્તાન તાર મુકવાનો હોય તો દરેક શબ્દનો સુમારે દોઢ આનો પડે છે આ સિવાય બીજા દેશ માટે જુદા જુદા દર હોય છે. | |
| **નાટકો સિનેમા ચહેરાપટી વગેરે ખેલઃ**—પ્રત્યેક નાટક ગૃહના દર જુદા જુદા હોય છે. ગરીબ નાટકમાં છેલ્લામાં છેલ્લો દર બે આના હોય છે. શ્રીમંત નાટકમાં ઓછામાં ઓછો બાર આનાથી રૂપીયો દર રહે છે. નાટકોમાં કેટલો ખર્ચ થાય તેનો નિયમ હોય નહિ પણ અહીં સુધી આવનારાઓ અહીંના નાટકો સરકસો વિગેરે ખાસ જોવા જાય તેથી આનંદ સાથે કેટલીક માહિતિ મળે છે. યુરોપમાં નાટકમાં જવાનો પ્રચાર ઘણોજ છે. અમે નાટકમાં મધ્યમ પ્રકારની ટીકીટ કઢાવતા હતા. | ૧૦૦—૦—૦ |
| **ચિત્રના પોસ્ટ કાર્ડો:**—દેખાવના આલ્બમો ફોટો વિગેરે દરેક નાના ગામમાં પણ ત્યાંના સચિત્ર દેખાવો વેચાતા મળે છે. આવા કાર્ડો લેવાની ઇચ્છા થઇ બહુજ ખર્ચ થઇ જાય છે. પણ આના કરતાં પોતાના કેમેરાથી આવા દેખાવનો ફોટો લેવા વધારે સારા. આમાં કેટલો ખર્ચ કરવો તે મુનસફીનો સવાલ છે. | ૨૦૦—૦—૦ |
| **કપડાં ધોવાનો તથા હજામતનો પરચુરણ ખર્ચ:**—સાધારણ દુકાનમાં જઇને હજામત કરાવીએ | ૫૦—૦—૦ |

| સામાનનું વર્ણન. | કિંમત. |
|---|---|
| તો પણ દર હજામતના આઠ આના આપવા પડે છે. સારી દુકાને તો રૂપીયો પડે છે. કપડાં ધોવડાવવાના એક શર્ટના ચાર ચાર આના, હાથ રૂમાલનો અડધો આનો, એક કૉલરનો એક આનો, મોજાની જોડનો એક આનો, નાઈટના બે આના આવા દર છે. રેશમી કપડાના આથી પણ વધારે પૈસા થાય છે. કપડા માત્ર ઘણાજ સરસ ધોવાય છે તેની ના નહિ. આપણે ત્યાં ભિકારીને આપીએ છીએ તેમ અહીંઆં અર્ધો વધા એક આનો આપે છે. રસ્તાપર ઉભા રહી બુટ પૉલીસ કરાવીએ તો બે આના પડે છે. યુરોપના પ્રવાસમા નિકળતા મારા લુગડાં વગેરે સામાનમાટે થયેલો ખર્ચ (પહેલા પરિશિષ્ટ પ્રમાણે). | ૬૩૩-૧૭-૦ |
| ટીપઃ—મારા એકલા માટે ઉપરપ્રમાણે ખર્ચ થયો અમારામાંના દરેકને પણ ઉપર પ્રમાણે ખર્ચ થયો. ગાઇડ બુક ચિત્ર વિગેરેનો ખર્ચ મારો એકલાનોજ છે રા. પવારે પણ આ માટે જુદો ખર્ચ કર્યો હતો. અમારા પ્રવાસમા આ ખર્ચ જો કે અમે રીતસર કર્યો હતો અને ચાર પાંચ જણ સાથે હતા તો પણ દરેકને આ પ્રમાણે ખર્ચ આવ્યો છે. માટે એકલા માણસને આથી સવાયો કે દોઢો ખર્ચ થાય તેમાં નવાઇ નથી. માત્ર એકંદર કલ્પના માટે આ આપેલુ છે. | |
| કુલ. | ૪૨૦૮-૧૭-૦ |

# પરિશિષ્ટ ૩ જું.



## નાણાનું કોષ્ટક.

| અનુક્રમ નંબર | દેશનું નામ. | નાણાનું નામ. | મુખ્ય નાણાંની રૂપૈયામાં કિંમત. રૂ. આ. પૈ. | ત્રાંબા નાણું. | ઝીંક નાણું. | નીકલનું નાણું. | રૂપાનું નાણું. | સોનાનું નાણું. | નોટો. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | એડન. | બ્રિટિશ હિંદુસ્તાનનાં નાણાં ચાલે છે. | | | | | | | |
| ૨ | ઇજીપ્ત. | પિયાસ્તર =૧૦મિલ્લિમ. | ૦—૨—૬ | $\frac{1}{2}$ મિલીમ<br>$\frac{1}{4}$ ,, | | ૧ મિલી<br>૨ ,,<br>૫ ,,<br>૧૦ ,, | ૨ પિયાસ્ત્ર<br>૫ ,,<br>૧૦ ,,<br>૨૦ ,, | ૧૦ પિયાસ્તર<br>૧૦૦ ,,<br>આને એક પૌંડ કહે છે. | ૫૦ પિયાસ્તર અને તેના કરતાં વધારે કિંમતની નોટ ચાલે છે. |
| ૩ | ઇટાલી. | લીરા =૧૦૦ સેન્ટીસીમી | ૦—૯—૬ | ૧ સેન્ટી<br>૨ ,,<br>૫ ,,<br>૧૦ ,, | | ૨૦સેન્ટીસીમી | ૧ લીરા.<br>૨ ,,<br>૫ ,, | ૧૦ લીરા<br>૨૦ ,, | ૫ લીરા અને તેના કરતાં વધારે કિંમતની નોટ ચાલે છે. |
| ૪ | સ્વિટ્ઝર્લંડ. | ફ્રૅન્ક =૧૦૦ સેન્ટીમ્સ | ૦—૯—૬ | | ૧ સેન્ટીમ<br>૨ ,, | ૫ સેન્ટીમ્સ<br>૧૦ ,,<br>૨૦ ,, | ૫૦ સેન્ટીમ્સ<br>૧ ફ્રૅન્ક<br>૨ ,,<br>૫ ,, | ૧૦ ફ્રૅન્ક<br>૨૦ ,, | ૫૦ ફ્રૅંક અને તેના કરતાં વધારે કિંમતની નોટ ચાલે છે. |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | [illegible] | ક્રાન =૧૦૦ હેલર. | ૦–૧૦–૦ | | ૧ હેલર<br>૨ ,, | ૧૦ હેલર<br>૨૦ ,, | ૧ ક્રાન<br>૨ ,,<br>૫ ,, | ૧૦ ક્રાન<br>૨૦ ,, | ૧૦ ક્રાન અને તેના કરતાં વધારે કિંમતની નોટ ચાલે છે. |
| ૬ | જર્મની | માર્ક =૧૦૦ ફેનીંગ | ૦–૧૧–૯ | ૧ ફેનિંગ<br>૨ ,, | | ૫ ફેનિંગ<br>૧૦ ,,<br>૨૫ ,, | ½ માર્ક<br>૧ ,,<br>૨ ,,<br>૩ ,,<br>૫ ,, | ૧૦ માર્ક<br>૨૦ | ૫ માર્ક અને તેના કરતાં વધારે કિંમતની નોટ ચાલે છે. |
| ૭ | ફ્રાન્સ | ફ્રૅન્ક. =૧૦૦ સેન્ટીમ્સ | ૦–૯–૬ | | ૫ સેટી.<br>૧૦ ,, | ૨૫ સેંટીમ્સ | ૫૦ સેંટીમ્સ<br>૧ ફ્રૅન્ક<br>૨ ,,<br>૫ ,, | ફ્રૅન્ક<br>૧૦ ,,<br>૨૦ ,,<br>૨૦ ફ્રૅન્કનાં નાણાંને નેપોલિયન કહે છે | ૫૦ ફ્રૅન્ક અને તેના કરતાં વધારે કિંમતની નોટ ચાલે છે. |
| ૮ | ગ્રેટ બ્રિટન | ૧ પૌંડ =૨૦ શિલિંગ =૨૪૦ પેન્સ =૯૬૦ ફાર્દિંગ | ૧૫–૦–૦ શિલીંગ= ૧૨ આના | | ૧ ફાર્દિંગ<br>½ પેની<br>૧ પેની | | ૨ પેન્સ<br>૩ ,,<br>૪ પેન્સ(ગ્રોટ)<br>૬ પેન્સ<br>૧ શિલિંગ<br>૨ ,,<br>(ફ્લોરિન.)<br>૨½ શિલિંગ<br>(અર્ધો ક્રાઉન) | ૧૦ પૌંડ<br>૧ ,,<br>૨ ,,<br>૫ ,, | ઇંગ્લાંડમાં ૫ પાઉંડ અને વધારે કિંમતની નોટ ચાલે છે સ્કોટલાંડ અને આયર્લૅન્ડમાં ૧ પૌંડ અને વધારે કિંમતની નોટ ચાલે છે. |

| અનુક્રમ નંબર | દેશનું નામ. | નાણાનું નામ. | મુખ્ય નાણાંની રૂપેયામાં કિંમત. રૂ. આ. પૈ. | તાંબા નાણું. | બ્રૉંઝ નાણું. | નીકલનું નાણું. | રૂપાનું નાણું. | સોનાનું નાણું. | નોટો. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | ૪ શિલીંગ (ડબલરસેરિન)<br>૫ શિલિંગ (ક્રાઉન) | | |
| ૯ | બેલજીયમ | ફ્રેન્ક —૧૦૦ સેન્ટીમ. | ૦-૯-૬ | | | ૫ સેટીમ્સ<br>૧૦ ,,<br>૨૫ ,, | ૫૦ સેન્ટીમ્સ<br>૧ ફ્રેન્ક<br>૨ ,,<br>૫ ,, | ૨૦ ફ્રેન્ક | ૨૦ ફ્રેન્ક અને વધારે કિંમતની નોટ ચાલે છે. |
| ૧૦ | હૉલંડ. | ગુલ્ડેન (ગિલ્ડર) =૧૦૦ સેન્ટસ. | ૧-૮-૦ | ૧ સેન્ટ<br>૨½ ,, | | ૫ સેન્ટ | ૧૦ સેન્ટ<br>૨૫ ,,<br>૫૦ ,,<br>૧ ગુલ્ડેન<br>૨½ ,, | ૧૦ ગુલ્ડેન. | ૧૦ ગુલ્ડેન અને વધારે કિંમતની નોટ ચાલે છે. |

# પરિશિષ્ટ ૪ થું.

## જુદી જુદી જાતના કેટલાક શબ્દો અને વાકયો.

| નંબ. | ઇંગ્રેજી. | ઇટાલીયન. | જર્મન. | ફ્રેંચ. |
|---|---|---|---|---|
| ૧ | Half litre of hot milk<br>અધો લીટર ગરમ દુધ | Latte metzo litro caldo<br>લાતે મેત્ઝો લિટ્રો કાલ્ડો | Ein halbes liter von warmes milch<br>આઇન આલ્બ્સ્ લિતર ફૉન વાર્મ્જ મિલ્ચ | Une demie litre de lait chaud<br>યૂન દમી લિત્ર દ લે શૉ |
| ૨ | Half litre of cold milk<br>અધો લીટર ઠંડું દુધ | Latte Metzo litro fredo<br>લાત મેત્ઝો લિટ્રો ફ્રેડો | Ein halbes liter von kalt milch<br>આઇન આલ્બ્સ્ લિતર ફૉન કાલ્ટ મિલ્ચ | Une demie litre de lait froid<br>યૂન દમી લિત્ર દ લે ફ્રુઆ |
| ૩ | Butter બટર<br>માખણ | Burro<br>બૂરો | Butter<br>બુતર | Du bourre<br>દ્યુ બર |
| ૪ | Bread બ્રેડ<br>રોટી | Pane<br>પાને | Brod<br>બ્રૉદ | Du pain<br>દ્યુ પેં |

| અંક | ઇંગ્રેજી. | ઇટાલીયન. | જર્મની. | ફ્રેંચ. |
|---|---|---|---|---|
| ૫ | Cream ક્રીમ<br>મલાઇ | Crema<br>ક્રેમા | Creme<br>ક્રેમ | De la crême<br>દ લા ક્રેમ |
| ૬ | Boiled rice well cooked<br>સારો ચડેલો ભાત | Riso scaldato ben cotto<br>રિસો સ્કાલદાતો બેન કોતો | Etwas rice wohl gekocht<br>એત્વાસ રાઇસ વોહલ ગેકોખ્ત | Riz bien cuit<br>રી બિયન કવી |
| ૭ | Potatoes fried in French fashion<br>ફ્રેંચ પદ્ધતિએ તળેલા બટેટા | Patate fritte alla Francese<br>પોતાતે ફ્રિતે આલ્લા ફ્રાન્સેઝે | Gerostete kartoffeleu<br>ગેરોસ્ટેત કાર્તોફેલેન | Friture des pomme de terre<br>ફ્રાત્યુર દે પામ દ તેર |
| ૮ | Fried cauliflower<br>તળેલું ફુલાવર | Cavol fiori fritte<br>કવોલ ફિઓરી ફ્રીતી | Blumenkohle gerostete<br>બ્લૂમેન કહેલ ગેરોસ્તેત | Chou fleur frit<br>શુ-ફ્લેઅર ફ્રી |
| ૯ | Peascooked in butter<br>માખણમાં પકાવેલા વટાણા | Piscelli al burro<br>પિસેલ્લી આલ બ્યૂરો | Erbsen mit butter<br>અર્બઝન મિત બુતર | Pois sauté en beurre<br>પુઆ સોતે આં બર |
| ૧૦ | Fried onions<br>તળેલી ડુંગળી | Cipolle fritte<br>ચિપોલ્લે ફ્રિતે | Gerostete onion<br>ગેરોસ્તે આનિયન | Oignons frits<br>ઉંયાનોં ફ્રી |
| ૧૧ | Cold water<br>ઠંડું પાણી | Acqua freda<br>અક્વા ફ્રેદા | Kalt wasser<br>કાલ્ત વાસર | De l'eau froide<br>દ લો ફ્રુઆદ |
| ૧૨ | More<br>વધારે-જાસ્તી | Piu<br>પ્યૂ | Etwas mehr<br>એતવાસ મેઅર | Encore<br>આંકોર |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૩ | Salt<br>મીઠું | Sale<br>સાલે | Salt<br>સાલ્ટ | Sel<br>સેલ |
| ૧૪ | Pepper<br>મરી | Pepe<br>પેપે | Pepper<br>પેપર | Poivre<br>પુઆવ્ર |
| ૧૫ | Yes, sir<br>હાજી | Si Signore<br>સી સિન્યોરે | Ja, mein Herr<br>યા માઇન હેર | Oui, monsieur<br>વુઇ, મસીયર |

ટીપઃ—નેપલ્સથી અમારી જોડે આવેલા ગાઇડને ઇટાલિયન, ફ્રેંચ અને જર્મન ભાષા આવડતી હતી તેની પાસેથી અમે ખપ પુરતા ખાવાના પદાર્થોના જુદી જુદી ભાષામાં નામ-પુછી લીધા હતાં જે ઉપર પ્રમાણે ઉચ્ચાર સહીત અહીં આપ્યા છે આ ગાઇડ બહુ ભણેલો નહોતો એટલે ઉચ્ચારમાં કંઇ ભુલ હોવાનો સંભવ છે. જુદી જુદી ભાષાના ઉચ્ચાર એવા તો જુદા છે કે જાણીતા માણસ પાસે અભ્યાસ કર્યા શિવાય તે આવડવા મુશ્કેલ છે. પ્રવાસમાં ભાષાની અડચણ પડે નહી માટે કેટલીક ગાઇડ બુકમાં જુદી જુદી ભાષાના શબ્દો આપેલા હોય છે વળી એવી કેટલીક સ્વતંત્ર ચોપડી પણ મળે છે. આ સર્વેમાં "માર્લબરો" કંપનીની છાપેલી એક શિલિંગ કીમતની "સેલ્ફટોટ" નામની ચોપડી બહુ ઉપયોગી છે. એમા વ્યવહારમાં કામે લાગતા તમામ શબ્દો ઉચ્ચાર સાથે આપેલા છે યુરોપમાં દરેક માણસ વાંચી શકે છે એટલે આ ચોપડીમાંથી આપણે જે જોઇએ તે શબ્દ કે વાક્ય બતાવવાથી ઉચ્ચારની ઉચ્ચારની ભાંજગડમાં ન પડતા, આ ચોપડીની મદદથી આપણું કામ સધાય છે.